"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા": પુ. ૩૬ મું.

# સંવાદમાલા.

(ઉત્તમ પ્રતિના છત્રીશ સંવાદોનો સચિત્ર સંગ્રહ.)

સંપાદક અને પ્રકાશક
જીવનલાલ અમરશી મહેતા,
સંપાદક—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા", અમદાવાદ.

કિંમત

કાચું પુંઠું રૂ. બે. પાકું પુંઠું રૂ. અઢી.

ગુજરાતી સંવાદસાહિત્યના જનક, શ્રેષ્ઠ શિક્ષક
અને જીવંત કવિ
મણિશંકર રત્નજી ભટ્ટ—કાન્તના
સ્વર્ગીય અમર આત્માને
આ "સંવાદમાલા"
નમ્ર ભાવે
સમર્પણ
કરું છું.

જીવનલાલ.

# જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનાં પુસ્તકો.

## ( શરૂઆતથી તે ઈ૦ સ૦ ૧૯૨૩ સુધીનાં. )

**નવલકથા—**

૨—૦ હાસ્યમંદિર
૨—૮ ચૅાખેરવાલી, ભાગ ૧-૨
૨—૦ ચંદા-રાજસ્થાનની વીરરમણી.
૩—૦ ગુલામી વહેપાર, ભાગ ૧-૨
૨—૮ ચક્રવર્તી અશોક.
૦—૮ નીલનેની.
૨—૮ ધર્મપાળ.
૨—૪ શારદાનું સ્વાર્પણ.
૨—૦ કથામંજરી, ભા. ૧ લો.
૩—૦ સદર ભા. ૨ જો.
૨—૦ હાસ્યકથામંજરી, ભા. ૧લો.
૩—૦ હરીકેશચંદ્ર, ભા. ૧ લો.
૨—૮ સદર ભા. ૨ જા
૦-૧૨ સુભદ્રા (સચિત્ર)
૦—૮ પાપીનો પસ્તાવો.

**જીવનચરિત્ર—સંવાદ—**

૦-૧૨ ના. ગોપાલ કૃષ્ણ ગોખલે.
૨—૦ ટૉમસ એલ્વા એડીસન.
૨—૦ ગુર્જર સાક્ષર જયંતીઓ.
૦-૧૦ સોક્રેટીસ અને તેના છેલ્લા બે સંવાદ.
૨—૮ સંવાદમાલા (સચિત્ર)

**નીતિ-નિબંધ—**

૩—૦ તત્વચિંતન; ખંડ ૧-૨
૦—૮ પશુમાંથી દેવ.
૦—૮ સ્વર્ગની સામગ્રી.
૦—૮ વિજયધ્વજ.
૧—૮ સુખશાંતિ વિચારણા.
૧—૮ જીવન-સુધારણાના સન્માર્ગ
૧—૪ કરકસર-પૈસાદાર કેમ થવાય?
૧—૦ મેઝેનીના લેખો.

**નાટક—**

૧—૮ સત્યભામા. (સચિત્ર)
૧—૪ મેવાડ-પતન ( „ )
૧—૪ સ્વામી વિવેકાનંદ.
૦-૧૨ સીતા(શ્રી.દ્વીજેન્દ્રલાલ રૉય)
૦—૮ મુક્તધારા(મૂ.લે ડૉ.ટાગોર)

**દેશ-રાજ્ય-શિક્ષણ—**

૨—૦ જર્મનીની ઉન્નતિ શાથી થઈ?
૧—૦ શિક્ષાનો આદર્શ
દેશ-દર્શન (છપાય છે.)

**ધર્મ—**

૩—૮ હિન્દુ ધર્મની પાઠમાળા.
૧-૧૨ મુક્તિમાળા, ખંડ ૧ લો.
૦—૮ બાલગીતા.
૧—૮ ગીતાપરિચય.

# અનુક્રમણિકા.

પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદીઃ—



સાગર-જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠીઃ—



શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યઃ—



શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતાઃ—



સૌ. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠઃ—



સુશીલ-ભીમજીભાઈ હરજીવનઃ—



શ્રી. કેશવ હ૦ શેઠઃ—



---

* આ નિશાનીવાળા સંવાદ અપ્રસિદ્ધ છે.

# ચિત્રોની અનુક્રમણિકા.



## આ પુસ્તકમાળાનાં નવાં પુસ્તકો.

# સંપાદકનું નિવેદન.

પરમ કૃપાળુ પરમાત્માની કરુણાથી "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" તેનાં આરંભનાં આઠ વરસ પૂરાં કરી નવમા વરસમાં પ્રવેશે છે. આ ગયાં આઠ વરસમાં તેણે તેના નામને યોગ્ય એવી રીતે લોકોમાં જ્ઞાનને ફેલાવો થાય એ પ્રકારને બનતો યત્ન કર્યો છે. આજસુધીમાં તેના દ્વારા ગુજરાતી વાચકવર્ગની આંતરની વિવિધ પ્રકારની સુરુચિ અને સદ્વૃત્તિને પોષવામાં, તેમના જીવનને ઉત્તરોત્તર વધારે ને વધારે રસમય, આનંદી, ભાવગ્રાહી, નિર્મળ અને ઉન્નત બનાવવામાં તેમજ સાથે સાથે ભાષાસાહિત્યના અભ્યાસીઓને પણ તેમના અભ્યાસમાં સહાયક અને ઉપયોગી નીવડી શકે એવા ઉન્નત ભાવો અને ઉત્તમ ભાષાશૈલીથી વિદ્વાનો અને માન્ય સાક્ષરો વડે લખાયેલાં સામાજિક, નૈતિક, ધાર્મિક આદિ વિવિધ વિષયને લગતાં નવીન સારગ્રાહી પુસ્તકો આપ્યાં છે. ઉપરાંત કાળના વહેવા સાથે હાલના નવીન વાચકવર્ગ અને સાહિત્યના ઉપાસકોની દૃષ્ટિથી અદૃશ્ય થઇ પડેલા, થતા જતા અને લાંબા કાળે અદૃશ્ય તો શું પણ કદાચ છેક જ અલભ્ય થઇ પડે એવા છૂટા છવાયા પ્રસિદ્ધ તેમજ અપ્રસિદ્ધ ઉત્તમ પ્રતિના લેખોનો સંગ્રહ પણ પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરવાને બની શકતો પ્રયાસ કરવામાં આવ્યો છે. જણાવતાં અત્યંત ખુશાલી ઉપજે છે, કે આ પ્રયાસની સર્વસામાન્ય ઉચિત કદર કરાઇ છે, અને પ્રસિદ્ધ કરાયેલાં પુસ્તકોને આ માળાના સુજ્ઞ ગ્રાહકો, સાહિત્યઉપાસકો અને વાચન પ્રતિ અભિરુચિ ધરાવનાર વિચારશીલ સજ્જનો દ્વારા જોઇતો સત્કાર થયો છે. આ ઉપરાંત વિશેષ ખુશી થવા જેવું એ છે, કે પ્રસિદ્ધ કરાયેલાં પુસ્તકો પૈકીનાં કેટલાંક

વડોદરા રાજ્યની, મુંબઇ યુનિવર્સિટીની તેમજ ગુજરાત વિદ્યાપીઠની દેખરેખ નીચે ચાલતી શાળા અને પાઠશાળાઓમાં પાઠ્ય–પુસ્તકને લાયકનાં લેખાઇ ઉપયોગી અને આદરપાત્ર નીવડયાં છે. મારા પ્રયાસની આ પ્રકારે સર્વસામાન્ય કદર કરાયેલી જોઇ સઘળા કદરદાનો પ્રતિ સ્વાભાવિક રીતે જ મારા અંતરમાં એક પ્રકારના આભારની લાગણી ઉદ્ભવે છે, તેમજ આ દિશામાં કાર્ય કરવાનો ઉત્સાહ પણ વધે છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જેવી ગુજરાતી ભાષા અને સાહિત્યની અભિવૃદ્ધિના ખાસ હેતુથી સ્થપાયેલી સંસ્થામાં આસિ. સેક્રેટરીનું કામ લાંબો સમય કરવાનો યોગ મળતાં ગુજરાતી સાહિત્ય વિષે મારી બુદ્ધિશક્તિના પ્રમાણમાં બની શકતા બારીક ખ્યાલો મારા મનમાં પેદા થવા પામે એ સ્વાભાવિક લેખાશે. એ ખ્યાલોને અંગે પુસ્તકપ્રકાશનના સંબંધમાં કેટલીક યોજનાઓ પણ તે કાળે મારા દિલમાં પેદા થવા પામી હતી. એ યોજનાઓ અમલમાં મુકાય ને ફળરૂપે બહાર દેખા દે તે અગાઉ એ સંસ્થા સાથેનો સંબંધ છોડી હું સ્વતંત્ર કાર્યમાં જોડાયો. આ કાર્ય પણ સાહિત્યના અંગનું હોઇ પુસ્તકપ્રકાશન વિષેના મારા પૂર્વના ખ્યાલો અને યોજનાઓ વિશેષ બળવત્તર બન્યાં અને તેને પરિણામે અનુકૂળતા પ્રાપ્ત થતાં મેં તે કામ ઇ. સ. ૧૯૧૫ માં હાથ ધર્યું કે જે "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ને નામે પ્રસિદ્ધ છે. આ પુસ્તકમાળા દ્વારા પ્રસિદ્ધ કરાયેલાં પુસ્તકો અને જનસમાજ તરફથી તેના થયેલા સત્કાર વિષે હું મારા વિચારો અગાઉ નિવેદન કરી ચૂક્યો છું એટલે અત્રે તો હું મારી કેટલીક યોજનાઓ વિષે જ થોડો ઇશારો કરવાની ઉમેદ રાખું છું.

પુસ્તકપ્રકાશનના સંબંધમાં મારા દિલની અંદર ઉપસ્થિત થયેલી બીજી યોજનાઓની સાથે એક વિશેષ યોજના એ હતી, કે

કાળના વહેવા સાથે સમાજની દૃષ્ટિથી અલોપ થઇ ગયેલા અને થતા જતા સારા-વિદ્વાન લેખોની કસાયેલી કલમથી લખાયેલા પ્રસિદ્ધ તેમજ અપ્રસિદ્ધ મળી આવે તેટલા ગુજરાતી સાહિત્યને શોભારૂપ ઉત્તમ ભાવ અને ભાષાથી દિપતા-ગદ્ય અને પદ્ય લેખોના સંગ્રહ કરી તેને પુસ્તકના આકારે સમાજમાં ફરતા રહે એવું સ્થાયીરૂપ આપવું. આ યોજનાના કાળે ગુજરાતી સાહિત્યની જે સ્થિતિ હતી તેમાં અને આજની સ્થિતિમાં ઘણો ફેરફાર થયેલો માલૂમ પડે છે. તે કાળે પુસ્તકો આટલા બધા પ્રમાણમાં પ્રસિદ્ધ થતાં ન હતાં, માસિકો અને વર્તમાનપત્રો પણ અમુક સંખ્યામાં જ પ્રસિદ્ધ થતાં હતાં. વાંચનાર વર્ગ પણ પ્રમાણમાં ઓછો હતો અને ગુજરાતમાં પુસ્તકાલયોની સંખ્યા પણ પ્રમાણમાં ઓછી જ હતી. હાલ એ સ્થિતિ બદલાઇ છે. પ્રજામાં એક પ્રકારની જાગ્રતિ આવેલી જોઈ શકાય છે અને તે સાથે ગુજરાતી સાહિત્ય પણ ઉન્નત અને અભિવૃદ્ધ થતું જોઇ શકાય છે. હાલ આપણે સ્પષ્ટપણે જોઈ શકીએ તેમ વાંચનાર વર્ગમાં ઘણો મોટો વધારો થવા પામ્યો છે અને તેમની તે વાચન-પ્રતિની અભિરુચિ પોષાય અને દિન પર દિન ઉન્નત થતી જાય એવાં વિવિધ વિષયનાં કેટલાંક નવનવાં ગદ્ય તેમજ પદ્યનાં પુસ્તકો, માસિકો, વર્તમાનપત્રો આદિ વાચનનાં સાધનોમાં અણધાર્યો વધારો થઈ રહ્યો છે. આ સર્વ ગુજરાતી સાહિત્યની ઉન્નતિનાં દ્યોતક છે. પરંતુ આ સ્થળે જે ખાસ વિચારવાનું પ્રાપ્ત થાય છે તે એ છે, કે અત્યાર સુધી છપાયેલાં અને છપાતાં જતાં પુસ્તકો તો તેના અસલ સ્વરૂપમાં તેમની અંદર ગુંથાયેલા ભાવોની શ્રેષ્ઠતા કહો કે અમરતાના પ્રમાણ-માં અમુક કાળ પર્યંત સમાજમાં પ્રચલિત રહેશે; પરંતુ માસિકો જેવા વહેતા સાહિત્યમાં વિદ્વાનોના ઉંડા અભ્યાસ અને ઉંચી

કલ્પનાના બળે ઉમદા આશય અને શ્રેષ્ઠ ભાવવાળાં અવારનવાર છૂટા છવાયાં લખાયેલાં અને લખાતાં જતાં લેખોનું અને કાવ્યોનું શું? આપણે સામાન્યપણે જાણીએ અને જોઈએ છીયે તેમ માસિકો અને વર્ત્તમાનપત્રોની થોડા કાળ પછી આપણે અહીં મોટા ભાગે જે દશા થવા પામે છે તે પરથી સહજ જ સમજી શકાય, કે એવા લેખો કેટલાક કાળ પછી સર્વને સહજ લભ્ય ન બનતાં કેટલીક વાર કેવળ જ અલભ્ય જેવા થઈ પડે છે. આમ એક કાળે પ્રસિદ્ધ થયેલું ઉત્તમ સાહિત્ય અમુક કાળે પ્રજાને અલભ્ય થઇ પડે એવી સ્થિતિ ઉપસ્થિત થતાં પ્રજાને અને પ્રજાના સાહિત્યને કેટલી હાનિ પહોંચે એ સહજ વિચારણીય છે. આ સઘળું કહીને હું એમ કહેવા માગતો નથી, કે આ બાબતનો વિચાર અગાઉ કોઇને સૂઝયો ન હતો તેમજ આ હાનિ કોઇએ પિછાણીને તે માટેના ઉપાયો આદર્યા જ નથી. અલબત્ત, ગુજરાતના વિચારશીલ અને શોધક વૃત્તિના વિદ્વાનોએ પ્રજાને અને તેના સાહિત્યને થતી હાનિ અટકાવવાને પ્રાચીન લેખો અને કાવ્યોની શોધખોળને માટે અથાગ પરિશ્રમ વેઠયો છે, યત્ન આદર્યો છે, અને તેને પરિણામે જ પ્રાચીન કાવ્યમાળાના તેમજ બીજા એવા ગ્રંથો આજે આપણને પ્રાપ્ત છે. ઉપરાંત, હાલમાં પણ કેટલાક વિદ્વાનો પોતાના ગધપધાત્મક લેખો, વાર્તાઓ, કાવ્યો વગેરેના સંગ્રહ કરી તેને પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરવાની અગત્ય પિછાણી તે મુજબનું કાર્ય કરી રહ્યા પણ છે, અને આ સઘળાને પરિણામે ગુજરાતી સાહિત્યમાં પ્રાચીન તેમજ અર્વાચીન લખાણોના સંગ્રહવાળાં કેટલાંક સારાં અને ઉત્તમ પુસ્તકોનો ઉમેરો થવા પામ્યો છે. આમ છતાં મારે જે કહેવાનું છે તે એ છે, કે પ્રાચીન અને અર્વાચીન લેખો અને કાવ્યોના ગ્રંથો બહાર પડવા છતાં પણ હજી માસિકો અને વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ

થયેલાં ઉત્તમ પ્રકારનાં છૂટાં છવાયાં ઉત્તમ કાવ્યો અને લેખો એટલા મોટા વિસ્તારમાં અદૃશ્ય પડી રહેલાં છે, કે કાળે કરીને તે કદાચ અલભ્ય જેવાં પણ થઇ પડે. કેટલાક લેખો અને કાવ્યો તો એવાં છે, કે જેથી હાલનો ઉછરતો વાચક વર્ગ કેવળ જ અજાણ હોવો સંભવે છે. તેથી આવા લેખો અને કાવ્યો જ્યાં હોય ત્યાંથી એકત્ર કરી તેને વ્યવસ્થિત રીતે પુસ્તકના આકારે પ્રસિદ્ધ કર્યા હોય તો આપણા ગુજરાતી સાહિત્યભંડારમાં એક પ્રકારનો ઉપયોગી અને અગત્યનો ઉમેરો થવા પામે અને તે સાથે ભાષા–સાહિત્યના ઉપાસકો તેમજ અભ્યાસકોને પણ કંઇક વિશેષ સુગમતા સાંપડે એ સ્પષ્ટ છે. વળી આવા લેખો અને કાવ્યો અગાઉ જેના વાંચવામાં આવ્યાં હોય તેમને તે આવાં એકત્રિત સ્વરૂપે ફરીને વાંચવાની અનુકૂળતા પ્રાપ્ત થઈ આવે, તેમ જ તે જેમના જોવા કે સાંભળવામાં ન આવ્યાં હોય તેમને આથી નવીન જ પ્રકારનું વાચન પૂરૂં પાડવા જેવું બને એ લાભ પણ મારા નમ્ર મતે ભાગ્યે જ નાનોસૂનો ગણી શકાય.

આવા વિચારના કારણે " જ્ઞાનવર્ધક પુસ્તકમાળા " મા આપવાનાં પુસ્તકોમાં બની શકે તો કેટલાંક નવીન પુસ્તકોની સાથે એકેક જુના લેખો, વાર્તાઓ, કાવ્યો, સંવાદો આદિ જે જે પ્રસિદ્ધ યા અપ્રસિદ્ધ સારૂં સાહિત્ય ઉપલબ્ધ થઇ શકે તેના સુવ્યવસ્થિત સંગ્રહનું પુસ્તક આપવાનું અને એ રીતે મારી પૂર્વની યોજનાને અમલમાં આણવાનું છેલ્લા કેટલાક વખતથી મેં શરૂ કર્યું છે. અત્યાર સુધીમાં મારી એ યોજનાને અનુસરતાં સંગ્રહનાં (૧) હાસ્યમંદિર (૨) કથામંજરી ભા. ૧ લો, (૩) કથામંજરી ભા. ૨ જો, (૪) ગુર્જરસાક્ષર જયન્તીઓ, અને (૫) હાસ્ય કથામંજરી એ પાંચ પુસ્તકો માળાના ગ્રાહકોની સેવામાં રજુ કરવાને હું યત્નવાન બની શક્યો છું,

અને જાહેરમાં અગાઉ નિવેદન કરી ચૂક્યો છું તેમ તેનો સારો સત્કાર થયેલો જોઇને ચાલુ સાલમાં પણ માળાના ગ્રાહકોને આપવાનાં બીજાં પુસ્તકોની સાથે આ "સંવાદમાલા"–સંવાદોના સંગ્રહનું પુસ્તક–ગ્રાહકગણુની સેવામાં રજુ કરતાં મારી ઘણાં વર્ષો ઉપરની યોજના-ઓમાંની એક આજે ફળિભૂત થયેલી જોઇ અત્યંત હર્ષિત થાઉં છું. આવીજ રીતે વિદ્વાનોનાં છુટાં છવાયાં કાવ્યોનો સંગ્રહ તેમજ ઐતિહાસિક ટૂંકી વાતોના સંગ્રહો તૈયાર કરવાની મારી યોજના છે, અને તે પ્રભુકૃપાથી ફળીભુત થાય થશે એવી ઉમેદ છે.

આ "સંવાદમાલા" માં ગુજરાતના શિષ્ટ લેખકો, વિદ્વાનો અને માન્ય સાક્ષરોએ પોતાના ઉંડા અભ્યાસ અને ઉંચી કલ્પનાના બળે યોજેલા અને જુદાં જુદાં માસિકો તથા વર્તમાનપત્રોમાં ભિન્ન ભિન્ન કાળે પ્રસિદ્ધ થયેલા તેમજ કેટલાક અપ્રસિદ્ધ મળી આવેલા ઉત્તમ પ્રતિના ૩૬ સંવાદોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. ઉપરાંત કેટલાક લેખકોની મળી શકી તે છબીઓ, પણ તેની અંદર મૂકવામાં આવી છે. પુસ્તકની અંદરના સંવાદો વિષે એક વિસ્તીર્ણ ઉપોદ્‌ઘાત ગુજરાતના જાણીતા કવિશ્રી ન્હાનાલાલભાઇએ લખી આપવાની કૃપા કરી છે તે માટે તેમનો આભાર પ્રદર્શિત કરવાની સાથે અહીં મારા તરફથી માત્ર એટલું જ નિવેદન કરવાની રજા લઉં છું, કે આ સંવાદો-ની ભાષા, શૈલી, તેમાંના પ્રખર અને સારગ્રાહી વિચારો ને સંકલના-બદ્ધ રજુ કરવામાં રહેલી લેખકના દિલની ઉંડી ભાવમયતા; એ સર્વેનો પરિચય પામી ગુજરાતનો વાચકવર્ગ તેનો યોગ્ય સત્કાર કરશે, તેમ જ યુનિવર્સિટી, ગુજરાત વિદ્યાપીઠ અને બીજી દેશી રાજ્યો-માંની ઉંચા પ્રકારની શિક્ષણુની સંસ્થાઓના માનનીય સંચાલકો પોતાના તાબાની શાળા-પાઠશાળાઓમાં તેને યોગ્ય જણાય તે શ્રેણીમાં

પાઠ્ય પુસ્તક તરીકે સ્વીકારવાનું યોગ્ય લેખશે એવી આશા રાખતી અસ્થાને વા અયોગ્ય લેખાશે નહિ.

આવા સંવાદો પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કરવાની મેં મારી યોજના જાહેર કરી તે પછીથી આજસુધીના કાળમાં "સંવાદ સંગ્રહ" ના બે ભાગો અને રા. ગોવિંદભાઈ પટેલે સ્વતંત્ર રીતે યોજેલા સંવાદો બે ભાગમાં "સંવાદ ગુચ્છ" ના નામે પ્રસિદ્ધિ પામી ચૂક્યા છે. આમ છતાં એ પુસ્તકોમાંના સંવાદો અને આ સંગ્રહમાંના સંવાદોની દૃષ્ટિ અને ગોઠવણ કેવળ જ નિરાળી છે, એમ વિચારશીલ વાચકના લક્ષમાં સહજે આવી શકશે. વળી આ સંગ્રહ છેક નિરાળી દૃષ્ટિથી જ કરવામાં આવ્યો છે. ખાસ કરીને અમારા વાચક વર્ગને શ્રેષ્ઠ ભાવમય વાચન પૂરૂં પાડવાની સાથે ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસ માટે હાઇસ્કૂલો વા વિનયમંદિરો, કોલેજો વા પાઠશાળાઓમાં તે પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગી નીવડે તેવા દૃષ્ટિબિંદુથી જ આ સંગ્રહની યોજના કરવામાં આવી છે.

આ સંવાદોમાંના બન્યા તેટલા સંવાદો તેના વિદ્વાન લેખકો પાસે સુધરાવી લેવામાં આવ્યા છે. સ્વ. કલાપીના સંવાદો તેમનાં સ્નેહરાજ્ઞી શ્રી શોભના બ્હેને તપાસી આપ્યા છે. તેમજ કવિશ્રી ન્હાનાલાલભાઈએ પોતાના બંને સંવાદો સુધારી આપ્યા છે. છત્રીસમાંના ત્રણ સંવાદો તદ્દન નવા–અપ્રસિદ્ધ જ છે. આ પ્રમાણે લેખક ગૃહસ્થોએ સંવાદો સુધારી આપીને તેમજ અસલ સ્વરૂપે કાયમ રહેવા દઈને આ સંગ્રહમાં પોતપોતાના સંવાદો તેમજ છબિયો દાખલ કરવાની અનુમતિ આપવા માટે સંગ્રહમાંના સઘળા સંવાદોના લેખકોનો, તેમજ જે જે પત્રોમાંથી તે મળ્યા છે, તે સર્વે પત્રોના તંત્રીઓનો હું અત્યંત આભારી છું.

છેવટના કેટલાક સંવાદોના લેખકોનાં નામ ઉપલબ્ધ થઈ શક્યાં

નથી. તે સંવાદો સદ્દગત હરિલાલ હ. ધ્રુવના " ચંદ્ર " માસિકપત્ર-માંથી લીધેલા છે. કોઇ ગૃહસ્થ તેના લેખકોની ખાત્રી લાયક માહીતિ આપશે તો આભાર થશે.

" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા " ના આ વર્ષના પહેલા હપતાનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં કેટલાંક ખાસ કારણોને લીધે વિશેષ વિલંબ થયો છે; પરન્તુ જીજ્ઞાસુ ગ્રાહકો પાસે તે બચાવ રૂપે આગળ ન ધરતાં થયેલા વિલંબ માટે તેમની ક્ષમા જ માગી લઉં છું.

" સ્ત્રીભૂષણ રત્નમાળા " ની યોજના કેટલીક વ્યવહારૂ અડચણોને લીધે આ વર્ષે બંધ રાખવી પડી છે; ને તે માટે તૈયાર થયેલાં બે પુસ્તકો આ માળાના ગ્રાહકોને આપ્યાં છે. પ્રભુકૃપા થશે તો આવતા વર્ષથી તે પ્રસિદ્ધ થઇ શકશે.

આ "સંવાદમાલા" પ્રસિદ્ધ થયેલી જોવાને મારા સદા હિતચિંતક પૂ. कान्त અત્યંત ઉત્સુક હતા, અને પ્રવાસે જતાં અમદાવાદમાં થોડા કલાક રોકાયેલા તે વખતે છપાયેલા લગભગ ૨૫૦ પૃષ્ઠોના ફરમાજ તેમણે જોયેલા. પ્રભુની ધારણા–નિર્માણ ન્યારૂં જ હોવાથી આ ગ્રન્થ પ્રસિદ્ધ થતાં પહેલાં તો અકાળે, અસ્થાને અને સ્વજનવિહિન ભૂમિમાં તેમનું અવસાન થયું, એટલે આ ગ્રન્થ તેમના સ્વર્ગે વસેલા આત્માને સમર્પણ કરીને જ સંતોષ માનવાનો રહ્યો. મને જો કંઈ સંતોષ હોય તો તે એટલો જ છે કે તેમનાં કાવ્યોનો સંગ્રહ-પૂર્વાલાપ–હું તેમની હયાતીમાં જ વ્યવસ્થિત કરાવીને પ્રસિદ્ધિ માટે તેમની પાસેથી મેળવી શક્યો છું. જે માટે હું કેટલાંક વર્ષો થયાં તેમની પાસે માગણી કરી રહ્યો હતો તે જાણે અંત સમયે જ તેમણે સ્વીકારી હોય તેમ બન્યું !

અમદાવાદ,<br>
તા. ૧૮–૮–૨૩.

જી. અ. મહેતા.





સ્વ૦ રાજકવિ સુરસિંહજી-કલાપી.

# સંવાદમાલા.

## (૧)

## જેસળ અને તોળલ.

**જેસળ**—તોળલ, મછવો કિનારે પહોંચે એમ લાગતું નથી, તોફાન બહુ ભયંકર છે.

**તોળલ**—હા, જો પવન કેવો સુસવે છે! મોજાં પર્વત જેવડાં જેવડાં ઉછળે છે. જેસળ, ત્હારા સ્વભાવ જેવુંજ શું તને આ તોફાનમાં કાંઇ દેખાતું નથી?

**જેસળ**—સુંદર લાગવાનું વળી શું છે અહીં? જો, જો, મછવો અરધો તો પાણીથી ભરાઈ ગયો; કેવી જબરી છાલક! કેમ પાર ઉતરાશે એ સમજાતું નથી. મછવો જરૂર ડૂબી જશે.

**તોળલ**—તેની તને શી ચિંતા? પૂરમાં આવેલી નદીઓને રમતમાં તરી જાય તેને આ ખાડી શું કરવાની હતી? ડૂબશે તો પહેલી તો હું જ ડૂબીશ, અને આ બિચારાં ઘણાંને તરતાં નથી આવડતું તેને તો કાંઈજ આશા નથી. ચાંચીઆ સાથે ત્હારૂં વહાણ ડૂબ્યું હતું અને મહાસાગરમાં સાત દિવસ અને સાત રાત્રિ સુધી માછલીની માફક તું તરી આવ્યો હતો, તો અત્યારે હવે શું છે?

**જેસળ**—પણ આજે ઉગરાશે નહિ એમજ જાણે લાગે છે અને મૃત્યુ પછીના વિચારોથી હૃદયમાં કોણ જાણે શું શું થાય છે.

**તોળલ**—ત્યારે સમય બારીક છે; જેસળ, પ્રભુનું સ્મરણ કર.

**જેસળ**—પ્રભુનું સ્મરણ ! તોળલ, ક્યા પ્રભુનું ? જીવ્યો ત્યાં સુધી પ્રભુને ઓળખ્યો નહિ, હવે કોને સંભારૂં ?

**તોળલ**—પણ હજુ સમય પૂરો થઇ ગયો નથી. હજુ જરા વાર છે.

**જેસળ**—પણ આ ડૂબ્યો-ડૂબ્યો ! કેવો કડાકો ! સઢનો થાંભલો તૂટી પડયો !

**તોળલ**—શાંત થા, શાંત થા; મરણ આવતું હોય તો તેને સાચવી લે. એ સમય બહુ ગંભીર છે અને એ છેલ્લી તકને ખોઇ નાખ નહિ. શાંત થા, પ્રભુ સહાય કરશે.

**જેસળ**—પ્રભુનું નામ લે નહિ, તોળલ, મને વધારે ભય લાગે છે.

**તોળલ**—બહાદૂર લુંટારા ! ત્હારા મ્હોંમાં ભયની વાત સાંભળી અચંબો થાય છે. અત્યારે તો મ્હારા જેવી સ્રીને ત્હારે આશ્વાસન આપવું જોઇએ; ડરે છે કેમ ?

**જેસળ**—ડરે છે કેમ ? ! જો, જો, આ કાળાં કાળાં મોજાં ! દૃષ્ટિ પડે ત્યાં સુધી એની એ કાળી તોફાની ઉથલપાથલ ! જાણે હમણાંજ પ્રલય થઇ જશે ! પણ એથી વધારે કાળાં મ્હારાં પાપ, એથી વધારે મોટાં અને અસંખ્ય મ્હારાં પાપ મ્હારી આંખ આગળ ભયંકર તોફાન મચાવી રહ્યાં છે.

**તોળલ**—એ વિચાર જવા દે. પ્રભુનું નામ લે, તે સહાય કરશે. સૌનો બેલી એ પિતા તુંને ઉગારશે.

**જેસળ**—મને પાપીને એ ઉગારશે ? નહિ, નહિ; નહિ ઉગારે કોઇએ. — — — જો, જો, જો ! આ ભેખડમાં મછવો અથડાયો. માતાઓ બાળકોને વળગી પડી ચીસેચીસ પાડે છે. કેવો કળકળાટ ! હૃદય થરથરી જાય છે. — — — આહ ! બિચારી તે ડોશી પડી-ગઇ-ડૂબી !!

**તોળલ**—પ્રભુ! પ્રભુ! પણ જો, તેનું એ ન્હાનું બાળક આનંદથી કેવું ઘુઘવે છે! આ તોફાન તો જાણે તેને નવું રમકડું મળ્યું! પ્રભુ તેને સહાય કરે છે, તને પણ સહાય કરશે.

**જેસળ**—હા, તે નિરપરાધીનો પ્રભુ છે; મ્હારો નહિ; – – – પણ ત્યાં જો! પેલો ડોસો ચીડાઇ ચીડાઇ મને ગાળો દે છે. ત્યાં! અને ત્યાં! અને સાંભળ! ત્યાંથી પણ મ્હારા નામના જ અવાજ આવે છે. ખરૂં છે; આ હું એકના પાપે વહાણ ડૂબે છે.

**તોળલ**—એ બધાં ગભરાટમાં એમ લવે એ નવાઈ નથી. એ પામર છે. એને માફ કર.

**જેસળ**—માફ તો એ મને કરે. તોળલ. હા, ગઇ કાલે તો મને આંગળી ચીંધનારનાં પણ માથાં ધડથી દૂર પડયાં હોત; પણ આજે તો ગાળ દેનારાં પાસે ક્ષમા યાચવાનું મન થાય છે. તોળલ, તોળલ, એ બધાં મને ક્ષમા આપે કદાચ, પણ પ્રભુ ક્ષમા નહિ આપે.

**તોળલ**—તું માગશે તો આપશે; કોઇ પણ માનવી ન આપી શકે તેવી ક્ષમા પ્રભુ આપશે. – – – જો! પેલો યુવાન પાપની ક્ષમા યાચે છે, અને તેને તે મળે છે. જો! એનાં અશ્રુમાં પણ કેવી શાન્તિ છે!

**જેસળ**—એ પાપ બીજાં. હું તો પાપનીજ મૂર્તિ, તેને શી આશા?

**તોળલ**—ભોળા જેસળ, તને શું એમ લાગે છે કે પ્રભુ થોડું જ માફ કરી શકતો હશે? પ્રભુની દયા શું તું માપી શકે? પ્રભુ દયાળુ ન હોય તો કોઇ જ ઉગરી શકે તેમ નથી. આપણાં પાપ અને આપણાં પુણ્ય પણ તેજ માફ કરે છે; તો જ આપણને આશા છે; નહિ તો એવું કયું પુણ્ય માનવીમાં છે જે તેને તારી જાય છે?

**જેસળ**—પણ તોળલ, વાત કરવાનો હવે વખત નથી. પાપનો ઘડો ભરાઈ ગયો અને હવે હમણાં ફુટશે. ભૂતકાળ–હા ! ભયંકર ભૂતકાળ ! ! ત્યાં દૃષ્ટિ ફેરવતાં એક પણ બીજો રંગ નહિ. બધું કાળું ! કાળું ! મેઘલી રાત જેવું કાળું ! એ પક્કા રંગને ધોઇ નાંખનાર કોઇ જ નથી. એક ઘડી પણ બાકી હવે નહિ રહી હોય. તેટલામાં શું થાય ?

**તોળલ**—ઘણું થાય જેસળ.

**જેસળ**—શી રીતે ?

**તોળલ**—જરા શાંત થા, જરા બેસ. તોફાન ભલે ગડગડયા કરતું. ડૂબવાનું હશે તો ડૂબાશે, પણ આ ગભરાટથી શું થવાનું ?

**જેસળ**—બેસીનેએ શું થવાનું હતું ત્યારે ?

**તોળલ**—બધુંએ.

**જેસળ**—શું મ્હારા ત્રાસને તું દૂર કરી શકશે ?

**તોળલ**—હા.

**જેસળ**—ત્યારે તું આજથી મ્હારી ધર્મભગિની; આ હું નુગુરાની ગુરુ તું મને ઉગાર. ત્હારા ચરણમાં મ્હારૂં આ શીષ. મ્હારૂં જીવતર ઘડી બે ઘડીનું જે હોય તે તારે ખોળે મૂકું છું.

**તોળલ**—ભાઇ, ભાઇ, મને પગે લાગ નહિ. મને નહિ પણ પ્રભુને જે સોંપવું હોય તે સોંપ. પુણ્યને અને પાપને તે એકજ સાચવી શકે છે.

**જેસળ**—મ્હારો પ્રભુ તો તું, તોળલ, મને શરણ આપનાર, મને આશા આપનાર.

**તોળલ**—એવું બોલ નહિ. આશા પ્રભુમાં રાખ. શરણ પ્રભુનું લે.

**જેસળ**—પ્રભુમાં આશા અને પ્રભુનું શરણ એ તો તું અપાવે ત્યારે. હું તો અન્યને મારી ખાનારો વાઘ વરૂ જેવો લુંટારો, તે અત્યારે એક તુંને ઓળખું છું, તુંમાં આશા રાખું છું અને ત્હારૂં શરણ માગું છું; તું પાપને ધોઇ શકે તો ધોઇ નાંખ, નહિ તો પાપી માટે પાપ સિવાય બીજું કાંઇજ નથી.

**તોળલ**—ત્હારાં પાપ પ્રભુ ધોશે. કાંઇ ફિકર નહિ, ભાઇ. આવ, બેસ. પાપનો રંગ કાચો છે. જો ઇચ્છા હોય તો તે એક ઘડીમાં પણ ધોવાઇ જાય. ખોવાએલા મેંઢાને આખા ટોળાને છોડી ભરવાડ જેમ શોધે છે તેમ પાપમાં ખોવાએલાને પ્રભુનો સ્નેહ શોધી રહ્યો છે. પ્રભુ તો સ્વીકારશે, જો તેનાપર સ્નેહ થશે તો. ત્હારી ઇચ્છા છે કે નહિ, એટલુંજ બરાબર જાણવું જોઇએ.

**જેસળ**—ઇચ્છા છે?! એ શું પૂછે છે, બ્હેન?

**તોળલ**—હા, એજ પૂછું છું; કેમકે ત્હારી દ્રઢતાની તો મને ખાત્રી છે. તને તે રાત સાંભરે છે? તું મ્હારા ઘરમાં ચોરી કરવા આવ્યો હતો તે! પછી છૂટી ગયેલી ઘોડીના ગડબડાટથી ઘાસમાં તું છુપાઈ ગયો હતો.

**જેસળ**—અને પછી ભૂલમાં ત્હારા સ્વામિયે મ્હારા હાથ સોંસરી જમીનમાં મેખ ખોડી દીધી હતી એજ ત્હારે કહેવું છે–નહિ?

**તોળલ**—હા, એજ. પણ એ આખી રાત તેં બધું દર્દ કેવી શાન્તિથી અને દ્રઢતાથી સહન કર્યું હતું? એક ઉંકારો પણ નહિ; એવી દ્રઢતા અહીં હોય તો કહે.

**જેસળ**—અત્યારે તો મૃત્યુ, અને મૃત્યુ પછી કોણ જાણે કયું નરક સામે ધુધવી રહ્યું છે. અત્યારે દ્રઢ નહિ રહું તો પછી ક્યારે રહીશ? એમાંથી બચાવું હોય તો તું કહે તે વેઠી લઉં. ઇચ્છા હોય તો એવી સો મેખ ચાહે ત્યાં મારી લે.

તોળલ—ખરૂં, એવી જ; પણ કાંઇ જુદાજ પ્રકારની દ્દઢતા અત્યારે જોઇએઃ અત્યારે જોઇએ અને હમેશાં જોઇએ. મછવો તો કદાચ નએ ડૂબે અને તું કદાચ જીવતો પણ રહે. પછી કિનારાપર પહોંચી પહેલીજ રાતે લૂટ કરવાનું મન થાય, પહેલીજ રાતે પાપનો સાદ તને મીઠો લાગે તો બહેતર છે કે અત્યારે પણ તું લુટારોજ રહે. પાપી પુણ્યની વાત ન જાણતો હોય એ તેને માટે વધારે સારૂં. પુણ્યને જાણ્યા પછી અકેક પાપ દશદશ ગણું વધે છે. આંધળો કૂવામાં પડે એમાં નવાઇ નથી, પણ દેખતો દીવો લેઇ કૂવામાં પડે એ આત્મઘાત થાય. એ આત્મહત્યા કરતાં પેલું અંધમૃત્યુ વધારે સારૂં.

જેસળ—બ્હેન, એની ફીકર તું રાખીશ નહિ. પ્રભુનો દીવો બચપણ ગયું તેની સાથે મેં મ્હારે હાથે ખોયો. જુવાનીમાં અંધારૂં ગમ્યું, પણ આ વૃદ્ધાવસ્થામાં હવે એ દીવો કોઇ જગાવી દેશે તો ફરી તેને નહિ જ બઝાવા દઉં; તેનું તો જીવથી વધારે જતન કરીશ.

તોળલ—ત્યારે એ અજવાળામાં પ્હેલું પગલું મૂક.

જેસળ—શી રીતે?

તોળલ—ત્હારાં પાપ ઉઘાડાં કર, હૃદયની અંદર સેંકડો તાળાં દઇ છુપાવી રાખ્યાં હોય તે બધાં પાપ ઉઘાડાં કર. અત્યારે હું સાંભળું છું તો મ્હને કહે અને પછી જે સાંભળે તેને કહેજે. દુનિયાંને જાણવા દે કે કેવા પાપીનો પણ પ્રભુ ઉદ્ધાર કરે છે. છૂપું રાખવાનું મન થાય એજ પાપ; એ પાપનો પ્હેલો દોસ્ત અને તે પણ સૌથી મ્હોટો.

જેસળ—છૂપું રાખવાની જરા પણ ઇચ્છા નથી. જેને ખોળે માથું મૂક્યું તે ભલે બધું જાણે, અને આ પાપી જો દુનિયાંના વહાણની દીવાદાંડી બની શકતો હોય તો તે બનવાને પણ કાંઇ જ વાંધો નથી. પણ તોળલ, મ્હારો જીવ સ્થિર નથી; પશ્ચાત્તાપના અગ્નિથી

જાણે આ લોહીનું ટીપે ટીપું જળી જાય છે; આવી સ્થિતિમાં દિલની ઝાળો હું તને શી રીતે કહી શકીશ ?

**તોળલ**—વળી કાળ ઝપાટાથી ચાલ્યો જાય છે તો તું બોલ અને હું સાંભળીશ.

**જેસળ**—છુપાવવાની ઇચ્છા નથી તો બધું કહી જ ચૂક્યો છું.

**તોળલ**—ભાઇ, તને પશ્ચાતાપ થાય, તને વેદના થાય, એ તો યોગ્ય જ છે. પણ એ અગ્નિ ત્હારા લોહી સાથે ત્હારાં પાપને પણ બાળતો જ જાય છે એ નક્કી સમજજે. તેં પહેલું પાપ કર્યું હશે ત્યારે શું આમ જ નહિ થયું હોય ? ઘણીવાર આવી વેદના થઇ નહિ હોય ? પણ તે તને ગમતી નહિ તેથીજ ફરી ફરી પાપમાં પડયો અને ઝેરી સાકરથી કડવા લાગતા અમૃતને ખોયું. જાણે અંધકારના ઘણા યુગો પછી નવી દેખાય છે તે જૂની જ આ વેદના ફરીથી આવી હોય એમ તને નથી લાગતું ?

**જેસળ**—એમજ, એમજ, મ્હારા જૂના રોગના વૈદ્ય, એમજ.

**તોળલ**—અને સમય હોત તો એક પણ શબ્દ બોલવા હું તને કહેત નહિ. તને આ પ્રભુના દંડને સોંપી દેવામાં બહુ લાભ હતો. પણ સમય નથી; પ્રભુ જાણે એક ક્ષણ પછી શું થશે !- - - જો ! આ નવી કાળી વાદળી કેવી ચડી આવે છે ? દિવસમાં રાત થઇ ગઇ છે અને વળી વિજળીથી એ રાતમાં ધોળો દિવસ થઇ જાય છે.

**જેસળ**—એની હવે મને કાંઇજ ફિકર નથી; વિજળી પડવાની હોય તોય ભલે અને વહાણ ડૂબતું હોય તોય ભલે; આ અંતરનું દુઃખ એક સહન થઇ શકતું નથી; બીજાની કાંઇ ફિકર નહિ.

**તોળલ**—પણ ભાઈ, એ ગમે તેવું સારૂં હોય છતાં દુઃખ જ છે; એને અત્યારે ત્હારા વિચાર આડે આવવા દે નહિ; પશ્ચાત્તાપ

પણ એક અહંકારજ છે. પાપની માફી તો પાપથી દૂર થવામાં મળી શકે; એનો રસ્તો મળે તો પછી પશ્ચાત્તાપને શા માટે હૃદયમાં ગોટવ્યા કરવો? તું પાપને ફેંકી દેવા ઇચ્છે છે તો ભૂતકાળના પાપી લુટારાને પણ તેની સાથે જ ફેંકી દે. કર્મ માત્રની પોટલીને ફેંકી દઇ ફરી બાલક બની મ્હારી સાથે વાત કરવા આવ.

જેસળ—પણ એ શી રીતે બને? આ હાથથી ઘવાએલાં અને ચીસો પાડતાં અનેક માનવીઓ મરણ કાળના ત્રાસદાયક ડોળા ફાડી મ્હારી આંખ આગળ અત્યારે તરફડે છે! મરતાં મરતાં પાણી માંગેલું, તેના મ્હોંમાં મેં ધૂળ ફેંકેલી, તે મુડદાં જાણે મને વિંટી વળ્યાં છે! રાક્ષસ-સેતાન-હું, પ્રભુ પાસેથી તાજું આવતું હોય એવું બાલક હવે શી રીતે બની શકું?

તોળલ—પાપીમાં પાપીને પણ જન્મે જન્મે પ્રભુ નિર્દોષ બાળક બનવાની તક આપે છે; એ ત્યારે તેની કેવી કૃપા! અરે, ઇચ્છે તો ગમે તેવો પાપી ગમે ત્યારે પણ ફરી બાળક જેવો બની શકે એ પ્રભુના રાહની કેવી કૃપા! અને ત્હારે માટે શું અસંભવિત? પેલી મેખ એક ન્હાની ચોરીની ખાતર સહી શકયો તે શું ન કરી શકે?

જેસળ—પણ એ તો મ્હારો ધંધો, એમાં તો હું ઉછરેલો અને જીવેલો. ઝેરનો જીવડો ઝેરમાં બહાદૂર, પણ અમૃતના જીવનનું તેને શું ભાન?

તોળલ—નહિ, નહિ; એમ શા માટે નિરાશ બની જાય છે? ભાઇ, પ્રભુએ તને અગ્નિ તો બહુ આપ્યો છે, પણ તેથી તેં પુણ્યને બાળ્યાં; હવે તેનાથીજ પાપને બાળ. પ્રભુ તરફ પીઠ રાખી હતી તે હવે ત્હારૂં મ્હોં તેના તરફ રાખ. ત્હારી બળવાન શક્તિ ત્હારો સંહાર કરતી હતી તેજ ત્હારૂં રક્ષણ કરશે. તેં ઘણા મામલા જોયા છે, ઘણું સહન કર્યું છે; તે અત્યારે કાયર કેમ બની જાય છે?

જેસળ--પણ અંધારામાં રહેલું ઘુવડ કાગડાની ચાંચો સહી શકે, તે ઉજાસને સહી શકતું નથી.

તોળલ--પ્રભુના તેજથી ત્હારી આંખો અંજાઇ જાય તેમાં નવાઇ નથી. એ તો અજવાળામાંથી અંધારામાં તું ગયો હશે ત્યારે પણ નહિ જ જોઇ શક્યો હોય; હવે તને અંધારૂં ત્હારૂં પોતાનું લાગતું હશે, પણ ઉજાસથી અંજાઇ ગયા છતાં દૃઢ રહીશ તો તેજ, તને ત્હારૂં હતું એમ લાગ્યા વિના રહેશે નહિ.

જેસળ—પણ-બ્હેન, અહીં સહન કરવા, ન કરવાની વાત જ ક્યાં છે?

તોળલ—બીજું કંઇ જ નથી, જેસળ.

જેસળ--તે કેવી રીતે ?

તોળલ--સિંહ જેવો જેસળ ઘેટું બની જાય એવી રીત; તેં સહન કર્યું છે, પણ તે વાઘ વરૂ બનીને સહન કર્યું છે; હવે એક મેંઢું બનીને સહન કર. જખમી થયેલો વાઘ શિકારીપર ધસતી વખતે લાગેલી તલવારને ગણકારતો પણ નથી. એક ગરીબ મેંઢું ઘવાએલું તરસ્યું પડયું રહે છે, અને કાગડાને પોતાનું જીવતું માંસ લેઇ જવા દે છે: વાગોળ્યા કરે છે, અને શાન્ત રહે છે. ઝનૂનમાં આવીને તો કંગાળ પણ સહન કરતો દેખાય છે. પૂરાએલી હોય તો એક બિલાડી પણ ગમે તેવા શૂરાનું ગળું ચૂસી લે છે. સ્વાર્થની ખાતર તો બાયલા પણ કંઈ કંઈ ચમત્કાર કરી શકે છે. ઘાતકી થવું સ્હેલું છે; ગરીબ થવું અઘરૂં છે. શું તને નથી લાગતું કે પેલા વાઘ કરતાં ગરીબ મેંઢું વધારે બહાદૂર છે?

જેસળ—ખરૂં.

તોળલ—ત્યારે, ભાઇ, સેતાન સહન કરે છે તેમ નહિ પણ દેવ સહન કરે છે તેમ કર.

જેસળ—બરાબર, પણ તું કહે છે તેમ સહન કરી પાપ ધોવાનો કાળ કદાચ મને મળશે નહિ-હોડીમાં ભરાતા પાણીને બિચારા ખલાસી કેટલુંક ઉલેચી શકશે ? પાણી જરા વધારે ભરાયું કે આપણે સૌ તળીએ જવાનાં. પાંગડે પગ અને બ્રહ્મઉપદેશ એવું ત્હારે કરવાનું છે.

તોળલ—એ તો પ્રભુની ઇચ્છા પ્રમાણે સૌ બની રહેશે. તને સમય નથી એટલુંજ લાગે છે, નહિ ?

જેસળ—હા.

તોળલ—પણ સમયની શી જરૂર છે ? પાપ પુણ્ય હેતુથી બને છે અને બળે છે, ભાઇ, કાર્યથી નહિ. ખરૂં કે ઇચ્છા પ્રમાણે કાર્ય દેખાયા વિના રહેતાં નથી; છતાં એમ બને અને નએ બને. કાર્ય તો દેશકાળને આધીન છે, પણ હેતુ તેમ નથી. તને અત્યારની સ્થિતિથી શું એમજ સ્પષ્ટ દેખાતું નથી ? પાપને જ બાળ્યાં હોય તો પુણ્ય એકઠાં કરવાં પડે છે. પણ, જેસળ, કર્મ માત્રને બાળી દે; એ તો એક ક્ષણમાં પણ બની શકે તેવી વાત છે.

જેસળ—ખૂન અને લોહીમાં ભમી ભમીને આ મગજ બ્હેરૂં બની ગયું છે. તેને આ નવી વાતમાં સમજણ પડતી નથી. જરા વિસ્તારથી કહેશે તો કદાચ સમજી શકાશે.

તોળલ—પ્રભુનો ન્યાય કોઈ પણ સમજી શકે તેવો સરલ છે. બાળકો પણ સમજે છે તો તું કેમ નહિ સમજી શકે ?

જેસળ—ત્યારે તું સમજાવશે તો હું સમજીશ, મને મ્હારામાં તો હવે શ્રદ્ધા રહી નથી. તને દયા આવે છે, તને શ્રદ્ધા છે, તો તું સમજાવ.

**તોળલ**—હા, અત્યારે તો હું સમજાવીશ, બીજો ઉપાય નથી. પણ પ્રભુને માર્ગે તું ચાલ્યો હોત તો આજે આ સમજવા આવવું પડત નહિ. બધાંજ પ્રભુનાં છે અને બધાં પ્રભુને ઓળખે છે. પરંતુ જે વગર મહેનતે મળ્યું છે તેને ઘણાં જાણી જોઇને ખોઇ દે છે; અને મહેનત કરી ન મેળવવાનું મેળવે છે. પાણીનું માછલું પાણીમાં તરસથી મરી જાય એ વાત તેં ક્યાંઇ સાંભળી છે ? પણ માછલાંથી માણસ વધારે મૂર્ખ બની જાય છે. કરોડો બિચારાં ભોળાં એવી ગફલતમાં પડી જાય છે ! કાંઇ ત્હારો એકનોજ આ દોષ નથી.

**જેસળ**—પાપી કરોડો હશે એ વાત સાચી, પણ આ આખા વિશ્વથી જાણે હું એકલોજ જુદો પડી ગયો હોઉં એમ મને અત્યારે લાગ્યા કરે છે. પાપી કરોડો હશે, પણ ક્ષમા ન મેળવી શકે, ક્ષમા ન માગી શકે, એવો તો હું આ એકજ દેખાઉં છું. ત્રાસ ત્રાસ આખી દુનિયાંપર વરતાવી મૂક્યો; માત્ર નામ સાંભળી છોકરૂં છાનું રહી જાય; માત્ર દૃષ્ટિ પડતાં પશુ પક્ષી પત્થર જેવાં બની જાય; દરિયાપર અને જમીનપર મ્હારા ભયથી મ્હોટા ધોરી માર્ગ ઉજ્જડ થઇ ગયા અને ગામ હતાં ત્યાં જંગલ બની ગયાં; પાપી કરોડો હશે, પણ કયું પાપી પ્રભુથી ધ્રૂજ્યું નહિ હોય ? ! એક નહિ, આ ત્હારો પાપી ભાઇ.

**તોળલ**—અને છતાં મ્હારા આ ભાઇથી વિશેષ નિર્દોષ કોઇ પણ બાળક ન હોય એ બની શકે તેવું છે.

**જેસળ**—ખરૂં. પ્રભુ તો બહુજ કૃપાળુ છે. પાપીને પણ પૃથ્વી ઝીલી રહી છે, અને પાપીનું વહાણુ પણ સમુદ્ર તરી જાય છે. જરા આમ જો ! તોફાન દૂર ગયું હોય એમ દેખાય છે; પવન પડી જવા લાગ્યો અને વાદળનો કાળો રંગ ફીક્કો બનતો જાય છે. કડાકા થતા નથી પણ મેઘની ઘેરી ગર્જના હાથી જેવી દૂર રહી રહી ધીમે સાદે

ગડગડે છે. ઉતારૂઓ શાન્ત થઇ ગયા છે, અને ખલાસીઓ મરામતનું કામ તડામાર ચલાવી રહ્યા છે, વધારે અને વધારે ઉમંગથી! મને લાગે છે કે મછવો બચી જશે. થોડીજ વારમાં કેટલો ફેરફાર!

**તોળલ**—પ્રભુની રાહદારીને રક્ષણથી અધિક કાંઇજ પ્રિય નથી. મછવાને બચાવશે, અને તને પણ બચાવશે.

**જેસળ**—હા-પણ તું કહેતી હતી તે ફરીથી કહે. તોફાન જવા લાગ્યું અને સાથે ભય પણ ગયો હોય એવો ઘડીક આનંદ થઇ આવ્યો.

**તોળલ**—તને એ જીવવાની આશામાં આનંદ આવતો હોય તો ખુશીથી લે. આપણે કોઇ વળી બીજે વખતે મરજી હશે તો વાત કરશું.

**જેસળ**—નહિ, નહિ. એ તો અટકચાળા મનની જુની ટેવ એટલે જરા દોડી ગયું. મૃત્યુના ભય સાથે મ્હારો બધો ભય ગયો નથી. તું જે કહેતી હતી તે કહે.

**તોળલ**—તને એકજ વાત કહેવાની છે, જેસળ. કર્મ માત્રને બાળી દેવાનું હું કહેતી હતી.

**જેસળ**—હા એજ. પણ બ્હેન, એ હું સમજી શકતો નથી.

**તોળલ**—ત્હારે કાંઇ પૂછવું છે કે મ્હારાથી કહેવાય તે હુંજ કહું?

**જેસળ**—ખાસ કાંઇજ પૂછવાનું નથી. જે કાંઇજ જાણતો નથી તે શું પૂછી શકે? મને તુંજ એવો કોઇ માર્ગ બતાવ કે ફરી પાપમાં પડું નહિ.

**તોળલ**—ત્યારે, ભાઇ, પ્રથમ જાણવા જેવી વાત એ જ છે કે બુરાઇ, કોઇ પણ બુરાઇ, નિત્ય રહેતી નથી. કોઇ વિચારથી, એક વ્હાલું મરી જવાથી કે વૃક્ષનું એક પત્ર ખરી જવાથી પાપીને પાપથી

મુક્ત થવાની ઉત્કૃષ્ટ ઇચ્છા થઇ આવે છે, અને તે વખતે કોઇ ને કોઇ તેને માર્ગ બતાવવાને હાજર જ હોય છે. પ્રભુની આવી પરમ રસાળ કરુણા અત્યારે ત્હારા પર પણ વર્ષી રહી હોય એમ તને શું નથી લાગતું ? દુઃખનાં અશ્રુ લુછી નાંખી આભારનાં અશ્રુમાં સ્નાન કરવા આવ.

જેસળ—તું જ્યાં જ્યાં દોરી જશે ત્યાં આવીશ, બ્હેન. અગાડી ચાલ, હું પાછળ ચાલ્યો આવું છું.

તોળલ—ત્યારે માનવી અંતે બુરાઇથી પરવારે છે. બુરાઇથી પરવારે ત્યારે ભલાઇ પણ પોતાની ન હોય એમ લાગે છે. અત્યારે ત્હારામાં આ ભલાઇ, આ શુભ ઇચ્છા ક્યાંથી ? આ ક્ષણ શું ત્હારા પાપમાંથી ઉપજી આવી હોય એમ તું માને છે ?

જેસળ—નહિ જ. પણ એ પ્રભુની કૃપા છે એમ હું કાં ન માનું ?

તોળલ—એમજ, અને એથી કાંઇ વિશેષ; સૌમાં છે તેમ ત્હારામાં પણ પરમાત્માનો તણખો કાયમ હતો અને છે. એ તણખો ગમે તેવા અંધારામાં ઘડીભર રહે, પણ અંતે જે મહાન અગ્નિનો તે છે તે સિવાય તે બીજે કયે સ્થાને વિરમી શકે ? ત્હારાં પાપ પુણ્ય, ત્હારી આ નાની ધડમથલ, ત્હારૂં શરીર, ત્હારી વાંછનાઓ, એમાંનું કાંઇજ તું પોતે નથી; ત્હારામાં તુંપણું અને મ્હારામાં હુંપણું એ પેલા તણખા સિવાય બીજું કાંઇ જ નથી. જે ત્હારામાં છે તે જ મ્હારામાં છે અને એમ આપણે બે નથી પણ એક જ છીએ.

જેસળ—પછી ?

તોળલ—પછી, આપણે અહંકારથી જીવીએ છીએ તે પ્રભુથી જીવવા લાગીએ તો જેમ આપણે બે જૂદાં નથી, તેમ આપણે

પરમાત્માથી પણ જુદાં નથી જ. એ સ્થિતિ સૌ માટે પ્રભુએ નિરમી રાખી છે. પ્રભુનો સ્નેહ સતત ઉભરાયા કરે છે. તે સ્નેહનાં આપણે બન્યાં છીએ તો તે સ્નેહને આપણે કેમ વિસરી શકીએ ? તું પાપી હતો, રાક્ષસ હતો, તું ગમે તે હોય પણ તે સ્નેહની સ્મૃતિ, તે તણખાની ઉષ્મા જાગતી ને જાગતીજ હતી. જ્ઞાન આવે છે એ ક્યાંથી આવે છે ? ક્યાંથી આવે છે, એ કાંઇ સમજાય છે ?

જેસળ—નહિ.

તોળલ—એ બહારથી આવે છે, ઓચિંતું આવે છે એમ શું તને નથી લાગતું ?

જેસળ—એમજ.

તોળલ—ભાઇ, સર્વ જ્ઞાન સ્મૃતિ છે. તું ભૂલી ગયો હતો તે તને ફરી સાંભરે છે અને જ્યારે સ્મૃતિ આવે છે ત્યારે જેને સ્વપ્નમાં પણ જાણતો ન હતો તેવી આશાઓ આવવા લાગે છે, ત્યારે પ્રભુની ઝાંખી થવા લાગે છે.

જેસળ—સત્ય, તોળલ.

તોળલ—અને જ્યારે પૂર્ણ સ્મૃતિ આવી જાય છે ત્યારે પ્રભુને માત્ર અનુસરતો હોય અને પોતે કાંઇજ કરતો ન હોય એમ દેખાવા લાગે છે. કાંઇજ લાલસા, તૃષ્ણા, ઇચ્છા પોતાની રહેતી નથી, અને ત્યારે જ તે કર્મથી છુટો થાય છે. પોતાથી હિત થાય ત્યાં તેને ખાસ વિશેષ સંતોષ મળતો નથી. જે પાત્ર આનંદથી છલકતું જાય છે તેમાં કયો વિશેષ આનંદ રેડી શકાય ? અજાણતાં કદાચ આખા બ્રહ્માંડનો નાશ થઇ જાય તો તેને ખેદતું એ કાંઇ કારણ નથી. પ્રભુ ઇચ્છે તે જ તે કરે છે. પણ એવું મુક્ત જીવન કશો નાશ કરે છે એમ તું માનતો નહિ; પ્રભુની ઇચ્છામાં ધ્વંસ હોય ખરો ?

જેસળ—નહિ જ.

તોળલ—ત્યારે પ્રભુની ઇચ્છા જેણે પોતાની ઇચ્છા કરી લીધી તે પણ કદી ધ્વંસનું કારણ બનતો જ નથી. પુણ્યમયતા કશું પાપ કરતી જ નથી. જાણે કે અજાણ્યે સ્નેહપૂર્ણ કરુણા હોવાથી જેમ બુરૂં ઇચ્છી શકતો નથી, તેમજ સ્નેહપૂર્ણ જ્ઞાન હોવાથી પરમાર્થમાં કદી પણ ચૂકી શકતો નથી.

જેસળ—બરાબર.

તોળલ—ત્યારે, એ સ્નેહમાં તું આવ.

જેસળ—પણ, તોળલ તું તો કર્મથી, કર્મ માત્રથી, છુટી જવાનું કહેતી હતી. પાપને ધોવા પુણ્ય એકઠાં કરવાં પડે એ વાત પણ તને ગમતી ન હતી.

તોળલ—અને એ વાત પણ હું સાચી જ કહેતી હતી. માનવી કાર્યની અને વિચારની એવી બે સૃષ્ટિમાં હમેશાં વસે છે. કાર્યની સૃષ્ટિ અહીં પૂરી થાય છે, વિચારની સૃષ્ટિ વિશેષ સૂક્ષ્મ છે અને તેટલી જ વિશેષ વિસ્તારવાળી છે. જે તું હવે જાણશે. તે જાણીને પણ ત્હારે કરવાનું તો એટલું જ છે કે “**પરમાર્થે જીવવું.**”

જેસળ—પણ તને અડચણ ન હોય તો મને છેવટનું સત્ય પણ સમજાવ. કયા કાર્યમાં જીવવું, તે જેમ સમજાવ્યું, તેમ કયા વિચારમાં જીવવું તે સમજાવવાની પણ કૃપા કર.

તોળલ—તું સાંભળે છે એજ, ભાઇ, મ્હારા પર ત્હારી કૃપા છે. ત્હારો ઉદ્ધાર થાય એ કાંઇ પ્રભુની મ્હારા પર થોડી કૃપા નથી. એક જીવ જ્યારે મુક્ત દશા પ્રાપ્ત કરે છે ત્યારે આખું બ્રહ્માંડ આનંદથી પ્રભુનો ઉપકાર ગાવા લાગી જાય છે. તું અમારામાંથી પ્રભુમાં જા અને પછી અમને સહાય કરવામાં અમારામાં આવ. એથી વિશેષ કયું

હિત ? અત્યારે એમ નિરધાર્યું હશે તો મ્હારાથી તને એ માર્ગનું એક પગથીઉં પણ જડે એ કાંઇ ન્હાનું સુનું ભાગ્ય નથી.

જેસળ—ખરૂં, બ્હેન, ત્હારી વાણીનું અમૃત હજુ પા, અગાડી બોલ.

તોળલ—ભાઇ, આપણને જન્મમૃત્યુના ફેરામાં નાખનાર, આપણને એ ચક્રમાં બાંધી રાખનાર, પ્રભુથી આપણને વિખુટાં પાડનાર–કર્મ અને બીજું કોઇ જ નહિ. દુષ્કર્મના જેટલીજ નિર્દયતાથી સત્કર્મ પણ આપણને પાછાં ખેંચી રાખે છે અને જે દોર આપણા સદ્‌ગુણોથી વણાય છે, તે પણ આપણા દુર્ગુણોથી વણાએલા દોરની પેઠે જ આપણને બાંધી રાખે છે.

જેસળ—પણ ત્યારે આ જાળની ગુંથણી શી રીતે પૂરી થાય ? મનુષ્ય માત્ર જીવે ત્યાં સુધી વિચાર અને લાગણી વગર એક ક્ષણ પણ રહી શકે તેમ નથી; એજ જાણે માનવીનું જીવન હોય એમ ભાસે છે, અને એજ જો કર્મને વણવાની સાળ હોય તો છૂટવાનો આરો નથી.

તોળલ—કર્મ ગયાં તો તું પત્થર બની જશે એવી તને ધાસ્તી લાગે છે, નહિ ?

જેસળ—હા, એમજ.

તોળલ—પણ એમ નથી. હું તને પત્થર જેવો બનવાનું કહેતી નથી. પણ હવે હમણાં વાદળમાંથી બહાર નીકળી આવી નિત્યની પેઠે પ્રકાશમય દર્શન આપણને દેશે તે સૂર્ય જેવો બનવાનું કહું છું; જે જીવનમય છે, અને કેવો પોતાનું કાર્ય અસ્ખલિત બજાવ્યે જાય છે.

જેસળ—કેવી રીતે એ ?

તોળલ—કાર્યમાંથી નહિ પણ તૃષ્ણામાંથી, કાર્યમાંથી નહિ પણ

કાર્યના ફળની ઇચ્છામાંથી, કર્મ ઘડાઇ આવે છે. ફળના ભોક્તૃત્વની વાંચ્છનાથી એક કાર્ય કરવામાં આવ્યું, પરિણામના સુખપર દૃષ્ટિ રાખી એક માર્ગ પકડાયો; આત્મા આશાવાન બને છે અને કુદરતે તેને પ્રતિઉત્તર આપવું જ જોઇએ. આત્મા કાંઇ દાવો કરે છે અને કુદરતે તેનો બદલો બક્ષવો જ જોઇએ; જે માગવામાં આવે છે તે આપવામાં આવે છે; ફળ માગ્યું તો ફળ ભોગવવું પડે છે, પ્રવૃત્તિ માગી તો નિવૃત્તિ શી રીતે મળે ?

જેસળ—બરાબર છે.

તોળલ—આ જન્મમાં જે અભિલાષા છે તે આવતા જન્મમાં ધારણશક્તિ બને છે; આ ફેરે જે વિચાર વારંવાર આવે છે તે આવતે ફેરે સ્વભાવ બને છે.

જેસળ—કાંઇ જ શંકા નથી. પછી ?

તોળલ—દરેક કારણ સાથે તેનું કાર્ય, દરેક ગતિ સાથે તેનું ફળ બંધાએલું જ રહે છે, અને તૃષ્ણા એ આ યુગ્મને સાથે બાંધી રાખનારી દોરી છે, આ દંપતીની છેડાછેડી છે.

જેસળ—એમજ.

તોળલ—અને એ દોરી–એ દરેક જોડીજોડીમાં ઓતપ્રોત વિંટાઇ રહેલી દોરી–જો પ્રજાળી નાંખવામાં આવે તો પછી સંબંધ ટકી શકશે નહિ; આ તૃષ્ણા, આ દોરી, એ જ ટને.

જેસળ—બરાબર.

તોળલ—અને જ્યારે હૃદયની બધી જાળ તૂટી જાય ત્યારે આત્મા સ્વતંત્ર થાય છે; કર્મ પછી તેને અલી શકતું નથી. કાર્ય કારણનું ચક્ર ભલે ફર્યા કરે, પણ એ આત્મા મુક્તજીવનમાં ગયો છે, તેને ક્યાંએ કશો ભય નથી.

**જેસળ**—કાંઇજ કહેવાનું નથી. મ્હારી શંકા દૂર થઇ છે. તોપણ, બ્હેન, આ વજ્રનું હૃદય સ્પર્શમણિના એટલાજ સ્પર્શથી સુવર્ણ કદાચ નહિ બને, વળી અમૃતની કાંઇ તૃપ્તિ થતી નથી.

**તોળલ**—પ્રભુ બોલાવે છે તો હું હજુ બોલીશ, હૃદયને પૂરૂં ઠલવીશ.

**જેસળ**—કૃપા એ, તોળલ.

**તોળલ**—ભાઇ, પછી ત્હારે કાંઇ જ મેળવવાનું નથી, કાંઇ જ કરવાનું નથી. છતાં તું આ સંસારના માર્ગનો પ્રભુના ઘર સુધીનો ભોમીયો બનશે. કર્તવ્ય કર, પણ તે અનાસક્ત રહીને; જે કર તે ધર્મની ખાતર; પ્રભુની મહાન યોજનાના મેળમાં તારો સિતાર મેળવી દે, તેનાથી જૂદું તે બધું બસુરૂં જ છે. ટચલી આંગળીપર સર્વના રક્ષણાર્થે કૃષ્ણ ભગવાને ગોવર્ધન તોળી રાખ્યો હતો, બધા ગોવાળે તે બોજામાં ભાગ લેવા લાકડીઓ ટેકવી હતી, તેવીજ રીતે પરમાત્માની કાર્યઘટનામાં ત્હારી બધી ગતિ ભેળવી દે. ત્હારા વ્યાપાર માત્રને તેને આધીન વહેવા દે. પછી ત્હારાં બધાં કાર્ય કોઇ સ્વાર્પણયતા, કોઇ મહાન યજ્ઞ જેવાં બની રહેશે; તે મહાન્ વ્યવસ્થા ચક્રના ફેરામાં તેની ગતિને પોષણ આપવા હોમાયા કરશે, કાર્ય જે પોતપોતાનું ફળ લાવે તેની ખાતર તું પછી કાંઇજ કરતો નથી, કાર્ય માત્રનાં ફળ પછી ભૂત માત્રની રતિમાં આનંદથી અર્પાશે. તે ફળ ત્હારાં નહિ પણ તે મહાન્ વ્યવસ્થાનાં છે અને ત્હારા તરફથી તો વ્હેંચણી થવા એ બધાં તે વ્યવસ્થાને સોંપાય છે. પિતાનું પુત્રને, પિયુનું પ્રિયાને, સખાનું સખાને જેમ અર્પાય છે તેમ ત્હારૂં સર્વસ્વ એ વ્યવસ્થાને અર્પાશે. પવન વિનાના આવાસમાં જેમ દીવો હાલતો નથી તેવો સ્થિર આનંદ પછી કાયમ જામી રહેશે.

જેસળ—બીજું શું કહું બ્હેન ? પ્રભુનો સ્નેહ હમેશાં નિત્ય હોજો.

તોળલ—ભાઇ, એ મુક્ત આત્મા સત્કર્મથી કદી જ દૂર નથી, પણ જે કાળે જેવાં સાધન પ્રાપ્ત થાય છે, તે કાળે તેનો ઉપયોગ પરમાર્થે કર્યે જ જાય છે. ફળની ઇચ્છા રહી નથી છતાં કાર્યમાં કશી મંદતા આવતી નથી; ઉલટું મેલ વિનાનું વસ્ત્ર ચિત્રો વધારે સ્ફુટ ઝીલી શકે છે અને વધારે સરલતાથી સાફ કરી શકે છે. સ્વાર્થ ગયો, એટલે મેલ ગયો. જે આત્મા આ સ્થિતિએ આવ્યો છે, તેને કર્મની કોટડીનું તાળું બંધ કરવાની ચાવી મળી ચૂકી છે. તાળું બંધ થાય છે, ચાવી પ્રભુ પાસે જાય છે; એ કોટડી ફરી કદી ઉઘડતી નથી. જે કર્મ તેણે ભૂતકાળમાં ઉત્પન્ન કર્યાં તેને જ્ઞાનથી, અને વર્ત્તમાનનાં કર્મોને નિરતિથી દગ્ધ કરતો ચાલ્યો જાય છે-જેમ અગ્નિ સુકા તૃણને બાળતો ચાલ્યો જાય તેમ પ્રભુના મંદિરમાં બહાર અને અંદર આત્મા બહુ કાળ સુધી જા આવ કરી કરી અંતે પ્રભુના મંદિરમાં એક સ્તંભ જેવો બની રહે છે. પછી તે ગમે ત્યાં હોય પણ પ્રભુના મંદિરની બહાર નથી, જે અન્ય કોઇ પણ સ્થાને જોડાએલો નથી, તે જ પ્રભુના નામ સાથે જોડાઇ શકે છે. કર્મનું બંધન એ જ દેશકાળ છે, અને કર્મથી છૂટયો, ત્યાં-જેસળ, આ અહંકાર, આ સ્વાર્થપરાયણતા, આ વ્યષ્ટિ પ્રત્યેની આકાંક્ષાઓ તુટવી જોઇએ. પછી તું, પછી તું પ્રભુનું જ બાળક છે અને પ્રભુના બધા વારસાનો હકદાર છે.

જેસળ—દેવિ ! દેવિ ! મ્હારી વ્હાલી દેવિ ! મ્હારા ઉદ્ધાર માટે તોળલ બનીને આવેલી દેવિ ! એક વખત ત્હારા પગમાં મને પડવા દે.

તોળલ—નહિ, નહિ, ભાઇ, શરણ પ્રભુનું લે, પગે પ્રભુને પડ; કે તેણે તને સુબુદ્ધિ આપી. ત્હારાં બધાં પાપને દૂર ખસેડી તને

સુબુદ્ધિ આપી. હું તો ત્હારા જેવીજ એક પામર ગરીબ પાપી–તેના પગનો સ્પર્શ કરતો ના. પ્રભુનો ઉપકાર માન કે લુટારાની ટોળીમાંથી તેણે તને સ્વીકારી લીધો.

જેસળ—બ્હેન, ત્હારી કૃપાથી હું હવે પ્રભુને ગાઇ શકીશ. શંકા હજુ રહી. હું એક લુટારો તેને પણ પોતાનાં બાળકને, પોતાની સ્રીને જોઇને જે લાગણી થાય તે શું કાપી નાંખવા જેવી ? ઘણીવાર ખૂની તલવારનું લોહી લૂછી નાંખતી વેળાએ પણ મ્હારા એક બાળકને જોઇ હું પશ્ચાત્તાપ કરતો હોઉં, હું જાણે ગળી જતો હોઉં, એવું મ્હારી જુવાનીમાં મને લાગી આવતું એ લાગણી શું બાળી નાંખવા જેવી ?

તોળલ—તું સમજ્યો નહિ, ભાઇ; હૃદયને ભાંગી નાંખવાથી આપણે હૃદયનાં બંધનોને ભાંગી શકતાં નથી. મુક્ત દશાની જેમ જેમ નિકટતા પ્રાપ્ત થાય, તેમ તેમ તો હૃદય વિશેષ વિશેષ કોમળ-આર્દ્ર બનતું જાય છે. આખા વિશ્વમાં દરેક કંપને એ સર્વ સ્થાને સુરીલો તાર ઉત્તર આપવા લાગે છે, એ તો દરેકનાં આંસુ લુવે છે અને દરેકના પગ ધુવે છે. એ પોતાના માટે કાંઇ જ રાખવા માગતો નથી; તેથી જ જેને જે જોઇએ તે આપી શકે છે. આવો આત્મા પ્રભુની ઇચ્છાના એક પાત્ર જેવો છે. તે એટલું જ ઇચ્છે છે કે પોતે વિશાળતા મેળવે, અને પ્રભુની પ્રીતિ વધારે ને વધારે પોતામાં ભરતી બને. પ્રભુની ઇચ્છાને વહન કરનારનો એ એક ઝરો અને એ જેટલો વિશાળ થવાથી પ્રાણી માત્રને પ્રભુનો સ્નેહ વિશેષ પાઇ શકે, પ્રાણી માત્રનું જીવન તેમાં વહે અને વધારે નિર્મળ થઇને પાછું જાય એથી વિશેષ કાંઇજ તે ઇચ્છતો નથી. પાપીનાં પાપી અશ્રુ અને પુણ્યશાળીનાં પુણ્યશાળી અશ્રુ–તેને ધોવાં અને લ્હોવાં એટલું જ તે સર્વ કાળે સર્વ સ્થાને કર્યા કરે છે. એના જેવું કરુણામય બીજું

શું હોઇ શકે ? એના જેવી સ્નેહમયતા બીજી કઇ ? ભાઇ, તું કોઇનાં પણ દુઃખને, અંધારાને, અજ્ઞાનને ઓછું કર અને સાચું સુખ કોઇને પણ આપ્યા કર, ત્હારો વિચાર તું કર નહિ, એ તો પ્રભુ કરશે. પછી વિશેષ અહીં કે ક્યાંએ કંઇ નથી.

જેસળ—ચોમાસાની ડોળી નદીનું જળ આછરૂં બની કચરાને પાછળ છોડી દેઇ જેમ શરદ ઋતુના સ્પર્શથી વહેવા લાગે છે તેમ ત્હારી આ વાણીથી મ્હારો આત્મા વહેતો જણાય છે, અને જો! આ કુદરત પણ કેવી મીઠી બની છે! ત્યાંથી ઓચિંતો બહાર નિકળી આવેલો સૂર્ય કેવો રૂપેરી ઝળકાટ રેડી રહ્યો છે! અને મછવો મંદમંદ પવન લહરી સઢમાં ભરી કેવો શાન્ત રમતો રમતો ચાલ્યો જાય છે!

તોળલ—પ્રભુની કૃપા એ-જેસળ.

૫-૧૨-૧૮૯૯.

---

(૨)

## મેનાવતી અને ગોપીચંદ.

---

ગોપીચંદ—ઉનું પાણી કોણ રેડે છે આ?! (ઉંચું જોઇને) શું માતા ઝરૂખા ઉપર બેઠાં છે! અને રડે છે! (મેનાવતીને) મા! મા! તમે રડો છો કેમ? તમને આવાં જોઇ મારો જીવ ગભરાય છે; બોલતાં કાં નથી?

મેનાવતી—(અશ્રુ લુછી નાંખતી) બાપુ, તું ન્હાયા કર, મને કાંઇજ થયું નથી. શિકારમાં તપ્ત થએલા અંગોપર શીતલ જલ તને બહુ વહાલું લાગે છે. કેવો બાળકની માફક પાણી ઉડાડે છે! મને તે જોવાનું ગમે છે, એટલે આંહી આવી બેઠી. એટલું જ–બેટા.

ગોપીચંદ—પણ મા, એમાં રડવા જેવું શું? હું ન્હાઉં તો આંહી હમેશાં છું, અને તમે ઘણી વખત આમ બેઠાં પણ હો છો; કેવાં આનંદમાં નિત્ય તો હો છો!

મેનાવતી—ભાઇ, અમે તો હવે ઘરડાં થયાં એટલે બાળક થયાં. કાંઇ વિચાર આવી ગયો તેથી જરા દિલ ભરાઇ આવ્યું.

ગોપીચંદ—પણ એ શાથી એ મ્હારે જાણવું છે. મેં કયે દિવસે દૂભાવ્યાં છે, કે આજે દુઃખી થાઓ છો, અને દુઃખ છાનું રાખો છો?

મેનાવતી—નહિ, નહિ, એવું કાંઇ જ નહિ. તું એવો ભલો છે તેથી જ આજ રોવું આવ્યા કરે છે. અને—

ગોપીચંદ—બોલો–મા, વળી કેમ અટકી ગયાં?

મેનાવતી—અને તું આવો સુંદર છે તે જોઇને રોવાઇ જાય છે.

ગોપીચંદ--મને સમજણ પડતી નથી. એ વાત તો હું સાંભળીશ.

મેનાવતી—સાંભળીને શું કરશે તું? (જરા હસીને) તને હસવું તો નહિ આવે? અને આ જુવાન વહુઓ જાણશે તો કહેશે, સાસુજી તો ઘરડાં થયાં એટલે જે બોલે તેની ચિંતા નહિ.

ગોપીચંદ--મા, એમ ફોસલાવશો એ નહિ ચાલે. મને હસવું નથી આવતું; તમે આજ રડયાં કેમ એ કહો.

મેનાવતી--કહીશ-ભાઇ. ત્યારે સ્નાન કરી લઇ આમ આવ, મ્હારી પૂજાની ઓરડીમાં.

(ગોપીચંદ સ્નાન કરી લઇ મેનાવતી પાસે જાય છે.)

ગોપીચંદ--કહો હવે.

મેનાવતી—ધીરો થઇને બેસ અને કહું તે ધ્યાન દઇને સાંભળ.

ગોપીચંદ--જી હ્યો. (બેસે છે.)

મેનાવતી--તું મ્હારી વાત શું સમજી શકશે?

ગોપીચંદ--સમજી શકીશ કે નહિ તે તો પ્રભુ જાણે, પણ આપની આજ્ઞા તો ઉઠાવી શકીશ.

મેનાવતી—એથી વિશેષની જરૂર નથી. પછી બેટા હું કદી નહિ રડું.

ગોપીચંદ—મા, એવી શંકા પણ શા માટે! દોષ થયો હોય તો ક્ષમા કરો, હું સુધરવા યત્ન કરીશ; જે હોય તે કહો.

મેનાવતી—દોષ તો મ્હારો હશે કદાચ, કે કાળથી થવાનું તે કરાવવાનું લેઇ બેઠી છું. તું સમજે તેમ કહું. ભલા, જે ઉત્તમ હોય તે જ ચ્હાવા જેવું, નહિ?

ગોપીચંદ—હા જી.

**મેનાવતી**—ત્યારે, એટા જીવન અને મૃત્યુમાં તને શું સારૂં લાગે છે ?

**ગોપીચંદ**—મા, મૃત્યુને સારૂં કહેનાર, હજુ સુધી મેં ક્યાંએ જોયું નથી.

**મેનાવતી**—તારા જેવા યૌવનમાં પગ મકનારા અને લક્ષ્મી, સૌંદર્ય, વૈભવ એના સુખનો સ્વાદ હજુ તો લાગતો જતો હોય એવા-ને, ખાસ એવાને તો મૃત્યુ જાણે હોય જ નહિ એવું પણ લાગે એ નવાઇ નહિ.

**ગોપીચંદ**—ખરૂં મા. મને પણ એમજ લાગે છે. જાણે મૃત્યુમાં વિચાર કરવા જેવું કાંઇ છે જ નહિ.

**મેનાવતી**—બરાબર, પણ મૃત્યુ નક્કી છે, અને વિચાર કરવા જેવું છે. એક વખત નહિ પણ અનેક વખત, અને ઘણાને તો આ એક જીંદગીમાંએ ઘણીવાર જીવવા કરતાં મરવાનું ગમે છે એ તું જાણે છે ?

**ગોપીચંદ**—નહિ મા.

**મેનાવતી**—નહિ જ; પણ અત્યારે તું જેવો છે તેવો નિત્યે રહી શકશે નહિ. જેને તું જાણતો નથી તેમાં તારે પસાર થવું પડશે, અને જે "કોણ જાણે ક્યાંએ દૂર હશે" એમ ભાસે છે, તે થોડા જ કાળમાં પાસે આવી ઉભું રહેશે.

**ગોપીચંદ**—પછી ?

**મેનાવતી**—આ વાત સાંભળી તને કાંઇ ક્ષોભ થતો નથી ? તને ભય લાગતો નથી ?

**ગોપીચંદ**—કાંઇ જ નહિ. શિકારમાં ઘણી વખત એકાદ શિકારીને સિંહ ઉપાડી જાય છે. ઘણીવાર તો છેક મ્હારા અંગ

ઉપર મ્હોનાં ફીણુ છંટાઇ જાય ત્યાં સુધી ધસીને આવે છે; શિકારમાં તો ખરી મજા ત્યારે જ આવે છે. ત્યાં મને ધાસ્તી લાગતી નથી તેમ અહીં પણ નથી લાગતી. હું જાણું છું કે મરવાનું છે તે છે, ભલે હોય.

મેનાવતી—ખરૂં, ક્ષત્રીને ભય નથી; પણ અપંગ ઘરડા થઇ જવું અને માંદગીમાં રીબાવું એ તને ગમે છે?

ગોપીચંદ—એ તો નથી જ ગમતું. મને જ્વર આવે અને બિછાનામાં ગુંધાઇ રહેવું પડે એ તો જરા પણ નથી ગમતું. બિચારા દર્દીને જોઇને તો પ્રભુ જાણે, મને શુંએ થઇ જાય છે.

મેનાવતી—ત્યારે તને વૃદ્ધાવસ્થા, દર્દ અને મૃત્યુ કદી જ સ્પર્શે નહિ તો કેવું સારૂં!

ગોપીચંદ—શું એ બની શકે તેવી વાત છે? એ કાંઇ આપણા હાથમાં છે, મા?!

મેનાવતી—હા.

ગોપીચંદ—શી રીતે? વૈદ્યો કહે છે કે બધું કરતાંએ એ તો કાંઇ બનતું નથી; કોઇને બન્યું સાંભળ્યુંએ નથી.

મેનાવતી—વૈદ્યો બિચારા શું જાણે કે આત્માનું દર્દ ખસે નહિ? દેહને બંધ કાયાને બદલે પ્રભુની માનવામાં આવે તો દર્દનો સંભવ નથી. તું એ દવા લે, તે માટે એ દવા આપનાર પાસે જા, એ મ્હારી ઇચ્છા છે. એવું કરી શકીશ કે નહિ એ શંકાથી મને આંસુ આવતાં હતાં.

ગોપીચંદ—પણ એમાં તમે દુઃખી શા માટે થયાં? એમાં શંકા શી? માત્ર આજ્ઞાની જ જરૂર હતી.

મેનાવતી—સારૂં-બાપુ, ત્યારે એ આજ્ઞા હવે આપીશ.

ગોપીચંદ—અને તે જે હશે તેને શિરપર ઉઠાવી લઇશ, ફરમાવો.

મેનાવતી—તો, બેટા ભગવાં પહેરી લે અને ગુરૂ જાલંધરને શરણે વહેલો પહોંચી જા.

ગોપીચંદ—શું માતા! તમારો હુકમ એવો છે કે હું બાવો થઇ જાઉં! કે હું સમજ્યો નથી બરાબર?

મેનાવતી—હા, એજ મ્હારે કહેવાનું.

ગોપીચંદ—અને પાછો ક્યારે આવું?

મેનાવતી—ગુરુ કહે ત્યારે.

ગોપીચંદ—ગુરુ કહેશે ખરા ?!

મેનાવતી—હું જાણતી નથી.

ગોપીચંદ—ત્યારે શું હું હમેશાં બાવો જ રહું, મા!?

મેનાવતી—હા, કદાચ.

ગોપીચંદ—અને ત્યાં મ્હારે શું કરવું?

મેનાવતી—બાપુ, યોગીયો રહે છે તેમ ફળ ફળાદિ ખાઇને રહેવું અને ગુરુ કહે તે ગમે તેવાં સંકટો વેઠી લેવાં અને અંતે અમર અજર બનવું: એ ત્હારે કરવાનું.

ગોપીચંદ—પણ મા, એ સંકટમય અમરત્વ કરતાં તો કોઇ વ્હાલાંને હાથે ઝેરનો પ્યાલો પી મરી જવામાં વધારે મજા; અને એ અમરત્વ કરતાં હું હમેશાં બિમાર રહીને તમારી સારવાર જોયા કરૂં એ વધારે મીઠું.

મેનાવતી—પણ બાપલા, આ હાથ માત્ર કર્મથી ઘડાયો છે, અમર નથી. અમરત્વ એમાં કાયમ ભર્યું રહે એવો બન્યો નથી. જેવો મ્હારો આ હાથ તેવું જ આવું સુંદર પણ મરણને વશ થવાનું

ત્હારૂં શરીર. એ શરીરના ભોગ માત્ર મરણમાંથી આવેલા અને મરણમાં જવાના......તને અહીં રહેવાની ઇચ્છા થાય છે તે શા માટે વારૂ ?

**ગોપીચંદ**—( શરમાઇ જતો ) મા, તમેજ કહો.

**મેનાવતી**—સુંદર સ્ત્રીઓ, સુંદર બગીચા, સુંદર મહેલો અને જે કાંઇ ત્હારા શરીરને અત્યારે સુખ આપે છે તેની ખાતર, કેમ?

**ગોપીચંદ**—( નીચું જોઇને ) હા જી.

**મેનાવતી**—રાજ્યની ખાતર કે પરોપકારની ખાતર નહિ જ ? વિચારીને ઉત્તર આપજે.

**ગોપીચંદ**—નહિ જ મા..

**મેનાવતી**—હું જાણુતી હતી કે તું રાજા નથી. નહિ તો મને આજે આ વિચાર આવત નહિ, આવત તો માત્ર ત્હારા સુંદર શરીરને અમર બનાવવાની ઇચ્છાથી; એમ હોત તો હું તને રડીને વિનવત અને કદાચ તું તરત જ તૈયાર થઇ જાત.

**ગોપીચંદ**—પણ-મા, હું રાજા થવાનો યત્ન કરીશ.

**મેનાવતી**—એ વ્યર્થ-તાત, જે યોગી બની શકતો નથી તે રાજા બની શકતો નથી.

**ગોપીચંદ**—પણ જે રાજા બની શકતો નથી તે યોગી બની શકશે ?

**મેનાવતી**—હા, એમ બને છે. આજ માળવાનો રાજા ભર્તૃહરિ રાજા બની શક્યો નહોતો તે યોગી બની શક્યો હતો. રાજામાં અને યોગીમાં આટલો તફાવત છેઃ-યોગી પ્રભુને માત્ર અનુસરે છે ત્યારે રાજા પ્રભુને અનુસરીને બીજાને અનુસરાવે છે. યોગી થયા પછી રાજા થવાય છે.

ગોપીચંદ--પણ બધા જ ઉત્તમ રાજાઓ કાંઇ યોગી નથી હોતા મા ?

**મેનાવતી**—તાત-એમ માનવું એ ભૂલ છે. વિચાર કરીને જો કે જનક શું યોગી નહોતો ? પણ જનક બનવું એ કોઇ મહાન્ ભાગ્યની વાત છે, ત્હારે માટે એ નથી. યોગી બનવું એ પણ તેવુંજ છે. ત્હારે માટે એ નિર્મિત છે. એ તો બે મહાન્ પ્રકૃતિની જૂદી જૂદી બે શાખાઓ માત્ર છે. બેમાંથી ગમે તે એક પ્રાપ્ત થાય તો મ્હોટું ભાગ્ય સમજવું.

ગોપીચંદ--મા, રાજ્ય ક્યાં અને યોગ ક્યાં ! એ બન્ને એક શી રીતે હોય ?

**મેનાવતી**--બાપુ, દુનિયાદારી-વૈભવની દ્રષ્ટિથી જો નહિ, પણ હિતની દ્રષ્ટિથી જો. રાજા પોતાની મારફત વહેતું પરમાત્માનું તત્વ જોતો જાય છે અને અન્યને પાતો જાય છે. યોગી તો, એક પુષ્પ જેમ અજાણતાં સુગંધને વહાવે છે, તેમ તે તત્વને વહાવે છે. પોતાથી શું હિત બન્યું તે જોઇ શકે નહિ તો રાજા વિશેષ હિત સાધી શકતો નથી, ત્યારે યોગીને એ જાણવાની અપેક્ષા નથી. સ્હેલું છે તે તું એક વખત કરી જો.

ગોપીચંદ--પણ મા ! મને જંગલમાં ભગવાં પહેરાવી ન મોકલી આપો. તમે કહેશો તેમ અહીં હું કરીશ. સ્નેહી વિના, સાધન વિના, જંગલમાં એકલા વસવું એ તો વૃદ્ધો માટે છે. મ્હારા જેવાને એ સ્હેલું શી રીતે ?

**મેનાવતી**—બેટા, એ તો ફરીથી એનું એજ કહેવાનું કે ઉપભોગની લાલસા માનવીને બધેજ નાલાયક બનાવી દે છે. તું સમજતો નથી તેથી વધારે કઠિનને સ્હેલું માની લે છે. એમ ઉલટું જોવું એજ અજ્ઞાન; ભાઇ, હું તને વિશેષ સરલ માર્ગ બતાવું છું.

ગોપીચંદ—પણ મા! મને આ બધું ગમે છે, અને તેમ છતાં હું ધારૂં છું તે નહિ જ બની શકે શું ? મને ખરેખર અત્યારે જાણે બોલતાંજ આવડતું નથી. નહિ તો મ્હારા હૃદયની વાત સમજાવી શકત. મા, હું શા ઉપાયે મ્હારૂં દુઃખ તમને કહું ? મને ભગવાં પહેરાવવાં હોય તો અહીંજ પહેરાવો, પંચધુણી તાપવાનું કહેશો તો તમે જોશો તેમ તાપ્યા કરીશ, પણ, મને વ્હાલાંથી વિખુટો ન કરો; હું તમારા સૌ વિના કેમ જીવી શકીશ ? તમે જે કહેશો તે શું હમેશની પેઠે અહીં હૂં નહિ કરૂં ?

મેનાવતી—ગોપીચંદ ! તું હજી બાળક છે. તું યોગી થા કે રાજા થા પણ એ એકે સ્થિતિમાં પ્રભુના સ્નેહ સિવાય બીજાનો સ્નેહ નહિ બની શકે; જે પ્રથમજ કરવાનું તે તું નહિ કરી શકે તો બીજું શું કરશે ?

ગોપીચંદ--પણ મા, મને ખાત્રી છે કે હું તમારો હુકમ અહીં ઉઠાવી શકીશ.

મેનાવતી--જરા પણ મેલ રહે ત્યાં સુધી નહિ જ; તને યોગી કે રાજા થવા કરતાં ભોગી બનવાનું વધારે રૂચે છે. એ પુર્વની કોઈ તૃષ્ણાથીજ તને સંતોષ થતો નથી, તો સાંભળ, તને એક વાત કહું.

ગોપીચંદ--ફરમાવો માજી.

મેનાવતી--ગુરુ દેવે કહ્યું હતું કે ત્હારા કરતાં ત્હારો ન્હાનો ભાઈ વધારે સારો રાજા થઈ શકશે; તેને રાજા થવા દે, અને તું જંગલમાં જા. એમ સમજતો નહિ કે ઘણી સ્ત્રીઓની પેઠે ત્હારી માતાને પણ ન્હાના ભાઈ તરફ કાંઈ પક્ષપાત છે.

ગોપીચંદ--એ શું બોલો છો માજી ?

**મેનાવતી**—નહિ, હું પક્ષપાતી નથી એમ નથી કહેતી. મને પક્ષપાત છે, પણ તે ત્હારા ઉપર. પણ તેની મને ચિંતા નથી; સ્નેહના પક્ષપાત સાથે સ્નેહનું હિત પણ હોય તો એ પક્ષપાત હાનિ કરતો નથી. જેમ એ સ્નેહ તેમ એ પક્ષપાત પણ .પ્રભુના ઘરનો છે.

**ગોપીચંદ**—તમારામાં પણ એ પક્ષપાત ક્યાંથી આવ્યો માજી ? સાંભળવાની બહુ ઇચ્છા થાય છે. કહી શકો તો કહો.

**મેનાવતી**—હું એજ વાત તને કહેવાની હતી. જો, બાપુ, તું છેક ધાવણો હતો ત્યારે એક દિવસે તને ખોળામાં લઇને ગુરુ દેવે કહ્યું, " આ બાળક અમારી જમાતનો છે. તેની બહુ સંભાળ રાખજે." ત્યારથી ત્હારે માટે મને બહુ ચિંતા રહેતી. તું યોગભ્રષ્ટ થયેલો કોઇ યોગી છે.

**ગોપીચંદ**—( શરમાઈ જઇને ) એ શી રીતે ?

**મેનાવતી**—નવાઇ જેવી વાત છે એ-ગોપીચંદ. તું જન્મ્યો ત્યારે સ્તનપાન કરતો નહોતો; અમે બધાં ગભરાયાં. જોશીએ કહ્યું કે " કાંઇ ચિંતા નહિ. બીજા કોઇ બાળકને ધવરાવો એટલે કુમાર ધાવશે." એમ અમે કર્યું અને તું ધાવવા લાગ્યો. બાળકનો સ્વભાવ તો એક સ્તન પોતાના હાથથી ઢાંકીને બીજાને ધાવવાનો; તેમાં ત્હારી આ રીતથી સૌને કૌતક થયું. તું મ્હોટો થયો ત્યારે પણ અન્યને ખવરાવીને ખાતો, અન્યને રમકડાં આપીને રમતો, સૌ કહેતાં કે તું ચક્રવર્તી રાજા થશે. તુ પછી ભણવા બેઠો ત્યારે ઘણી વખત ત્હારા ગુરુઓ તને શિક્ષા કરતા અને મને કહેતા કે તું ભણવાનું ભણતો નથી, અને બીજુંજ કાંઇ વાંચ્યા કરે છે તું ઘણી વખત મ્હોટા માણસો પણ સમજી શકે નહિ તેવું સમજી શકતો, છતાં બાળકો સમજી શકે તેવું કેટલુંક સમજી શકતો નહિ. મેં પણ

તને ઘણીવાર પુસ્તક હાથમાં લઇને કોઇ વિચારમાં મગ્ન થઇ બેઠેલો જોયો છે. હું તને પૂછતી કે તું શું કરે છે? ઉંઘમાંથી ઉઠતો હોય એમ તું કહેતો કે "મને સ્વપ્ન આવે છે." તું સ્વપ્નામાં યોગીઓની જમાતો અને જંગલો જોયા કરતો. કોઈ વખત વળી તું અપ્સરાઓ વગેરે દિવ્ય મહેલો અને બગીચા આનંદથી આકાશમાં આંખ ખોડી રાખી નિહાળતો; પૃથ્વીપર ન હોય એવા પદાર્થોનાં તને આમ જાગતાં અને નિદ્રામાં સ્વપ્ન થયા કરતાં. તું તો હસી હસીને એ બધું મને કહેતો, પણ મને ગુરુનાં વચનો યાદ આવ્યા કરતાં અને ઘણીવાર હું રડી પડતી. તને ચિંતા, ફિકર, કોઇ પણ કાર્યનો બોજો, બિલકુલ ગમે નહિ એવો ત્હારો વિલાસી સ્વભાવ જોઇને મને બહુ દુઃખ થતું અને તને સુધારવા બહુ બહુ રીતે યત્ન કરતી, પણ બધું ફોકટ, ભાઇ; આવતી કાલે તને અઢારમું વર્ષ પૂર્ણ થશે પણ હજુ સુધી એજ, ત્હારા વિલાસી સ્વભાવમાં કાંઇજ ફરક ન મળે. તેની ચિંતામાં ને ચિંતામાં ઝરૂખે આવી બેઠી, તને જોયો, અને આંસુ ઝાલ્યાં રહ્યાં નહીં; જાણે તું મ્હારી પાસેથી નાશી જાય છે કે જાણે ત્હારાં અંગો પાણી થઇને ગળી જતાં હોય, એવું એવું મને દેખાવા લાગ્યું. તું જાણે છે, પછી હું પૂજાની ઓરડીમાં ગઇ. ત્યારે મને ઇશ આશા આવવા લાગી અને હૃદય શાન્ત અને દૃઢ થયું, તે એટલું બધું કે જાણે આપણુંજ હૃદયમાંથી ચાલ્યું ગયું હોય; ભેખ લઇ ચાલ્યા જવાનું હું તને કહી શકી. બાપુ, મને ખાત્રી છે કે તું ત્હારી માને નિરાશ નહિ કરે.

**ગોપીચંદ**—કૃપાળુ, તમારી મમતા એવી છે કે જાણે તેની ખાતર જ આ દેહ આપી દઉં, તમે કહો તે અત્યારે જ કરી નાખું.

મેનાવતી—નહિ જ બેટા, મ્હારી ખાતર કાંઇ કરવાનું નથી. તું હમેશાં સુખી રહે એમાં ત્હારી માને તું બધુંજ સુખ આપી શકશે. ભાઇ, મ્હારે માટે નહિ, પણ ત્હારે માટે વિચાર કર.

ગોપીચંદ—માજી, મ્હારે માટે હું શું વિચાર કરૂં? તમે કહેશો તેમ કરીશ.

મેનાવતી—બાપુ, સાહસ કરીશ નહિ. તું સમજુ છે, તો બધું સમજીને કર. બળાત્કારથી આત્મા ફરતો નથી.

ગોપીચંદ—ત્યારે મને સમજાવો. કહેવાનું હોય તે પૂરૂં કહો.

મેનાવતી—બાપુ, તું રાજ્યમાં જન્મ્યો પણ રાજા રહેવાને નહિ. રાજ્યમાં ત્હારૂં લક્ષ નથી કે થશે નહિ, અને 'अतो भ्रष्टः ततो भ्रष्टः' રહે એ બહુ મ્હોટી હાનિ છે. ત્હારે માટે જે ઉત્તમ છે તેને તું ચ્હાતાં શીખ.

ગોપીચંદ—સત્ય, માજી; પણ ક્ષમા આપો તો મ્હારે હજુ કાંઇ કહેવાનું છે.

મેનાવતી—કહે બેટા, બધું કહે; ખુલ્લું દીલ મૂકીને જે કહેવું હોય તે કહે. ઉઘાડું હૃદય હોય ત્યારેજ સત્ય અંદર દાખલ થઇ શકે છે, માટે જરા પણ સંકોચ રાખીશ નહિ.

ગોપીચંદ—ત્યારે માજી, હું સમજું છું કે મારામાં દોષો છે, પણ એ ન્હાના છે. અને સમય જતાં આપના બોધથી પોતાની મેળે ખસી જાય તેવા છે. એને માટે આવા સાહસનું અગત્ય હું જોઇ શકતો નથી.

મેનાવતી—તું છેતરાય છે, બાપ; તું એમ નહિ જાણતો કે તું જશે અને પાછો ત્હારી મા બહુ સુખી થશે. પણ જે કરવાનું છે તે અહીં બની શકે તેમજ નથી. દોષ એકકે પણ ન્હાનો નથી.

એક આંખની દવા કરવી હોય તો આખા શરીરની કરવી જોઇએ. સુવર્ણમાં થોડું પણ તામ્ર મળ્યું હોય તો તે બધાજ સુવર્ણને ભઠ્ઠીમાં ગાળી નાંખવું પડે છે. વળી ત્હારો દોષ પાછળથી દાખલ થયો નથી પણ તેને તું લેઇને જ જન્મ્યો છું.

ગોપીચંદ—મા, ફરી ફરી એનું એ કહેતાં શરમ આવે છે. પણ તે તામ્ર આ રાજ્યની ભઠ્ઠીમાંજ ગળીને નીકળી જશે.

મેનાવતી—જ્યાંથી રોગ શરૂ થયો ત્યાંથીજ તેને કાઢવો જોઇએ, કાં નહિ ?

ગોપીચંદ—હા જી.

મેનાવતી—ત્યારે તને આ રોગ અપક્વ યોગમાંથી લાગ્યો છે; હું કે તું એ જાણતાં નથી, પણ ત્રિકાળદર્શી દેવ જાલંધર એ જાણે છે. પેલા ઋષિ જે એ મચ્છને ક્રિયા કરતાં જોઇ યોગમાંથી ચળી ગયા તેના જેવીજ કાંઇ ત્હારી પણ હકીકત છે, તેમાં કાંઇજ શંકા નહિ. તું રાજદંડ લઇને આવ્યો નથી, પણ માત્ર બે વાત લઇને આવ્યો છું. એક પેલી યોગીની જમાત અને બીજી, તે સ્વપ્ન માંહેની અપ્સરાઓ. જે તને આંહી ખેંચી લાવ્યું છે તે અહીંથીજ શી રીતે જશે ?

ગોપીચંદ—હુકમ માથે ઉઠાવીશ. માજી, માત્ર દશ વર્ષ મને અહીં રહેવા દો. તે દિવસે હું પોતેજ ઝોળી લઇને હાજર થઇશ. મ્હારૂં હૃદય તૃપ્ત થશે અને ગુરુજી કહેશે તે સત્ય હશે તો એટલા કાળમાં તો ઇચ્છા માત્ર, અતિ તૃપ્તિથી મને છોડી દેશે.

મેનાવતી—ગુરુમાં શ્રદ્ધા રાખ, ભાઇ; ઠીક છે, પણ દશ વર્ષમાં શું બનશે તેની તને ખાત્રી છે ? વળી તૃપ્તિ તું કોને કરવા માગે છે ? ત્હારા યોગને કે ત્હારી તૃષ્ણાને ? દરેક પદાર્થને પોષણ જોઇએ છીએ, પુણ્યને તેમજ પાપને. પુણ્ય પુણ્યથી અને પાપ પાપથી જીવે છે.

**ગોપીચંદ**—પણ માજી, મને અનુભવ કેમ ન મળે? કડવું છે, તે મને કડવું કેમ નહિ લાગે?

**મેનાવતી**—વિષકૃમિ ન્યાયે જ–બાપુ, તને કડવું તે કડવું નહિ લાગે. તું અનુભવની વાતો કરે છે, પણ એ પ્રયોગ બહુ ભયંકર છે. એ તો જેની દૃષ્ટિ સત્યપર સ્થિર થઇ ગઇ હોય તેને માટેજ હોઇ શકે અને તે પણ ક્વચિત જ. મત્સ્યવેધી થવું હોય તો તુલામાં ઉભા રહેવાનું શીખ, નહિ તો મળશે તો કંઇજ નહિ પણ ઉલટું નીચેના પાણીમાં પડી ડુબવાનું બનશે. – – ભાઇ, તને આ બધી ઉપભોગની લાલસામાં કાંઇ અયોગ્યતા ભાસે છે ખરી?

**ગોપીચંદ**—નિત્ય તો નહિ જ માજી; એટલું તો ખરૂં કે ઘણીવાર તો આ વૈભવમાં વિચારનો પણ અવકાશ નથી રહેતો.

**મેનાવતી**—ત્યારે તું બેટા, ઘણું પડયો છે, અને હવે અનુભવ અને તૃપ્તિની વાતોને દૂર કર. ચેત–નહિ તો ચેતવાનો સમય રહેશે નહિ. વળી વિચારી જો જરા, યોગભ્રષ્ટ આત્મા! જે અનુભવથી તું હિતની આશા રાખે છે તે શાનો અનુભવ? ભ્રષ્ટતાનો નહિ જ; પણ ત્હારો યોગ હજુ જેવો તેવોએ પ્રકાશે છે, તેના તણખામાંથી અજાણતાં પણ ત્હારો ઉદ્ધાર તું શોધે છે. માત્ર ભ્રષ્ટતાના અનુભવમાંથી ઉદ્ધારની આશા કેવી? તું છેતરાય છે. એટલુંજ કાર્ય તૃષ્ણા તો કરે છે. તું અહીં જન્મ્યો એજ મોટો પાત છે, અને તે તૃષ્ણા અન્ય પાત વિના જીવી શકે તેમ નથી. તેથી તે આ વૈભવમાં તને ઘૂમાવ્યા કરે છે. બાપુ, એ માર્ગે તો માત્ર પાપપરંપરાજ પથરાઇ રહી છે. યોગબળ ઘણું હતું ત્યારે પણ ન્હાની સરખી તૃષ્ણાથી આટલું બધું ખોવાયું તો હવે જ્યારે એ બળ થોડું જ રહ્યું છે, અને તૃષ્ણા વધી પડી છે ત્યારે મહાન્ બળ વિના ઉદ્ધારની શી આશા રાખે છે?

જે ખાઈ કિનારા પરથી તુંને અંદર લાવી, તેમાં વધારે ઊંડે ઉતરીને તું શી રીતે નીકળી શકશે? આ ભ્રષ્ટતાના રાજ્યમાં પણ, જે અનુભવ જેવું, સાર જેવું, દેખાય છે, તે તો પેલા યોગસૂર્યનું તેજ; ભ્રષ્ટતાની મેંસનું નહિ. જો કાંઈ અજમાયસ કરવી હોય તો પાપની સામે ફરી જો બાપુ; પુણ્યનો અંત જેમ પાપ નથી, તેમ પાપનો અંત પુણ્ય ન હોઇ શકે.

ગોપીચંદ—હું સમજ્યો, માજી, પણ મ્હારૂં દુઃખ દૂર થયું નથી. મને શાન્તિ થતી નથી.

મેનાવતી—શાન્તિ તો ભાઇ, તું ખોઇનેજ જન્મ્યો છે, તે હું શી રીતે આપી શકું? તેં ખોયું તે તું મેળવજે; તુંને ગુરુ પાસે મોકલી શકું અને ગુરુ પણ જે મેળવવાનું છે તે માત્ર બતાવી શકશે.

ગોપીચંદ—મા, આજ્ઞા પ્રમાણેજ કરીશ. આ વાણી સાંભળવાનું તો હવે નશીબમાં હશે કે નહિ, પણ આ હૃદયની આગ, યોગને અને જંગલને પણ બાળી દેશે. એ સ્નેહની આગ કાંઇ કહીને હોલવો, એટલે શાન્ત થઇને ચાલ્યો જાઉં.

મેનાવતી—વ્હાલા! પુરુષાર્થથી ભ્રષ્ટ થએલાને અન્ય જન્મે પણ પ્રભુ ફરી પુરુષાર્થ આપે છે, તો તેનો ઉપકાર ગાઇને તું શાન્ત થા. પ્રભુ હિત તો સૌનું કરે છે; પણ ઘણાને અનેક યુગો નરકના અગ્નિમાં શેકાવું પડે છે. ઘણાંને અનેક સંકટના ફેરા ફરીફરીને પુરુષાર્થ હાથ લાગે છે. પુરુષાર્થની સ્થિતિ અમે ત્યારે પણ મેળવવી પડે છે. પુરુષાર્થ વગર પ્રભુના ઘરનો બીજો માર્ગ નથી. તને એ હિતની ચાવી આમ સહજ મળી આવે એ તેની બહુ મ્હોટી કૃપા સમજજે. એથી વિશેષ શાન્તિનું કારણ ક્યાં મળવાનું હતું? તું ભાગ્યશાળી છે, બાપુ!

**ગોપીચંદ**—ભાગ્યમાં અત્યારે તો માજી, સર્વે કૃપા અકૃપામય દેખાય છે. પણ, પ્રભુની કૃપા કરતાં તમારા સ્નેહપર અત્યારે મને વિશેષ વિશ્વાસ છે. મ્હારૂં દુઃખ દૂર થશે એમ તમે કહોછો અને હું પણ એમજ માનીશ. હવે શબ્દ પણ બોલીશ નહિ, આપ કહેશો ત્યારે જઇશ.

**મેનાવતી**—મારા વ્હાલા યોગી! ત્હારૂં યોગબળ વાપરવાનો સમય દૂર નહિ હોય; પણ ત્હારૂં ક્ષત્રિબળ વાપરવાનો પ્રસંગ તો અત્યારે પણ છે. હવે જૂઠી જ મનાઇ છે, તે જાળને તોડતાં વિલંબ ન કર.

**ગોપીચંદ**—ત્યારે આજ્ઞા આપો અને આશિષ આપો.

**મેનાવતી**—ભાઇ, તારી ભગવી કફની મેં તૈયાર જ રાખી છે, પહેરી લે તેને.

**ગોપીચંદ**—પ્હેલું વસ્ત્ર તમેજ પહેરાવ્યું છે, અને આ છેલ્લું પણ તમેજ પહેરાવો માજી; (અશ્રુ ગળી જતો) અને મા! હવે છેલ્લીજ વાર પ્હેલાંની માફક એક વખત આ મ્હોંપર હાથ ફેરવો.

**મેનાવતી** (રડતી)—આવ–બેટા! (મ્હોંપર હાથ ફેરવે છે, કપાળપર ચુંબે છે, અને ભગવી કફની બહાર કાઢે છે.) આ પહેરી લે બાપુ અને સીધાવ. ત્હારી માના દુઃખનો કે કઠોરતાનો વિચાર કરીશ નહિ. આ વેશમાં એ છાજશે નહિ. (કફની પહેરાવતી) બેટા, અત્યારે મ્હારા આ હાથ તુટી પડત, પણ તું અહીં છે ત્યાં સુધી ફરજ તેને ટકાવી રહી છે. (કફની પહેરાવીને) કેવું મીઠું મ્હોં! આ ભગવો રંગ કેવો ભળે છે, એને! એ મ્હોં હજુ એક વખત બતાવજે, ભાઇ, ગુરુની આજ્ઞા લઇને.

ગોપીચંદ—મા, શું એક વખ્ત ભિક્ષા લેવાને ગુરુજી રજા નહિ આપે ?

મેનાવતી--આપશે જ. બાપલા-પણ ત્હારી માને માફ કરતો જજે, એક વાતે ત્હારૂં હિત થશે. પણ ત્હારી માએ પોતાનો એક સ્વાર્થ પણ સાધ્યો છે; ત્હારી આ સુંદર કાયા અમર રહેશે.

ગોપીચંદ--એમ ન કહો મા, મને આશિષ આપો હવે.

મેનાવતી (ભેટી પડીને)—ભિક્ષા હમેશ તૈયાર રાખીશ. આ હાથનો છેલ્લો કોળીઓ લેવા જરૂર આવજે. બાપુ, પ્રભુ તારૂં કલ્યાણ કરશે.



( ૩ )

## ભર્તૃહરિ અને વિક્રમ.

---

**ભર્તૃહરિ**--વિક્રમ! બાપુ! તું આવો કેમ થઈ ગયો છે?

**વિક્રમ**--મહારાજ અરણ્યવાસી થયા ત્યારથીજ આપનો દાસ આવો દેખાય છે. ત્યાં સુધી તો તેને શિરછત્ર જેવી મહારાજની આજ્ઞા હતી અને તે રસાળ જંગલોમાં સુખી હતો; આજે તે ફરી સુખી થયો મહારાજ!

**ભર્તૃહરિ**—બાપુ, તું મને ક્ષમા આપી શક્યા છે. તું ઉદાર છે. તું માળવાનો રાજા થઇ શકશે, ત્યાંની પ્રજા સુખી છે? તું ત્યાંથી આવતો હશે!

**વિક્રમ**—નહિ, મહારાજ. માળવા સુખી નહિ હશે; આપ વિના તે ક્યાંથી સુખી હોય? આપ ગયા અને માળવા પર દુશ્મનોના હાથ પડવા લાગ્યા-એમ મેં સાંભળ્યું; મહારાજ, માળવાએ કદી ક્રૂરતાને કે શત્રુને જોએલ નથી તેથી બહુ ગભરાટમાં હશે; આપ આપની ભૂમિને ગભરાટથી દૂર કરો; ત્યાં પધારી ફરી રાજ્યદંડ ધારણ કરો; હું તો ત્યાં જઇ શક્યો નથી. મહારાજની આજ્ઞાનો ભંગ થાય તેના કરતાં દશ માળવા ઉજ્જડ થાય તેની મને થોડી ચિંતા છે. છતાં મહારાજ, માળવા, આપની ચાખડી જેવું મ્હારૂં શિરછત્ર છે. તેનાપર રજ લાગે એ હું કેમ સહી શકું? આપની પાસે વિજ્ઞપ્તિ કરવા આવ્યો છું. આપ પધારો, કૃપા કરો, માળવાનો અંધકાર દૂર કરો.

**ભર્તૃહરિ**—બેટા! અંધકાર? નહિ, પરમાત્માનો પ્રકાશ સર્વ સ્થળે છે. એક માળવામાં કે એક બ્રહ્માંડમાં, એક દિવસ વા એક જુગ, અંધકાર જેવું કંઇ દેખાય તે વાત બહુ મોટી નથી. હું પોતે

તો રાજા થવા હવે ઇચ્છતો નથી. તું અંધકાર દેખે છે તો તું તેને દૂર કર; હું તો દેખતો નથી એટલે શું દૂર કરૂં ? તાત, ગુરુના આ આશ્રમમાં ઉજાસ અને અંધકારની કાંઇ જૂદીજ દૃષ્ટિ છે, અને તેજ સાચી છે. હું તો હજુ એક છેક ન્હાનો જીજ્ઞાસુ છું; છતાં માળવામાં હવે મ્હારે માટે સુખ, ફરજ કે કાંઇએ નથી.

વિક્રમ—મહારાજ માળવાને નિરાશ નહિ જ કરે એવી મને આશા આવી હતી; મહાનુભાવ, તે પ્રજાનાં સુખદુઃખ જાણવા જેટલી પણ હજુ કૃપા રાખો છો તો માળવા હજુ આપથીજ ધણીયાતું કાં નહિ થાય ? આપ વિના એ ધરા ખારા પાણીએ રડે છે, આપ વિના, આપ જેવા ભોક્તાના વિયોગમાં રસવૈભવ પણ વ્યાકુલ છે, આપ વિના કોઇને સુખ નથી.

ભર્તૃહરિ—ભાઇ, તું હજુ બાળક છે. આંહી ભુજાનું ઓશીકું અને પૃથ્વીની બિછાતમાં મને જે આરામ મળે છે, તે ત્હારો વૈભવ હવે મને નહિ આપી શકે. ગળગળો થા નહિ; મ્હારે માટે દુઃખ કરવા જેવું કંઈ નથી. માળવાનો વૈભવ કદાચ કોઇ માટે રડે પણ એ તો બાળકનાં રમકડાં; બાપુ, આંહીનો અનાદિ અનંત રસવિભવ નથી કોઇને રડતો અને નથી રાજાને માન આપતો કે કંગાળને તરછોડતો. વધારે તો એવું છે કે જ્યારે સર્વમાં સર્વત્ર ભય છે ત્યારે આ વિભવ કેવળ નિર્ભય છે. તે પામ્યા પછી તેને સાચવી રાખવા કશી દરકાર કરવી પડતી નથી. પછી તો તેને માટેની પણ જેટલી ઓછી ચિંતા તેટલો તે વિશેષ નિકટ રહે છે. બાપુ, આ વનફળમાં કે કોઇ દિવસ અનાયાસે ઠોકર લાગતાં મળી આવતા સ્મશાનના લાડુમાં જે સ્વાદ છે તે પિંગળાની રસોઇમાં નહોતો.

વિક્રમ—મ્હારી એ પશ્ચાત્તાપના અગ્નિમાં બળી ખાખ થઇ

જતી માતાપર પણ દયા ધરે. વળી માળવાની ભૂમિ જેવી પવિત્ર મ્હારી અન્ય માતાઓ પર પણ કરુણા, મહારાજ !

ભર્તૃહરિ—બેટા, પિંગળા પશ્ચાત્તાપથી પવિત્ર થશે. અન્ય માતાઓ પણ પવિત્રતાથી શાન્તિ મેળવી શકશે, પણ ત્હારા દુઃખને તું દૂર કર; મ્હારી વાત સાંભળ, મ્હારા પગમાં પડી તને આજે રડતો જોઇને–તને દેશવટો મળ્યો તે દિવસની માફક તને રડતો જોઇને–મ્હારી સ્મૃતિ તાજી થાય છે, ભાઇ. તને જોયો તેથીજ માળવાના સમાચાર પૂછવાનું મન થયું. હૈયાફાટ રડતી પત્નીઓ પાસેથી "માતા" કહી ભિક્ષા માગી આવનાર દીલ તને જોઇ ગળી ગયું. આ આત્મા હજુ રક્તના સંબંધને છોડી શક્યો નથી. હૃદયને હજુ કાંઇ વધારે થાય છે. જે અમરફળ પિંગળા ખાઇ શકી નહિ તે હું પણ ક્યારે ખાઇ શકીશ તે મને હજુ સુજતું નથી. હું પ્રેમમાં ઉદાર થઇ શક્યો ન હતો, તેને પરમ વિરાગ ક્યારે મળશે ?

વિક્રમ–આપ મહાનુભાવ ઉદાર નહિ ! ? ક્યારે નહિ ? એક નહિ અત્યારે આ હીનભાગ્ય આપના બાળક તરફ–નહિ તો ક્યારે નહિ ? દાસ સમજી શકતો નથી.

ભર્તૃહરિ–ખરૂં કહું છું. વિક્રમ, હું રાજા થવાને યોગ્ય ન હતો; પણ તેને માટે મને બહુ લાગતું નથી. હું રાજા થવાને જન્મ્યો ન હતો; પણ વિક્રમ, હું મને જેવો માનતો હતો તેવો સૌંદર્ય ને સ્નેહને સર્વસ્વ અર્પનાર પણ ન હતો. હું સ્નેહી થવાને યોગ્યજ ન હતો. જો હું ખરો રાગી થઇ શક્યો હોત તો અત્યારે વિરાગી પણ થઇ શક્યો હોત ! ગુરુદેવે અત્યાર સુધીમાં મને અમરત્વની ચાવી બતાવી હોત. વિક્રમ, કદાચ આ કફનીની પણ અપેક્ષા જ રહી ન હોત. માળવા, પિંગળા અને વિરાગ, એ ત્રણમાંથી ગમે તેણે અત્યાર સુધીમાં મને અમરફળ આપ્યું હોત.

વિક્રમ—મહારાજ, મ્હારી બુદ્ધિ મુંઝાય છે.

ભર્તૃહરિ—તું સર્વ સમજશે, વિક્રમ. એક દિવસ કદાચ મ્હારા જેવાનો ગુરુ થશે. તું ત્હારા ભાઇ કરતાં વધારે ઉદાર છે.

વિક્રમ—મહારાજ, શરમાવો નહિ.

ભર્તૃહરિ—ભાઈ, સત્યમાં શરમાવા જેવું કાંઇજ નથી; સાંભળ.

વિક્રમ—સાંભળવા ઉત્સુક છું; મહારાજ!

ભર્તૃહરિ—વિક્રમ, મેં તને દેશવટો દીધો હતો તે દિવસ તું નહિ ભૂલી ગયો હોય, કદાચ કદી પણ તે નહિ ભૂલી શકે. એ ઘા મ્હોટો હતો અને મર્મનો હતો-કેમ વિક્રમ બોલતો નથી.

વિક્રમ—મહારાજ, હું તો આપનું બાળક, આપનો દાસ, આપનો વેચાણ. મ્હારે ભૂલવાનું કે ન ભૂલવાનું શું હતું? ઉજ્જેણમાં રહીને પણ આપની સેવા બજાવતો હતો, અને જંગલમાં જઇને પણ આપને રટતો હતો. દુઃખ તો મને એટલું થતું હતું કે સત્ય આપ જોશો અને જ્યારે જોશો ત્યારે આપને શું નહિ થાય? ક્ષમા કરશો—મહારાજ, મને મ્હારી નહિ પણ આપના કોમળ હૃદયની દયા આવતી હતી.

ભર્તૃહરિ—એ તો ત્હારૂં મ્હોટું દીલ-વિક્રમ ખરૂં, જ્યારે મેં સત્ય જોયું ત્યારે મને બહુ દુઃખ થયું, પણ એ તો થોડા કાળમાં હવે બહુ જૂનો ઇતિહાસ થઈ ગયો. મ્હારે કહેવાની વાત તો જૂદીજ છે. તને દેશવટો અપાયો તે નહિ; પણ જે હેતુથી એ અપાયો તે મ્હારા જીગરનો કાંટો છે. અને મ્હારે કરવાની વાત પણ એજ છે.

વિક્રમ—ફરમાવો મહારાજ!

ભર્તૃહરિ—મેં તને દેશવટો આપ્યો ત્યારે હું રાજા તો ન જ હતો. તેમ સૌંદર્યનો ભોક્તા પણ ન જ હતો. એ ભૂલમાં પણ કાંઈ

મહત્તા આવી શકી હોત; પણ ત્યારે આ હૃદય તેને પિછાનતું ન હતું, અને તેથી હું છેક પામર હતો.

**વિક્રમ**—મહાનુભાવે એકતરફી ઇનસાફ કર્યો હતો. એથી વિશેષ હું કાંઇ વિચારી શક્યો નથી.

**ભર્તૃહરિ**—તું કે મ્હારા વિના અન્ય કોઈ પણ વિચારી શકે નહિ એવી એ વાત છે. મનુષ્ય સ્નેહમાં છેતરાઇને ભૂલ કરે તોપણ તે સ્વાર્થની ભૂલ તો ન જ હોવી જોઇએ. સૌંદર્યનો ભોક્તા કાંઈ પણ કરે તે પોતાની ખાતર નહિ પણ સૌંદર્યની ખાતર.

**વિક્રમ**—મહારાજ, મ્હારી બુદ્ધિ હજુ નિર્ણય કરી શકતી નથી; પણ મ્હારૂં હૃદય કાંઇક ગ્રહણ કરતું હોય એમ લાગે છે. આપની ભાવના આપ જેવીજ ઉદાર દીસે છે.

**ભર્તૃહરિ**—તું સમજી ગયો, વિક્રમ. તોપણ સાંભળ અને વધારે સ્પષ્ટતાથી જો. એક સૌંદર્યમૂર્તિને તેં અપમાન આપ્યું, તે કરતાં જે સૌંદર્યને હું ચ્હાઉં છું તેને તેં અપમાન આપ્યું એ માન્યતાથી મને કાંઇ વિચિત્ર લાગણી થઇ આવી હતી. મ્હારા સ્નેહસ્થાનમાંથી જે ઉદાર પ્રવાહ મને મળતો હતો તે બંધ પડી ગયો; મ્હારાં નેત્ર અંધ થઇ ગયાં; હૃદયનો રસ સુકાઇ ગયો. એ અહંકાર દૂર રહ્યો હોત તો હું હકીકતને શાન્ત ચિત્તથી તપાસી શકત અને ત્યાં એ ભૂલથી કદાચ તને શિક્ષાએ કરત, છતાં અત્યારે મ્હારાપર નરકનો પ્રવાહ વહ્યો તે તો દૂરજ રહ્યો હોત; મ્હારી ભૂલથી પણ હું સ્વર્ગ તરફજ ખેંચાયો હોત. મ્હારાપર તેની અત્યારે તો કશી અસરજ ન હોત. હું ન્યાયમાં અપક્વ રહીને પણ સૌંદર્યસ્નેહમાં પક્વ થયો હોત.

**વિક્રમ**—સત્ય મહારાજ!

**ભર્તૃહરિ**—અને જ્યારે મેં મ્હારી ભૂલ જોઇ ત્યારે-પિંગળા મને ચ્હાતી નથી એ વાત સ્પષ્ટ સમજાઇ-ત્યારેજ હું રાજા થવાને

યોગ્ય થયો હોત; પરંતુ અહંકારે જનક થવા ન દેતાં વનવાસ અને એકાંત સ્વીકારાવ્યાં.

**વિક્રમ**—મહાનુભાવ ઇચ્છશે તે થઇ શકશે. આપના આ વિચારમાં માળવાનો કોઇ મહાન્ ભાગ્યોદય છે, મહારાજ !

**ભર્તૃહરિ**—નહિ–વિક્રમ–હું ભૂતકાળની વાત કરૂં છું તે ભૂલી જા નહિ. અત્યારે તો હું જડભરત થવા ઇચ્છુ છું. એ એક ક્ષણ હતી; જેથી જનક બની શકયો હોત–કે જે બનું છું તે બનવા આંહી આવ્યો હોત. હૃદય હવે તો આ તરફ ઢળ્યું. હું તેને એમ ઢળવા દેઇશ; બાપુ. જનકમાં અને જડભરતમાં એકજ રૂધિર હતું, જ્ઞાન હતું, એકજ હિત હતું. ત્હારી આશાનો આ વાત સાંભળી ભંગ થાય છે, ત્હારો ચ્હેરો ફીકો બની જાય છે, પણ શાન્ત થા. તું ક્ષત્રિ છે. ત્હારા ભાઇને જડભરત બનતાં જે કાળ જશે તે કરતાં બહુ ઓછો કાળ તને જનક બનતાં જશે. ભાઇ, રાજા થા, અને સ્વાર્પણને સમજ, ને હું પણ આંહી રહીને તેનો જ ઉપાસક છું.

**વિક્રમ**—પણ–મહારાજ, આપ રાજા થઇ વધારેનું હિત કરી શકશો. ક્ષમા–મહારાજ, પણ આપ આપના જન્મથી મેળવેલા કાર્યમાં પ્રવૃત્ત થાઓ.

**ભર્તૃહરિ**—હું મ્હારા જન્મથી મેળવેલા કાર્યમાં પ્રવૃત્ત છું. સર્વને એ એકજ કાર્ય છે અને તેમાં સર્વ પ્રવૃત્ત છે. હિત તો પરમાત્મા કરશે. અમે આળસુ નથી પણ દુનિયા તેમ દેખે તો જેમ અમે તેના અહંકારની ધડમથલને ક્ષમા આપીએ છીએ તેમ તે અમારી નિવૃત્તિની શાન્તિને ક્ષમા આપે એટલુંજ કહેવાનું છે. હવે રાજ્યની વાતને જવા દે; ત્હારો એ પ્રયાસ વ્યર્થ છે; વિક્રમ—

**વિક્રમ**—મહારાજ—

**ભર્તૃહરિ**—કશું નહિ–તાત! પણ મ્હારે કહેવાનું હતું તે રહી ગયું. મ્હારા માર્ગમાં મને અત્યાર સુધી પણ જે નડે છે તે તું જો, તને તે ઉપયોગી થશે. સંન્યાસીને જે ઉપયોગી છે તે રાજાને પણ ઉપયોગી છે, વિક્રમ.

**વિક્રમ**—ફરમાવો–મહારાજ!

**ભર્તૃહરિ**—તને દેશવટો આપવામાં આ હૃદય જે અહંકારને વશ હતું તેજ અહંકારે પિંગળાપર આ હાથમાં તલવાર ઉપડાવી હતી. પિંગળાએ જે અનર્થ કર્યો તેથી આ હૃદયનો અનર્થ ન્યૂન શિક્ષાપાત્ર નહોતો, કદાચ વધારે હતો અને તે દંશનું વિષ આ હું ત્હારી સાથે વાત કરૂં છું ત્યારે છેક અત્યારે ઉતરી જતું હોય એમ મને લાગે છે; તે વિચારથી મને કોઈ અવર્ણ્ય ગંભીર આનંદ પ્રાપ્ત થાય છે.

**વિક્રમ**—આપના આનંદમાંજ સદા મ્હારો આનંદ સમાયો છે. કહો, મહારાજ!

**ભર્તૃહરિ**—નહિ, હજુ મ્હારા આનંદની વાત સાંભળવાનો કાળ નથી આવ્યો, અત્યારે તો તું મ્હારા ખેદની વાત સાંભળ.

**વિક્રમ**—તૈયાર છું–મહારાજ!

**ભર્તૃહરિ**—મ્હારે માટે નિર્માએલું અમરફળ ત્યારે સ્નેહાંધ હુંથી ચખાયું નહિ–છેવટ તું તો એટલુંજ જાણે છે કે મેં તે પિંગળાને ધર્યું; પણ શૃંગારમાં અંધ બનેલી પિંગળાએ પોતાના શૃંગારને અમરત્વ ઇચ્છયું, શૃંગાર સ્નેહ વિના અમર રહી શકયો નહિ. સ્નેહ વિનાના શૃંગારે દૈવી ફળને નશાના તામસી ઘેનમાં શેરીની એક વેશ્યાના ઘરમાં ફેંકી દીધું. સામાન્ય મનુષ્યના હાથમાં એ ફળની કિંમત સ્થૂલ ધાતુમાં આવી રહી અને દ્રવ્ય યાચતું એ ફળ મ્હારી પાસે ફરીથી આવ્યું.

વિક્રમ—પછી મહારાજ !

ભર્તૃહરિ—પિંગળાના સ્નેહની વાત ખુલ્લી થઇ; બહેતર હતું ત્યારે કે મ્હારા સ્નેહસ્થાનને મ્હારે તૃપ્તિ આપવી. પિંગળાનો હસ્ત તેના શૃંગાર સાથે જોડી દેવો. પરંતુ અહંકારે સર્વ ઉલટું જ કર્યું. પિંગળાના શૃંગારને મેં હદપાર કર્યો, એક પશુની માફક હું પિંગળા-પર ઘુરકયો; અને જે એટલો બધો કાળ મ્હારી પૂજાની મૂર્તિ હતી તેનો વધ કરવા એક જંગલીની માફક તૈયાર થયો. એ જલ્લાદ-નું કાર્ય તો મ્હારાથી થયું નહિ. હું અટકયો, પરંતુ તે તો સ્ત્રી-હત્યાના ડરથી; સ્નેહહત્યાના ડરથી નહિ. રાજ્ય વિભવ, દોલત સર્વ મને ખારાં ઝેર જેવાં થઇ ગયાં, ભાઇ જેવા ભાઇને દેશવટો આપ-વાના અવિચારી કૃત્યનો મને પશ્ચાત્તાપ થવા લાગ્યો. હું અહીં આવ્યો. જ્ઞાનની ખાતર નહિ, પણ જીગરમાં લાગેલી આગ બુઝાવવાને. પરંતુ મન મુસાફરીએ નીકળતું નથી; ઘરની આગથી ડરી જંગલમાં આવ્યો ત્યાં પણ મ્હારે માટે તો આગ જ હતી.

વિક્રમ—મહારાજ, સહી શકાતું નથી.

ભર્તૃહરિ—સાંભળ, વિક્રમ-સાભળ, દર્દની કથા હવે બહુ બાકી નથી, તેમ એ સમયમાં જે મને થતું તે દુઃખ રોવાની ઇચ્છા પણ નથી; એ તો હતું ન હતું થઇ ગયું.

વિક્રમ—હા, મહારાજ !

ભર્તૃહરિ—પછી તો અમરફળ જોકે મ્હારી પાસે જ હતું, તો-પણ એવા દેહમાં અમર રહેવા કરતાં તો, આત્મઘાતથી પણ આ દેહ દૂર કરવાનું મને ત્યારે ગમતું હતું.

વિક્રમ—મહારાજ, મહારાજ !!

**ભર્તૃહરિ**—પણ અહો ! ભટકતાં ભટકતાં આ સુંદર સ્થાન જડી આવ્યું, ગુરુ મળી ગયા, ફળ મેં એમને ધર્યું; પરંતુ એ મ્હારેજ ચાખવાનું હતું, એવી ગુરુ દેવની આજ્ઞા થઇ; કાળ જતો ગયો તેમ શાન્તિ થતી ગઇ. ગુરુની વાણીના સ્નાનથી અને પવિત્ર સહવાસથી અલખની ઝાંખી પણ થવા લાગી; જે દૂર કરવાનું હતું, જે ક્ષણે ક્ષણે નડતું હતું તે પકડાઇ ગયું. હવે તો આનંદ છે, વિક્રમ.

**વિક્રમ**—મહારાજ, હવે અમરફળ આરોગો અને અમર રાજ્ય ભોગવો; મ્હારી સાથે પધારો.

**ભર્તૃહરિ**—બેટા, અમર રાજ્ય તો અહીંજ છે, તું મને ક્યાં લઇ જઇશ ? વળી તું જાણતો નથી કે સંન્યસ્તથી અમરફળ ચાખનાર જડભરત બને છે, અને રાજ્યથી અમરફળ ચાખનાર જનક બને છે; મને સંન્યાસી રહેવા દે, તું રાજા થા.

**વિક્રમ**—કૃપાળુ, મારૂં દુઃખ દૂર થઇ શકતું નથી, હું એ સહી શકતો નથી.

**ભર્તૃહરિ**—શું ? વિક્રમ ! તને મ્હારી દયા આવે છે ?! એમજ હોય તો મને ત્હારી વધારે દયા આવે છે.

**વિક્રમ**—દયા કે ન દયા એવો અત્યારે તો મ્હારા હૃદયમાં વિચાર જ નથી; પણ મહારાજ, મ્હારો ખેદ દૂર થતો નથી.

**ભર્તૃહરિ**—શાબાશ, બેટા, તું અર્ધ વાત તો સમજી ગયો. હવે રાજા થવાનો નિર્ણય કર અને ત્હારો ખેદ દૂર થશે. મ્હારૂં નિર્માણ સંન્યસ્તમાં છે, ત્હારૂં નિર્માણ રાજ્યમાં છે. બન્નેનું છેવટનું નિર્માણ તો એકજ છે.



( ૪ )

## જાલંધર અને ગોપીચંદ.

---

જાલંધર--વાવના પગથીઆપર શી ભાંજઘડમાં પડયો છે ?

ગોપીચંદ—એક આશ્ચર્ય છે, મહારાજ !

જાલંધર--અનંત કાળના યોગી ! તને આશ્ચર્ય હજુ શાનું છે ? સમુદ્રને પી જનાર અગસ્ત્યને સમુદ્રમાં હજુ શાનું આશ્ચર્ય રહ્યું છે ?

ગોપીચંદ--ગુરુદેવ, અગણિત કાળથી ન અનુભવેલું તેવું કાંઇક અહીં છે. અંચળામાં આજે જળ બંધાતું નથી. વસ્ત્રમાં પાણી ભરવા મથતા ઘેલાને લોકો હસતાં ચાલ્યા જાય છે.

જાલંધર--અને તું ખિન્ન પણ થઇ ગએલો દેખાય છે !

ગોપીચંદ--મહારાજ, વસ્ત્રમાંથી જેમ જળ વહી જાય છે, તેમ મ્હારા આત્મમાંથી યોગબળ પણ વહી જતું જણાય છે. મને ખેદ પણ થાય છે.

જાલંધર--મિત્ર, જમાત આજે અહીંજ રહી જશે. આજે આ વાવ પાસેની કદંબકુંજમાં ડેરી જશું. તારો ખેદ દૂર કરીશું અને અલખ અહીં જ જગાવીશું.

ગોપીચંદ—કૃપા ! ગુદેરુવ !

જાલંધર—ત્યારે તું અહીં આવ. જરા સમાધિસ્થ થા, અને આરામ લે.

ગોપીચંદ--ગુરુદેવ, સમાધિ આજે આવશે નહિ. તે આનંદનાદ લોપ થઇ ગયો છે. યોગબળમાં આપની કૃપા સિવાય મ્હારી પાસે બીજું કાંઇજ નથી.

જાલંધર—એટલું બધું શું છે? ગોપીચંદ! અહીં આવ, બેટા! (ગોપીચંદ જાલંધર પાસે જઇ બેસે છે.)

તારાં અંગેઅંગમાં કરુણની ઉષ્મા વ્યાપી ગઇ છે, નેત્ર આર્દ્રતાથી ગળી પડે છે, મ્હોં લેવાઇ ગયું છે, તાત-તને શું થયું છે? તું કોઈ મિત્રને મળ્યો? અનંત કાળના યોગી, તારો કયો મિત્ર આ વીતેલા અગણિત કાળમાં કાળને હજુ રમાડી રહ્યો છે? તારૂં કયું સંબંધી તને ફરી રાજ્ય ભોગવવા હજુ બોલાવી રહ્યું છે?

ગોપીચંદ—એ કોઇ મિત્ર નહિ-મહારાજ! પણ વૈરી મને સાદ કરે છે. હજુ યોગથી તે મને ખેંચી જવા માગે છે. હું તેને દૂર કરવા મથું છું પણ તે ખસતું નથી.

જાલંધર—તું અનંતતા મેળવી શકયો તેમ તે પણ કોઇ અનંતતા મેળવી શકેલ મહાત્મા છે. બેટા, એમાં સામ્ય છે તો તિરસ્કારી કાઢે છે કેમ? જે હોય તેને ઉપાડી લે અને હૃદયથી ભેળવી લે. હજુ સુધી ટકી રહેલ એવું એ-તારૂં મિત્ર હોય કે સંબંધી હોય કે એક ભાવના માત્ર હોય-જે હોય તેને તારા આત્મામાં સમાવી દે. એ તને હાનિ કરી શકશે નહિં. જે બહુ ટકે છે તે બહુ સારૂં હોય છે.

ગોપીચંદ—એ તો જડમૂળથી કાપી બાળી નાખવા જેવી વાંચ્છના, કૃપાલુ; બહુ ટકી, માટે વ્હેલી કાઢી નાંખવા જેવી અને તે પણ આપના નિત્યના બોધથી જ.

જાલંધર—કાંઇ ફિકર નહિ-બેટા, તે વાંચ્છના હોય તો તેને પણ જરા વાર તો હૃદયથી ચાંપી લે. તારા જેવાને કાંઇ જ ડર નથી. વાંચ્છનાને પણ ન્યાય આપવો. સર્વને ન્યાય આપવો. જે બહુ ટકી રહે છે તે બહુ ઉપયોગી હોય છે.

ગોપીચંદ—પણ-કૃપાલુ! એ વાંઝના ચોર જેવી અમર છે અને તેની ખાક કરવામાં આવે નહિ ત્યાં સુધી તે વગર વર્ષાદે અને ખારામાં પણ વધતી જાય તેવી છે. મને તો આજ લાગે છે કે બુરાઇ પણ અમર છે.

જાલંધર—નહિ, નહિ, બેટા; જે ઉપયોગી છે તેજ કાળના મહાન્ ધસારામાં ટકી શકે છે. બુરાઇ તો ક્ષણે ક્ષણે મૃત્યુને વશ જ છે. તું તારી ભાવનાને બુરી કહી ઠગા નહિ.

ગોપીચંદ—મહારાજ આજે નિત્યથી કાંઇ ઉલટું જ કહેતા હોય એમ મને અજ્ઞાનીને ભાસે છે.

જાલંધર—હા, તને એમ જ લાગશે. જે કહેવાની જરૂર ન હતી તે મેં કહ્યું ન હતું. પણ આજે છેવટ કહેવાનું તે કહી લેવાનું પ્રાપ્ત થાય છે, તને દુઃખ દે છે તે ભોગ ભોગવી લે. કહેવાનું તો એટલું જ કે તું નિરંતરના સુખમાં આવ.

ગોપીચંદ—કૃપાલુ, આપ આજ્ઞા કરો છો તે હવે મ્હારાથી શી રીતે બની શકશે? યોગમાં આવી ભોગમાં પડવાનું હવે કેમ બનશે?

જાલંધર—જે અત્યાર સુધી રહ્યું તેજ સર્વ બનાવી દેશે. યોગને અને ભોગને હવે સરખાં જોતાં શીખ; બાપુ, અને તું છેક જ ગળી ગયો છું તેને માટે બીજું શું રહ્યું? યોગપર તારી પ્રીતિને માટે ધન્ય છે. પણ તારી આંખમાંથી અશ્રુ નીચે નથી પડતાં તે સિવાય બીજું બધું જ થઇ ગયું છે. તું દૃઢ છે તો ભોગમાં પણ દૃઢ રહેજે.

ગોપીચંદ—ગુરુદેવ, યોગને અને ભોગને સરખા કેમ ગણું? અનંતકાળની શાન્તિ હવે અત્યારે કેમ ખોઇ નાંખું?

જાલંધર—અનંતકાળની શાન્તિ-બેટા, ખોવાતી નથી. ખોવાય

છે તો મળી ન હતી. અખંડિત શાન્તિ શું? તેનું દર્શન તો હવે થશે અને તે ભોગમાંથી જ; તને હાલ યોગમાંથી તો કદિ નહિ.

ગોપીચંદ—આટલા કાળની અસંગતતાથી ન બની શક્યું તે હવે સંગમાં પડતાં ક્યાંથી મળી આવશે–મહારાજ?

જાલંધર—બેટા, તું હજુ સુધી ન સમજ્યો કે શાન્તિ, સંગ કે અસંગ, ભોગ કે યોગ–એવા કોઇ પદાર્થમાં નથી; પણ શાન્તિ વિવેકમાં છે.

ગોપીચંદ—સત્ય! ગુરુદેવ!

જાલંધર—અને વિવેકથી ભોગ ભોગવાય તો યોગની અપેક્ષા નથી. વિવેકના પ્રકાશમાં ભોગ પણ યોગ જ છે.

ગોપીચંદ—સત્ય! ગુરુદેવ; પરંતુ ભોગમાં વિવેક મલિન થાય છે માટે જ લોકો યોગને નિર્મળ અને પૂજ્ય ગણે છે, નિર્ભય ગણે છે.

જાલંધર—પણ–ભાઈ, ભોગ કરતાં યોગ ઓછા ભયવાળો નથી. દૂધ બગડે છે ત્યારે વિષ બને છે. યોગ તુટી પડે છે ત્યારે બહુ દુઃખ થાય છે. પક્વ થયા પહેલાં ફલને તોડી લેતાં તે કરમાઇ જાય પણ ખટાશ છોડતું નથી.

ગોપીચંદ—સત્ય! ગુરુદેવ.

જાલંધર—જરા વિચાર કર. તારી માતા મેનાવતીનાં અશ્રુમાં તું નાહીને અહીં આવ્યો તે સમય યાદ કર. પછી તે બળાત્કાર કેટલો વિષમ છે, તે તારી અત્યારની સ્થિતિ જોઇ લે. અનંતકાળમાં એક વખત પાછો ફરી આવ. રાજ્ય અને વૈભવ તારી પ્રકૃતિ હતી. વિરાગ મેનાવતીએ અપાવ્યો. પ્રભુએ આપ્યું હતું તેવું મેનાવતી ક્યાંથી અપાવી શકે?

ગોપીચંદ—સત્ય! ગુરુદેવ.

જાલંધર—મેં મેનાવતીને કહ્યું હતું કે "ઉતાવળની જરૂર

નથી, ગોપીચંદ અમર નથી પણ ગોપીચંદનો આત્મા અમર છે." પણ તે પુત્રના લાવણ્યમય શરીરને અમરત્વ ઇચ્છતી હતી.

ગોપીચંદ—અને તે ઇચ્છતી હતી તે આપની કૃપાથી પ્રાપ્ત પણ કરી શકી.

જાલંધર—ખરૂં, તે ઇચ્છતી હતી તે તો બન્યું, પણ હું ઇચ્છતો હતો તે નહિ.

ગોપીચંદ—આપ શું ઇચ્છતા હતા? અમરત્વથી પણ વિશેષ હિત એ કયું?

જાલંધર—હું ઇચ્છતો હતો તે "શાન્તિઃ" અને તને માર્ગમાં સર્વની પેઠે આરામ મળે એ પણ ન ઇચ્છવા જેવું ન હતું. વિસામા લેતાં ચાલવું સારૂં છે. તારી પ્રકૃતિમાં ચાલતાં તને આરામ મળત અને ધીરે ધીરે આ પણ મળી રહેત. અમરત્વ અને શાન્તિ સાથે મળવાં જોઇએ.

ગોપીચંદ—પણ ગુરુદેવ! આપે આપેલું પાત્ર હું ક્યાં પી શક્યો હોત?

જાલંધર—તને ખરી જરૂર હોત ત્યારે જાલંધર મળી રહેત. વિશ્વ જાલંધર જેવા અણુથી ભરેલું પડયું છે. તારી પ્રકૃતિ જ તેને શોધી લેત. જાલંધર પણ એક કાળે માતાને ધાવતો હતો અને બાલક પેઠે રડતો હતો. આટલો વૃદ્ધ જ્યાં પોષણ મળે ત્યાંથી લેતો લેતો જ થયો છે. પ્રભુએ પોષણમાં કોઇ સ્થાને વિષ નથી નાંખ્યું તેથી જ તે આવડો થયો છે. તારી પ્રકૃતિને જ્યાં પોષણ મળે ત્યાં તું જા, મને મળે છે ત્યાં હું રહીશ. કામધેનુ સર્વ સ્થાને સમાન વર્ષી રહી છે, જે જેવું દોહે છે તેને તેવું તે દઇ રહી છે.

ગોપીચંદ—પણ ગુરુદેવ! ભગવાં વસ્ત્રમાં ટેવાઇ ગયેલાને રાજ્યની સોનેરી હવે ખુંચશે નહિ?

જાલંધર—હાલ તો નહિ જ ખુંચે. ખુંચે ત્યારે ફેંકી દેજે. ઇચ્છા છે તો તેને પણ ધારણ કરી લે. ઇચ્છા છે તો આ ઝોળી પણ દૂર નથી; જ્યારે ઇચ્છા થશે ત્યારે મળી જશે. બેટા, ખુશીથી એક ફેરો જઇ આવ. મેનાવતી અત્યાર સુધી હોત તો તે પણ તને એમ જ કહેત.

ગોપીચંદ—પણ મહારાજ! કદાચ અમરત્વ અને શાન્તિ બંને જાય તેવો ભય લાગે છે.

જાલંધર—યોગી! રાજા! વેપારી થા નહિ. ભોગ કરતાં ભય વધારે હાનિ કરે છે. પ્રકૃતિમાં એકરસ ન બને ત્યાં સુધી અમરત્વ શા ખપનું? છતાં અમર પ્યાલો ચાખ્યા પછી તું મરણશીલ ભાવોમાં કેટલું જીવી શકશે? જેમ અત્યારે તારે યોગથી જવું પડે છે તેમજ કોઇ કાળે તારે યોગમાં પાછું આવવું પડશે.

ગોપીચંદ—ગુરુદેવ! આપ જેને હિત કહેશો તે આનંદથી કરીશ. પરંતુ પેલી વીતેલી વમળમાં પડી, આપનાં દર્શન ક્યારે મેળવીશ તે સુજતું નથી.

જાલંધર—અને એવો ભય પણ શામાટે? વમળ તું અહીં પણ શું નથી દેખતો? નિર્ભય ન થવાય ત્યાં સુધી–યોગી–ભયમાં રહે, પણ ભયને નિર્ભયતા કહી છેતરાવું ઠીક નથી. વિવેકથી પ્રકૃતિને વશ થવામાં ભય નથી, ભય પ્રકૃતિનું ખૂન કરવામાં છે. તને રાજ્યમાં ભય નહિ લાગે.

ગોપીચંદ—ગુરુદેવ! બીજો કોઇ માર્ગ નથી?

જાલંધર—પ્હેલો જ માર્ગ સારો મળે તો બીજાની ઇચ્છા શા માટે કરવી? અને બીજો માર્ગ નથી જ. તને તે એકની એક વાત ક્ષણે ક્ષણે ખુંચ્યાં કરશે. તને એ ઝંપવા દેશે નહિ. યોગી, અનંતતામાં આવ્યા પછી હજાર હજાર વર્ષે પણ એક ખટક થાય તે દુનિયામાં તો ક્ષણે ક્ષણે થયાની બરાબર છે.

ગોપીચંદ—ગુરુદેવ ! જ્યાં જ્યાં દૃષ્ટિ ઉઘાડશો ત્યાં જોઈશ. પડું તો ઉદ્ધારવા તત્પર રહેજો.

જાલંધર—નહિ, બેટા, પડીશ નહિ. જે તને ખેંચી શકે છે તેને તારા જેવું જ માની તે ભોજ્યની સાથે ખેલ કર. તેના પગમાં માથું અને હૃદય ધર, અને તારા આત્માને તું પોતે સાચવજે કે તારા ગુરુને સોંપતો જજે. પછી તું નિર્ભય રહી ભોગ ભોગવજે.

ગોપીચંદ—સત્ય, ગુરુદેવ ! મને ભાન આવ્યું. આપની આજ્ઞા પ્રમાણે કરીશ અને દૃઢ રહીશ. પણ મહારાજ ! કાળચક્રમાં દબાઈ ગયું તે હવે કેમ ઉભું થશે ? એ વ્હાલાં માનવીઓ ગયાં અને તેની નિશાનીઓ પણ ગઈ. રહી છે માત્ર આ એક ખળભળી ગયેલી વાવ અને તે કાળે ધર્મપત્ની હતી તેની આ એક રસમય મૂર્તિ, જે હજુ કાંઈ સ્પષ્ટ દેખાઈ શકે તેમ રહી છે તેજ.

જાલંધર—અને બેટા, સૌથી પ્રબલ આ તારી ભાવના હજુ હતી તેવીને તેવી જ રહી છે. અન્ય સર્વને જીવનમય એ બનાવી શકશે. પ્રભુને સાથે રાખજે. મિત્ર વ્હેલો જા, અને વ્હેલો આવજે.

ગોપીચંદ ( માથું ઝુકાવીને અશ્રુસહિત )—આજ્ઞા–કૃપાલુ.

જાલંધર—દૃઢ થા. ( માથાપર હાથ ફેરવીને ) આંખો મીચ. આંખ ઉઘાડીને તારી ભાવનાને તું જોજે. એજ માતા, એજ પત્ની, એજ વૈભવ હયાત છે. તૃપ્ત થજે. પછી એક પ્રભાતે સુઈને ઉઠતો હશે ત્યારે આવ્યું ભાસ્યું હતું તે ગયું ભાસશે; અને એજ જાલંધર, અને એજ ઝોળી ખાકના બીછાના પાસે તૈયાર ખડાં હશે.



( ૫. )

# સમરસિંહ અને ચંદ.

ચંદ—મહારાજ, આકાશમાં નક્ષત્રો દેખી શકાતાં નથી, પણ મધ્યરાત્રિ વીતી ગઈ છે. સંગ્રામ થોડા વખતમાં શરૂ થશે એમ હું સમજું છું. માત્ર ફરી અવકાશ ન મળે તેટલા માટે, અને આપ જાગ્રત છો એમ જાણીને દર્શન કરી લેવા આવ્યો છું. સાથે મહારાજ શ્રમિત ન હો તો ભાવી સાંભળવાની પણ ઇચ્છા રાખું છું.

સમર૦—ચંદ ! તું જાણે છે કે હમણાંનું ભાવી તો નિર્ણીત છે. આપણે એક એક દશ દશને મારીએ તો પણ ગોરી બધા ખપી જવાના નથી; તથા તેમનો નાયક પાછળ પડીને જીવતો રહી જવાથી જીત્યો ગણાવાનો છે. અને પાછળનું ભવિષ્ય જાણવાની તો તારે શી જરૂર છે ? પાછળ તારે ભૂતાત્મક કાવ્ય વગર બીજું શું કરવાનું છે ?

ચંદ—પણ મહારાજ, પાછળની કલ્પના વગર ભૂતને સુદ્ધાં હું શી રીતે સમજાવી શકીશ? આપ મને અનધિકારી તો નથી ગણતા ?

સમર૦—જંગદમ્બાના અનન્ય ભક્તને અનધિકારી ગણું ?! કેમ ગણી શકું ? નહિ, ચંદ. હું પોતે જ ઘણું થોડું જાણું છું, અને જાણી શકું છું.

ચંદ—આપ સરખાનું થોડું એ મારા જેવાનું ઘણું છે. આપ જે જાણતા હો તે કૃપા કરીને મને જણાવો, મહારાજ ! આપને દેશનું પાછળથી શું થવાનું સમજાય છે ?

સમર૦—મને તો એવું સમજાય છે કે અધોગતિ નિર્ણીત અને ઉન્નતિ અનિર્ણીત છે; અધોગતિનાં કારણો પ્રાપ્ત છે અને ઉન્નતિનાં પ્રાપ્ત કરવાનાં છે, એમાં વિસ્તારથી કહેવાની જરૂર છે ?



૨૧૦ મણિશંકર રત્નજી ભટ્ટ-કાન્ત.

ચંદ—હા, મહારાજ. અધોગતિ નિર્ણીત છે એમ સમજતાં જ મને મુશ્કેલી પડે છે. આપને તેનાં શાં કારણો પ્રાપ્ત દેખાય છે ?

સમર૦—સાંભળ, ચંદ. તુર્કોના ઇતિહાસની તને ખબર છે. મક્કા મદિનામાંથી પ્રસરેલો તેમનો પ્રવાહ હજી સુધી કોઇ સ્થળે ખાળી શકાયો નથી. અને તને ખબર છે કે એ પ્રવાહનું સામર્થ્ય તેમના ધર્માગ્રહનું સામર્થ્ય છે. તેઓ મૂર્તિપૂજા, મિથ્યાભિમાન, અને ઇતર અધર્મોનો સંહાર કરવામાં એટલું પુણ્ય સમજે છે કે ક્વચિત્ હિંસા થાય તેને પણ પાપ ગણતા નથી. તેમની સંસાર-ઘટનામાં ઘણાં ઓછાં બંધન છે. ઉપરાંત, હાલ તો જિજ્ઞાસા અને નમ્રતાના અમીરી ગુણો પણ તેમનામાં વધારે વધારે આવતા જાય છે. તો આપણા જેવા અજ્ઞાન અને મિથ્યાભિમાની લોકોને તેમને હરાવવા જેટલી બુદ્ધિ, નીતિ, કે અનુકૂળતા ક્યાંથી મળી આવશે ? નહીં, ચંદ, આપણી અધોગતિ નિર્ણીત છે, અને તે એવા પ્રકારની નિર્ણીત છે કે સેંકડો વર્ષ સુધી તે જીવંત રહીને આપણા દુર્ભાગી દેશને જોયા કરવી પડશે.

ચંદ—ખરે જ લાંબા વખતનું કોઇ મોટું પાપ પ્રજાને આડે આવ્યું છે, નહીં તો મહારાજના શબ્દોમાં નિરાશા ક્યાંથી હોય ? પણ શું કેયેજ આપને આશાસ્થલો દેખાતાં નથી ?

સમર૦—ચંદ, મારા શબ્દો નિરાશાના નહિ પણ જ્ઞાનના છે. હું જાણું છું કે આશાસ્થલો અને સર્વ, ઇશ્વરેચ્છાને અધીન છે; પણ તે હાલ મને દેખાતાં નથી. બેશક, ઇશ્વરપ્રેરિત અસાધારણ બુદ્ધિ કે અસાધારણ નીતિ ગમે તે ચમત્કાર કરી શકે, અને તેટલા માટે ભાવીની કોઇને બરાબર ખબર પડી શકતી નથી. તો પણ આલોક અને પરલોકમાં સતત ઉદ્યોગ કર્યા વગર તો કોણ સમાધાન મેળવી શકે ?

ચંદ—કોઇ જ નહીં, મહારાજ. તો પણ શું આપને એટલે સુધી દેખાય છે કે તેઓ દેશને વટલાવવામાં સુદ્ધાં વિજયી થશે? કે દેશ સમસ્ત મંદિરોને બદલે મસીદોથી ભરાઇ જશે?

સમર૦—નહીં. આપણામાં ધર્મનું તો નહીં પણ વહેમનું હજી ઘણું પ્રબળ છે. આપણા લોકો તુર્ક નહીં થાય; અને બધાં મંદિરોને ઠેકાણે મસીદો નહીં બંધાય. મંદિરો રહેશે; અધોગતિ રહેશે; અને દેશ પણ પ્રાયશઃ નિર્જીવ થવા છતાં આકૃતિમાં સજીવ દેખાયા કરશે.

ચંદ—મહારાજ શું કહો છો! મારાથી સમજી શકાતું નથી. શું મંદિરો રહેવાને લીધે જ અધોગતિ રહેશે અને ચેતના અદૃશ્ય થઇ જશે?

સમર૦—ઉતાવળ ન કર, ચંદ. આપણાં મંદિરો હાલ સ્વાતંત્ર્યપ્રિય ધર્મનાં નહીં, પણ હવા અને પ્રકાશ વગરનાં, દંભ અને અજ્ઞાનનાં મંદિરો છે. પણ જ્યાં ચેતના મંદ થતી જતી હોય ત્યાં વસ્તુસ્થિતિનો ક્યાંથી અનુભવ થાય? તેટલા માટે મંદિરો રહેવાનાં છે; અને એ રહેવાનાં હોવાથી અધોગતિ પણ રહેવાની છે. તથા જુનાંને જમીનદોસ્ત કરવાની જરૂર ન સમજાતાં નવાં ઉઠાવવાની વેળા વીતવાની છે. પછી છેવટે ધર્મનો ક્ષય થતાં શેનો નહીં થાય?

ચંદ—શું ધર્મ ઉપર જ દેશની સમગ્ર સ્થિતિનો આધાર છે, મહારાજ? અને શું બુદ્ધિનીતિ ધર્મનું રક્ષણ કરી શકે?

સમર૦—નહીં. ધર્મને બુદ્ધિનીતિથી નહિ પણ બુદ્ધિનીતિને જ ધર્મથી પોષણ મળે છે. ઇશ્વરી કૃપાથી ભૂમિમાં અદ્ભુત થયેલો ધર્મ જ દેશની સમગ્ર વિસ્તૃત સ્થિતિના મૂળરૂપ છે; અને ત્યાં જ્યારે પ્રવેશ થયો ત્યારે વધારે અથવા થોડા વખતમાં બધેજ વિનાશની

આશા રાખવી. આપણા ધર્મમાં એ પ્રવેશ આવી ચૂક્યો છે. બુદ્ધિનીતિનો ક્ષય સુદ્ધાં શરૂ થયો છે. સ્થિતિ વિષમ છે; દાસત્વ પ્રાયશઃ અનિવાર્ય છે.

ચંદ્ર—પણ બુદ્ધિનીતિનો ક્ષય થયો જ છે, મહારાજ? સંસ્થિતિથી ભાસતો માત્ર નથી?

સમર૦—છે તે જ ભાસે છે, ચંદ્ર! સંસ્થિતિને આપણે જુઠો દોષ દઇએ છીએ. આપણી તો શક્તિ જ ઓછી થતી જાય છે. પ્રથમ બુદ્ધિ તરફ દૃષ્ટિ કરીએ; તો કોઇપણ પ્રજામાં આપણા કરતાં વધારે બંધનો અને વહેમો નથી; અને માત્ર પ્રવાસમાં નહીં પણ બધા જ્ઞાનના વિષયમાં સમગ્ર પ્રજાની બુદ્ધિ અટકથી અટકી જવા જેટલી અશક્ત હોવાને લીધે બેહદ બાબતોમાં આપણું બિલકુલ અજ્ઞાન છે. બીજી તરફ કોઇ પણ પ્રજામાં "અમારામાં જે કાંઈ હોવું જોઇએ તે છે," એવા પ્રકારનું દુષ્ટ જડ મિથ્યાભિમાન નથી. ઉપરાંત, આપણાં શાસ્ત્રોનો પ્રકાશ એટલો ઓછો અને એવા પ્રકારનો થઇ ગયો છે કે તેથી આસપાસના અંધારામાં સંહાર થતો જોઇ શકવા છતાં અનેક ઐન્દ્રજાલિક ભ્રમોને લીધે બધી સ્થિતિ જોઇ શકાતી નથી. નીતિ તરફ દૃષ્ટિ કરતાં પણ એ જ પ્રકારનાં સંકોચ, અલ્પત્વ અને મિથ્યાભિમાનનું દર્શન થાય છે. વર્તમાનને થયેલો એ બધો વિકાર એટલા દુષ્ટ પ્રકારનો છે કે ભૂતનો સંબંધ ન હોય તો પણ તેના પર દયા આવી જાય, છતાં–હવે તો દયા કે દવાથી તરત કશું થવાનો સંભવ નથી; અને સાર્વત્રિક દાસત્વ અનિવાર્ય જ દેખાય છે. * * * અસ્તુઃ જેવી ઇશ્વરેચ્છા!

ચંદ્ર—પણ શું એવું છે, મહારાજ, કે ક્ષયનું સ્વરૂપ સમજાયા પછી પણ પ્રતિકાર સમજાય નહીં?

સમર૦—એવું છે, ચંદ, કે દેશોના વ્યાધિઓ વ્યક્તિઓના વ્યાધિઓ જેવા હોતા નથી. હમેશાં કષ્ટસાધ્ય હોય છે; ઘણી વાર અસાધ્ય થઇ જાય છે.

ચંદ—ધર્મનું તો કોણ જાણે ! પણ બુદ્ધિ અને નીતિના વ્યાધિઓ તો મને હમેશાં સાધ્ય લાગે છે, મહારાજ–વ્યક્તિના તેમ જ દેશના.

સમર૦—નહીં, એ શ્રદ્ધા દરદીઓ અને દીનોની છે. વૈદ્યો અને વીરો કદાપિ અસાધ્યને સાધ્ય સમજતા નથી.

ચંદ—ત્યારે ઉન્નતિ પ્રાપ્ત કરવાનાં કારણો પણ ક્યાં રહ્યાં, મહારાજ ? આપ જીવિતના સંભવને જ ક્યાં સ્વીકારો છો ?

સમર૦—સ્વીકારૂં છું, ચંદ. અસાધ્ય દરદોમાં પણ પોતાના જીવિતદાનથી ઘણી વાર ઇતરનું જીવિત લંબાવી શકાય છે. જો માત્ર સંગ્રામના નહીં પણ સકલ સંસારના વીરો અને વૈદ્યો શબ્દ મૂર્ચ્છામાંથી મુક્ત થઇ દેશસેવામાં પોતાનું રુધિર અર્પણ કરવા લાગે, તો હજી પણ ઉન્નતિ અસંભાવ્ય નથી. પણ તેની કેટલી આશા ?

ચંદ—નિરાશા કાંઇક સમજાય છે, મહારાજ.

સમર૦—અને તોપણ હાલ તો, ચંદ, નિરાશાને લીધે જ આપણે કર્તવ્યમાં વધારે આગ્રહ બતાવવાનો છે. આપણે જે કાંઇ કરી શકીશું તે નિષ્ફળ જશે નહીં. વર્તમાન નિરાશાના બલે જ કદાચ ભવિષ્યના કોઇ ભવ્ય દિવસે આશાનો સુખદ જન્મ થઇ શકશે; અને દેશને ઉન્નતિ મળી શકશે.

ચંદ—મહારાજ, ખરે આપ શિવસ્વરૂપ સવ ા છો. સાન્નિધ્યના પ્રતાપથી હું દેશના મોક્ષનો માર્ગ જોઇ શકું છું; અને ભવિષ્યની પ્રજા પણ જોઇ શકશે એવું ધારું છું.

સમર૦—મોહમાં ન પડ, ચંદ. છૂટા છૂટા પુરુષો જે જોઇ શકે તે આખી પ્રજા જોઇ શકશે એમ માની ન લે. અને હું પણ કાંઇ સર્વજ્ઞ નથીઃ મારા શબ્દો માત્ર આશાના છે. ચંદ, હું પ્રાયશઃ કર્તવ્યજ્ઞ-દેશના નહીં પણ પોતાના મોક્ષના માર્ગનો જ જોનાર છુંઃ શિવસાગરનો હું એક તરંગ માત્ર છું; અને ઇતર તરંગોને કંઇક પ્રકાશ અપાય એવી રીતે નષ્ટ થવા પ્રયત્ન કરૂં છું. ઉપરાંત,-પણ વખત ભરાઇ ગયેલો દેખાય છે. તને નથી લાગતું કે પૃથિરાજને હવે જાગ્રત કરવા જોઇએ ?

ચંદ—વિસ્મૃત થવા જેટલી નિદ્રાને માટે ક્ષમા કરો, મહારાજ. પણ હવે ગુરુકૃપાથી પ્રબુદ્ધ છું; અને પૃથિરાજને પ્રબુદ્ધ કરવા જાઉં છું.

સમર૦—આટલું સાંભળતો જા, ચંદ. પ્રબુદ્ધ થવું કે રહેવું એ સહજ વાત નથી; અને જીવિતદાન કર્તવ્યમાં જ અને પૂર્ણ અંશે થાય એવી પ્રવૃત્તિ વિકટ છે. જગત્ માત્ર મોહમય પ્રમાદ મદિરાના પાનથી ઉન્મત્ત રહે છે; અને યોગ વગર તેમાં સ્વસ્થ રહી કર્તવ્ય કરી શકાતું નથી. તો તું યોગભ્રષ્ટ ન થતો; પરાક્રમની તૃષ્ણાથી અસ્વસ્થ થઇ મોહનીના પ્રવાહમાં ન પડતો. તારૂં કર્તવ્ય પાછળ છે. ઉન્નતિનાં જે કારણો આપણે નહીં પણ વંશજોએ પ્રાપ્ત કરવાનાં છે તેનો તારા કવિત્વ પર પણ થોડો આધાર રહેશે એ સ્મરણ રાખજે.

ચંદ—આપનો ઉપકાર માનું છું, મહારાજ ! બીજી કંઇ આજ્ઞા ?

સમર૦—ચિરંજીવ રહે. ચંદ ! તારા જેવી ઘણાની જિજ્ઞાસા, નમ્રતા અને કર્તવ્યપરાયણતા હોત, તો આપણી હાલ આ સ્થિતિ ન હોત. હવે પછી પણ તારી વાણીની શક્તિથી એ જિજ્ઞાસા, નમ્રતા અને કર્તવ્યપરાયણતાનો જો સંતતિમાં સંચાર થશે તો... પણ આ પૃથિરાજ પોતે આવી પહોંચ્યા છે !

---

## ( ૬. )

# શાકયમુનિ અને સુભદ્રા.

શાકય૦—ભદ્રા, હજી સુધી વાંચે છે? હું ધારતો હતો કે સુઇ ગએલી હોઇશ. મારાથી આજે વાંચી નહીં શકાયું.

સુભદ્રા—મહારાજ, આજ કાંઇ પ્રકૃતિને ઉદ્વેગ તો નથી થયો? કુમાર તો હવે બિલકુલ સ્વસ્થ છે, અને નિદ્રા કરે છે.

શાકય૦—મને ઉદ્વેગ તો નથી થયો; કારણુ આશા પ્રબલ છે. માત્ર અત્યાર સુધી મનનું સમાધાન થયું નહીં; અને કયે પ્રકારે થશે તે કોણુ જાણે.

સુભદ્રા—શાનું સમાધાન, મહારાજ? આપ એ વૃત્તાંતો સંબંધી વધારે વિચાર કરશો, તો કદાચ બિલકુલ નિદ્રાભંગ થશે. મને લાગે છે કે આપે હવે સુઇ જવું જોઈએ.

શાકય૦—ભદ્રા, આજે રાત્રે મને સૂવાનો વખત નહીં મળે.

સુભદ્રા—મહારાજની પ્રકૃતિ ખરાબ થઇ છે? પરિચારકને બોલાવું?

શાકય૦—નહીં મારો વિચાર એવો છે કે કોઇને ખબર ન કરવી. ગુપ્ત રીતે નીકળી જવું.

સુભદ્રા—ક્યાં નીકળી જવું? મને કશું સમજાતું નથી. મહારાજ! ક્યાં જવાનો વિચાર કરો છો?

શાકય૦—સાંભળ, ભદ્રા. હું ઉપર ચંદ્રશાળામાં નિયમ પ્રમાણે વાંચવાને ગયો હતો; તે તું જાણે છે. પણુ આજે મારૂં ધ્યાન વાંચવામાં ચોંટયું નહીં. મને ઘણા દિવસોથી વિષમ અનુભવો થયા કરે છે; હું ચિંતાને દૂર કરી શકતો નથી. આજે તો આટલી ઘડી મેં

પુસ્તક તરફ નહીં પણ આકાશ તરફ જોયા કીધું છે; અને આકાશ તરફ પણ દૃષ્ટિ માત્ર હતી. મને લાગે છે કે મારે વધારે જોવું અને જાણવું જોઇએ; કે પ્રવાસ કરવો જોઇએ.

**સુભદ્રા**—મહારાજને પ્રવાસ કરવો હોય તો બિલકુલ દુઃસાધ્ય નથી. ગુરુઓને નિવેદન કરવાથી બધી તૈયારી થઇ શકશે; અને આપની એવી ઇચ્છા હશે તો આપ થોડા જ દિવસમાં બહાર નીકળી શકશો. આપનો ક્યારે ચાલવાનો સંકલ્પ છે?

**શાકય૦**—તું મારું કહેવું ન સમજી, ભદ્રા; હું હમણાં જ પ્રવૃત્ત થવાનો સંકલ્પ કરું છું. પરિચારકો સાથે પ્રવાસ કરવાથી હું જોવાનું જોઇ શકીશ નહીં; અને જાણવાનું જાણી શકીશ નહીં. હું એકલો જવા ધારું છું. ગુરુઓની સમ્મતિ મળતાં અતિ વિલંબ થાય માટે હમણાં જવા ધારું છું.—તું રડે છે?

**સુભદ્રા**—મહારાજ, આ શબ્દો અશ્રુતપૂર્વ છે; આપ સાહસ કરો છો એમ મને લાગે છે; આપને પ્રવાસનો અનુભવ નથી; પ્રવાસમાં ભય છે.

**શાકય૦**—ભદ્રા, પ્રવાસનો મને અનુભવ નથી તે માટે જ હું જવા ઇચ્છું છું. સાહસ જેવું એમાં મને કશું લાગતું નથી. મને લાગે છે કે બધા અનુભવાર્થીઓએ એકલા પ્રવાસ કરવો જોઇએ.

**સુભદ્રા**—મહારાજ, આપ સુકોમલ છો. ઇતર મનુષ્યોની માફક આપનાથી સહન થઇ શકશે નહીં. આપના જવાથી ગુરુજનને પણ દુઃખ થશે; કદાચ તેમનો દેહ સુદ્ધાં નહીં રહે.

**શાકય૦**—ગુરુજનનું આશ્વાસન કરવું, એ તને સોંપું છું. તારી મને મદદ જોઇશે. ભદ્રા! તારે સર્વને જણાવવું કે, હું માત્ર પ્રવાસ કરવા ગયો છું. અમુક કર્તવ્ય છે તે પૂરું થશે, એટલે અવિલંબે

સર્વને મળવા આવીશ.—હજી રડવું રાખી શકતી નથી? તને અતિ દુઃખ થાય છે?

સુભદ્રા—મને અતિ દુઃખ થાય એ આપને વિચિત્ર લાગે છે? આપ હમણાં જ જવાનો વિચાર કરો છો એ આપને વિચિત્ર લાગતું નથી? હું રડવું શી રીતે રાખી શકું, મહારાજ?

શાક્ય૦—દેવિ, સ્વસ્થ થઈ વિચાર કર. મારાં બધાં વૃત્તાન્તો સાંભળ્યા પછી તને જ લાગતું નથી કે મારે જવું જોઇએ અને જોવું જોઇએ? શું એ જ એક જીવનકર્તવ્ય નથી? શું એથી અસંબદ્ધ બધી પ્રવૃત્તિ માત્ર કાલક્ષેપ નથી? તને ખબર છે કે હાલ તો દુનિયા મને દુઃખ દેવાના દારુણ યંત્ર સરખી દેખાય છે. તને ખબર છે કે હાલ તો સમગ્ર વિશ્વના હૃદયનું ભેદક રૂદન સાંભળીને હું વારંવાર વિવશ થઇ જાઉં છું. પણ એ માટે વર્તમાનમાં પ્રતિકાર કરવાને હું ઉત્કંઠિત છું; અને ભવિષ્યમાં મને સંતોષની આશા છે. ભદ્રા, આવી સંસ્થિતિમાં ધર્મની અંદર વિલંબ? તને પણ નથી લાગતું કે વિલંબ નહીં કરવામાં જ શ્રેય છે, અને પિતાજી તથા સર્વ ગુરુજનની સામાન્ય ધર્માજ્ઞાનું અનુસરણ છે?

સુભદ્રા—મહારાજના શબ્દો ગંભીર છે. પણ મને ભીતિ લાગે છે. મહારાજે ખરે હમણાં સિધાવવાનો નિશ્ચય કીધો છે?

શાક્ય૦—મારે હમણાં જ ચાલવા માંડવું જોઇએ. દેવિ! શું ત્યારે તારા ખેદને દૂર થયેલો નહીં જોઇ શકું? પ્રીતિપૂર્વક વિદાયગિરી નહીં મેળવી શકું?

સુભદ્રા—મહારાજની આજ્ઞા હશે તો ખેદને દૂર કરવામાં અને પ્રીતિથી વિદાયગિરી આપવામાં વિલંબ નહીં થાય. આજ્ઞા હશે

ત્યાં સુધી શરીર ધૈર્ય ધરવાને બંધાયેલું છે. આત્માને આસ્થા છે. ફરી ક્યારે દર્શનની આશા રાખવી?

શાકય૦—કાર્યની શરૂઆત કરી સ્વસ્થ થઇશ એટલે સત્વર આ તરફ આવીશ. પણ છેક ત્યાં સુધી ચિંતા રહ્યા કરશે, ભદ્રા?

સુભદ્રા--મહારાજનું રૂપ આજે જ સમજી શકી છું; પણ હવે ચિંતા કરવી પડે એટલી અજ્ઞાન રહી નથી. ચિંતા ન કરશો. માત્ર ફરી દર્શન સત્વર આપવા પ્રાર્થના કરૂં છું. (નમીને) ચરણનો સ્પર્શ કરી લઉં?

શાકય૦—હૃદયનો પણ—અને દેવિ, નવા મુલકોમાં જાઉં છું, પણ એકલો જાઉં છું, એવું વિચારી ખેદ કરતી નહીં. સૃષ્ટિમાં કોઇ પણ સૃષ્ટપદાર્થ એકલો નથી. તે જાણે કે ન જાણે. તથાપિ સ્વામી સદૈવ સાથે છે!

સુભદ્રા--સિધાવોઃ સિદ્ધાર્થ હો. મહારાજ! शुभास्सन्तु पन्थानः ।



## ( ૭. )
# સિદ્ધાર્થ અને રાહુલ.

---

**સિદ્ધાર્થ**—રાહુલ! પાસે આવી મને આલિંગન આપ. બેટા, ક્યારે આવ્યો? કુશળ છે?

**રાહુલ**—મહારાજને પ્રતાપે કુશળ છું; હમણાં જ આવું છું.

**સિદ્ધાર્થ**—હમણાં જ? ત્યારે તો શ્રમિત હોશે ભોજન તૈયાર છે; ચાલ સ્નાન કર, હું સાથે જ આવું છું, મને અવકાશ છે.

**રાહુલ**—સ્નાન કરીને જ દર્શન માટે આવું છું. ભોજનની ઇચ્છા નથી. આપની પ્રકૃતિ તો સ્વસ્થ છે?

**સિદ્ધાર્થ**—સ્વસ્થ છે, બેટા. આજે ઘણે દિવસે તને જોઇને સંતોષ થાય છે. સંદેશ મળ્યો હતો?

**રાહુલ**—આજ્ઞા વગર તો પ્રદેશ છોડી કેમ આવી શકું? મળ્યો હતો. માત્ર કૃપાનો લાભ લેવા જેટલી ઉત્સુકતા માટે ક્ષમા માગું છું.

**સિદ્ધાર્થ**—ક્ષમા માગવાની કશી જરૂર નથી. મને પોતાને તને મળવાની ઉત્સુકતા હતી, તો નિરાંતે બેસી બધું મને કહે. હાલ અહીં કોઇ આવવાનું નથી. તારા વિભાગમાં પ્રજાની સ્થિતિ તો સારી છે? તે સ્વસ્થ થતી જાય છે? પોતાના આત્મવૈદ્યને ચાહે છે? અનુસરે છે?

**રાહુલ**—અધિકારીઓ ચાહે છે અને અનુસરે છે, વધારે તો આપની પાસે શું કહું? જાણો છો કે હું અજ્ઞાન છું! પામર છું.

**સિદ્ધાર્થ**—આ નિરવધિ જગતના જ્ઞેય તરફ દૃષ્ટિ કરતાં લગભગ બધા જ અજ્ઞાન અને પામર છે, બેટા. અને મને ખબર છે કે

તારા પ્રદેશની પ્રજા બીજા પ્રદેશોની પ્રજાઓ કરતાં વધારે સુખી, સંતુષ્ટ, દયાળુ અને પરસ્પર સ્નેહથી સંબદ્ધ છે. પ્રશ્ન માત્ર તને સંતોષ છે કે કેમ એ જાણવાના હેતુથી હતો. અસંતોષ છે તો બેશક તેનું કારણ હું સમજાવું છું. તું જિજ્ઞાસુ છે, જિજ્ઞાસા સ્વતંત્ર અને સ્વાભાવિક વૃત્તિ છે. અને ત્હારી ઇચ્છા જ્ઞેયના નિરવધિ પ્રદેશમાં પ્રવાસ કરવાની હશે, તો હું પ્રસન્નતાથી રજા આપીશ. તારા નિયોગની વ્યવસ્થા તો બરાબર છે?

રાહુલ—હા, મહારાજ! પણ જ્ઞેયના નિરવધિ પ્રદેશમાં હું શી રીતે પ્રવાસ કરી શકીશ? માર્ગ સુદ્ધાં હું જાણતો નથી. નહીં, હું આપની સેવામાં જ થોડો કાલ નિર્ગમન કરીશ; સહવાસના પ્રભાવથી જિજ્ઞાસાને નિયમિત કરતાં શીખીશ, અને ફરી કર્તવ્યમાં પડી શકીશ.

સિદ્ધાર્થ—રાહુલ! તારી નમ્રતા સંતોષ આપે છે, પણ જિજ્ઞાસાની અવગણના કરવાનું કશું પણ કારણ નથી. જ્ઞાનની શોધ પણ એક કર્તવ્ય છે-સર્વોપરિ છે એમ નથી કહી શકતો. કારણ કે ભિન્ન ભિન્ન પ્રકૃતિના હું ભિન્ન ભિન્ન કર્તવ્ય સમજું છું. પણ, બેશક સહુએ પોતાની પ્રકૃતિને અનુસરવું જોઇએ. અને એટલું હું તને કહી શકું છું કે પ્રદેશ નિરવધિ હોવા છતાં પ્રવાસીને નિરાશ થવાનું કશું કારણ નથી. તો કહે મને, તને શી મદદ આપું? શી ઇચ્છા છે? સંકોચ વગર કહે, કારણ કે તારા મનની સ્થિતિ જાણીને જ મેં તને બોલાવ્યો છે.

રાહુલ—મહારાજ! કૃપાસાગર છો; અને મને તો જીવનના પણ આપનાર છો. અધિકારી ગણતા હો તો માત્ર માર્ગ સંબંધી, કંઇ રહસ્ય જાણવા ઇચ્છું છું.

સિદ્ધાર્થ—ક્યા જ્ઞાનના માર્ગ સંબંધી બેટા?

રાહુલ—એ નથી કહી શકતો.

સિદ્ધાર્થ—મને લાગે છે, કે મારા ઘણા શિષ્યોની માફક તને પણ મારા પહેલાંના શબ્દો કદાચ અયોગ્ય અર્થમાં સમજાયા હશે; કદાચ મેં જાતે ભૂલ કરી હશે. પણ જગતના અનુભવની સાથે જે એક સર્વદેશી નિરવધિ શક્તિનું ઘણાને ઝાંખું ઝાંખું ભાન થાય છે, તેના સ્પષ્ટ પ્રબોધને હું અશક્ય માનતો નથી. નહીં, હું મારી શક્તિની સીમા સમજું છું, પણ મારી શક્તિની એક વખતની સીમા એ મારી કે મનુષ્યની શક્તિની બધા વખતની સીમા નથી.

રાહુલ—એ સંબંધમાં તો મહારાજના શબ્દો મને યોગ્ય અર્થમાં જ સમજાયા છે.

સિદ્ધાર્થ—તો રાહુલ! તને એમ પણ સમજાયેલું હોવું જોઇએ કે હું પોતે ઘણાં વર્ષથી એ વિષયમાં પ્રતીતિ મેળવવાને તૃષિત હતો.

રાહુલ—એ પણ સમજાયેલું જ છે, મહારાજ!

સિદ્ધાર્થ—યોગ્ય છે. મને કહે, તને એ વિષયમાં શું શું દેખાયું?

રાહુલ—પ્રથમ તો, મહારાજ! આ વિશ્વયન્ત્રને મારાથી સ્વતઃ સિદ્ધ માની શકાયું નહીં. એક કારણ માનવામાં લાઘવ દેખાયું, એટલું જ નહીં, પણ એ સિવાય બીજી કલ્પના સુદ્ધાં સંભાવ્ય ન લાગી. પછી મારો અનુભવ ભ્રમરૂપ હોય તો કોણ જાણે. પણ વારંવાર જગતના અનેક અદ્‌ભુત જીવોને જોતાં અને તેમના અનેકત્વનું ભાન થવાને બદલે "એક" "એક" એવા ધ્વની સંભળાયા; અને જાણે તેમનાં સ્થૂલ અને અને અસ્થાયી રૂપોની પાછળ કોઇએક ભવ્ય, અનિર્વચનીય દેખાયું!

સિદ્ધાર્થ—યોગ્ય છે. પછી ?

રાહુલ—પછી કોઇવાર એવું પણ લાગ્યું કે જાણે હું હોઉં જ નહીં, અને જાણે સર્વત્ર એક જ વિલસતું હોય !

સિદ્ધાર્થ—ઉપનિષદોનું અદ્વૈત ! વાહ, પછી ?

રાહુલ—છતાં એ અનુભવ સ્વત્વના વિસ્મરણમાં-વૃત્તિના પ્રલયમાં—મૃત્યુના સરખી આત્માની પારલૌકિક શાન્તિમાં જ મને થયેલો. વિચાર કરતાં પછી મને એવું લાગ્યું છે કે એ સ્વપ્ન હશે; કારણ જાગ્રતમાં થયેલો હોય તો તેનો વિકાર ન સંભવે.

સિદ્ધાર્થ—તું ખરૂં કહે છે રાહુલ. અદ્વૈતનો અનુભવ જીવન-મુક્તને જ થાય છે, ઇતરનું અલ્પ સ્વપ્ન-દર્શન કે પરોક્ષ જ્ઞાન એ અનુભવ, નથી.—પણ બેશક અદ્વૈત જ સતનું ત્રિકાળસિદ્ધ રૂપ છે; દ્વૈત અશાશ્વત હોઇ અસત છે.

રાહુલ—ત્યારે મહારાજ ! શું આપ અદ્વૈતવાદી છો ?

સિદ્ધાર્થ—વાદી ? નહીં, કદાપિ નહોતો; કદાપિ નહીં હોઇશ. —પણ બેશક તું અનુભવ સંબંધી પૂછે છે, તો મારે તને જણાવવું જોઇએ કે ઘણે લાંબે પ્રયાસે અને માત્ર આશા દગ્ધ થતાં પડેલા પ્રકાશને લીધે જ હું સર્વોપરિ સત્ય જોઇ શકયો છું. જે ઝાંખુ ઝાંખું અસ્થાયી ભાન સર્વને થાય છે; તે મારા હૃદયમાં હવે સ્થાયી અને સ્પષ્ટ છે; અવિચ્છિન્ન અને અખંડ છે.

રાહુલ—અહા ! જે શોધતો હતો તે આ પ્રમાણે મહારાજ પોતે આપો છો !

સિદ્ધાર્થ—જિજ્ઞાસા, શંકા અને અનાસ્થા—તથા જિજ્ઞાસા, અલ્પ દર્શન અને સર્વદર્શન–એ અંધના તથા દેખતાના ક્રમોનું તને વિસ્મરણ થયેલું. નહીં તો, બેટા, તને મારા સંદેશનો હેતુ એની

મેળે પ્રતિત થાત. અસ્તુ! છતાં વ્યવહારમાં પડ્યા પછી પણ આટલું તો તને યાદ આવે છે, કે ચિત્ સતથી અભિન્ન છે?

રાહુલ—नष्टो मोहः स्मृतिर्लब्धा!

સિદ્ધાર્થ—નહીં, રાહુલ! બીજાના બોલેલા બોલ ન બોલ. પરોક્ષ જ્ઞાનને અપરોક્ષાનુભવ પણ ન સમજ. છતાં બેશક તારા જેવાઓને અપ્રાપ્ય નથીઃ યોગથી પ્રાપ્ય છે.

સિદ્ધાર્થ—ગીતામાં સમજાવેલો કર્મયોગ.

રાહુલ—ત્યારે ગીતાને આપ પ્રમાણ ગણતા થયા છો?

સિદ્ધાર્થ—જેમ બધાં અનુભવનાં વાક્યને તેમ. પણ, બેશક ગીતા સમજવી કઠિન છે.

* * * *

રાહુલ—મહારાજના શબ્દો ગંભિર અને શાન્ત નિસરે છે. છેલ્લા સરખા સમજવાના છે?—મહારાજ!

સિદ્ધાર્થ—રાહુલ! તને એટલું ફરી પણ કહી લઉં છું કે "યોગી થજે." હવે બહાર જા. શિષ્યોને જણાવ કે સમાધિની તૈયારી કરે.

રાહુલ—મહારાજ!

સિદ્ધાર્થ—રડે છે, રાહુલ! आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन!

રાહુલ—મહારાજ! સમય.

સિદ્ધાર્થ—અનંત છેઃ જ્ઞાન અખંડ છે; મારી જરૂર નથી; કર્તવ્ય માત્ર કરજે.

રાહુલ—(સ્વસ્થ થતાં) તથાસ્તુ! હાલ તો બધા શિષ્યોને તાતના ચરણનો છેલ્લો સ્પર્શ કરવા અને અશ્રુથી તેનું પ્રક્ષાલન કરવા બોલાવી લાવું છું. તાતને સુવાડતો જાઉં? શરીર સ્વસ્થ છે?

સિદ્ધાર્થ--સ્વસ્થ તો નહીં પણ સ્વાધીન છે, બેટા! તું સુખે જા; અને તારી માતાને—સુભદ્રાને કહે કે જરા આગળથી મારી પાસે આવી જાય. ઘણું કરીને તે આવતી જ હશે. આ આવી—તું જા, તારા બંધુઓને બોલાવી લાવ.

*　　*　　*　　*　　*

સિદ્ધાર્થ—ભદ્રા!

સુભદ્રા—આજે પૂર્વનું સંબોધન સાંભળી નવજીવન પામી. મહારાજ! આજ્ઞા?

સિદ્ધાર્થ--આપણે જઇએ છીએ.

સુભદ્રા—મહારાજ!

સિદ્ધાર્થ—ભદ્રા, માયાનો પડદો ફાડી છેલ્લી નજર કરી લે. ક્યાં જઇએ છીએ?

સુભદ્રા—सर्वं खल्विदं ब्रह्म?

*　　*　　*　　*　　*

સુભદ્રા--બૌદ્ધો! અમે જઇએ છીએ. વખત ટુંકો છે. તમને સર્વને કહેવાનું આટલું જ છેઃ પોતપોતાના સ્વત્વની જીવનયજ્ઞમાં આહુતિ આપજો; અને તેની ભસ્મના સ્નાનથી નિર્મળ થઇ નિર્વાણ મેળવજો!

સિદ્ધાર્થ--તથાસ્તુ!

શિષ્યો (સાશ્રુ)—દેવિ! છેલ્લે અમને પ્રતિમા માત્ર પૂજવાની રજા આપવાનો અનુગ્રહ કરતાં જાઓ! નહીં તો નિરાધાર-

સિદ્ધાર્થ-સુ० (પ્રાણ જતાં પ્રયત્ને)-નહીં! નહીં-જ (સ્વગત) શું રાહુલ સિવાય કોઇએ સાંભળ્યું જ નહીં? માયા!



( ૮. )

## ચન્દ્રકાન્ત અને અનામિકા.

**ચંદ્રકાન્ત**—પ્રિયા, મને ક્ષમા આપ અને ચલાવ તારૂં સંગીત; હું સાંભળવા સજ્જ છું. પાપ કીધા પછી પશ્ચાત્તાપથી નિર્મલ થયેલો છું; તો ક્ષમા બતાવી સ્વસ્થ કર. સદય થા. ફરી અપરાધી નહીં થાઉં.

**અનામિકા**—વહાલા, કહો તે કરવાને હમેશાં સજ્જ છું. માત્ર " આજે સંગીત નથી સાંભળવું " એમ કહીને ચાલ્યા ગયા; એટલે હું ન બોલી શકી.—અને હજી પણ રીસનું કારણ સમજી શકતી નથી.

**ચંદ્રકાન્ત**—મારાથી ઘણીવાર પાપ થઈ જાય છે. પણ મને ક્ષમા કર! મને એક એવું સ્વપ્નું આવ્યું છે, કે તારી ક્ષમા વગર સ્વસ્થતા થવાની નથી.

**અનામિકા**—સ્વપ્નું! એટલા વખતમાં નિદ્રા અને સ્વપ્નું. પણ શું હતું તે? કહો મને.

**ચંદ્રકાન્ત**—તું ખરે જ દેવીઓના કરતાં પણ વધારે સરલ અને સદય છે. તો સાંભળ મારૂં સ્વપ્નું.-મને જાણે એવું થયું, કે હું કોઇ પરમ વિશાલ, ગમ્ભીર, અને નિર્મલ સરોવરના તટપર આવી ચઢ્યો છું, મધુર અને મોહક તરંગોનાં સ્વપ્નસ્મિત જોઉં છું; અને આસપાસ ચારે તરફ દિવ્ય રંગ અને પરમ રમણીય રૂપના તરૂવરોથી છવાયેલા ઉંચા ઉભા રહેલા પર્વતો તરફ દૃષ્ટિ લંબાવું છું. ભવ્ય રમણીય દર્શન, શીતલ સુગન્ધી પવન, અને શાન્તિનું સામ્રાજ્ય સૂચવવાને નિસરતો કોઇક પરમ સુકોમલ ગીતસ્વર હૃદયને જાણે લીન કરે છે. અહા! દિવ્ય સરોવર!

અનામિકા—પછી ? એ સરોવરપર શું બન્યું ?

ચંદ્રકાન્ત—પછી નયનને, સમગ્ર શરીરને અને આન્તર-આત્માને પ્રસન્ન કરતો કરતો હું તે સ્વર્ગપ્રદેશમાં ધીમે ધીમે ફરવા માંડું છું, ત્યાં સરોવરના પૂર્વ કીનારાપર મેં એક અતિશય સુંદર કુલીન દેવાંગના જેવી સ્ત્રીને બેઠેલી જોઇ. તેની ભવ્ય મૂર્તિ અને કાન્તિ દૂરથી જોતાં હું આધીન થયો; અને પગ મેળે મેળે જ તે સ્થાનક તરફ પ્રવૃત્ત થયા.

અનામિકા—પછી ?

ચંદ્રકાન્ત—પછી વહાલી, એ ભવ્ય મૂર્તિ તરફ હું ચાલતો થયો; અને નજીક આવ્યો, ત્યાં મને પહેલાંના કરતાં પણ વધારે આશ્ચર્ય, સંતોષ અને ભક્તિભાવનો અનુભવ થયો. હું દેવીને પ્રણામ કરવા અને તેની દૃષ્ટિ જોવા તત્પર થવા લાગ્યો.

અનામિકા—ત્યાં શું થયું ?

ચંદ્રકાન્ત—ત્યાં એવું થયું, કે મારી દૃષ્ટિ સામેના પશ્ચિમના તટપર પડી, અને ત્યાં ઓ અનામિકા–મેં એક એવી સૃષ્ટિ જોઇ, કે તે સંભારતાં પણ ત્રાસ અને વેદના થયા વગર રહેતાં નથી—ત્યાં મેં એક અતિ બીભત્સ અને ભયાનક પિશાચિની જોઇ; તે મારી દેવી તરફ રાક્ષસી દૃષ્ટિ ઠરાવી બેઠી હતી; અને ઉછંગમાં પડેલા એક સૌન્દર્યના અવતાર સરખા મનોહર અને સુકુમાર બાલકપર કઠોર હાથ ફેરવતી હતી. મેં જોયું કે એ બાલકની આંખમાંથી આંસુનો એક વિશાલ અને અવિરત પ્રવાહ ચાલી સરોવરમાં ભળતો હતો; અને મને માલુમ પડયું કે બીજો મારી બાજુએથી અને મારી દેવીના નેત્રમાંથી ચાલતો હતો. હું દશે દિશા તરફ ફરી ફરીને જોઇ ત્રાસ અને વેદનાથી વિવશ થયો, તોપણ પ્રયત્ને પ્રણામ કરી બોલ્યો:—

"દેવિ, પ્રગલ્ભ જિજ્ઞાસાનો મારો પ્રશ્ન નથી. પણ અહીં દશે દિશાના દર્શનથી હું વિવશ થયો છું. આ વિશાલ, ગમ્ભીર, નિર્મલ સરોવર, તમે, તમારો મનોહર બાલક, અને બન્નેને દારુણ વ્યથા કરનાર પેલી બીભત્સ ભયાનક આકૃતિ, આ સર્વમાં મને કશાની ખબર પડતી નથી. તમે કોણ છો? આ સર્વ શી સ્થિતિ છે? પ્રતિકારનો પ્રયત્ન પણ નથી દેખાતો, એવી આ શી આપત્તિ છે?"

**અનામિકા**—પછી? પછી એ દેવીએ શો ઉત્તર વાળ્યો?

**ચંદ્રકાન્ત**—દેવીએ એવો ઉત્તર વાળ્યો કે "આ સરોવર આંસુનું સરોવર કહેવાય છે; અને તેઓ માનુષી દેવીના અને મારા મનોહર બાલકને મનુષ્ય દેવના નામથી સ્વર્ગલોકમાં બોલાવે છે; અને એ પિશાચિની નારકી નામે રાક્ષસી છે. મારું અને મારા બાલકનું રુદન મારા પોતાના પાપનું અધાર્મિક સ્વાશ્રયત્વનું પરિણામ છે. પ્રતિકાર હાલ કશો નથી."

**અનામિકા**—એટલે હું કશું ન સમજી.

**ચંદ્રકાન્ત**—હમણાં જ સમજાવું છું, પ્રિયા. પછી મેં ફરીને પ્રાર્થના કરી, કે "દેવીને અવિનય ન લાગે તો હું બધો વૃત્તાંત જાણવા ઉત્કંઠિત છું. આવા ધાર્મિક અને પ્રતાપી રૂપમાં અધાર્મિક સ્વાશ્રયત્વે પ્રવેશ કેવી સંસ્થિતિમાં કર્યો હશે, એ મારાથી કલ્પી શકાતું નથી; અને પ્રતિકારનો અસંભવ મને વિષાદથી જડ કરે છે. બહુ દુઃખ થાય તેમ ન હોય તો દેવીએ સંભળાવવાની કૃપા કરવી." અને ત્યારે તેણે નિઃશ્વાસ નાખી ધીમેથી અને થોડા શબ્દોમાં પણ એક એવો દયાજનક અને ગમ્ભીર ઇતિહાસ કહ્યો, કે હું તે કદાપિ વિસરીશ નહીં.

**અનામિકા**—શો ઇતિહાસ?

**ચંદ્રકાન્ત**—તેણે કહ્યું કે "હું ન્હાનપણથી બુદ્ધિશાલી હતી.

સ્વામીએ પ્રથમ મને એક દેવબાલકની સુપ્રત કરેલી, અને ફરમા- વેલું, કે મારે એને કેળવણી આપવી.

\+ + + +

" કેળવણીમાં કેટલોક કાલ ચાલ્યો ગયો; અને તેની ફતેહથી તથા મારા દેવબાલકમાં પ્રકટ થતા વિકાસથી હું સન્તોષમાં રહેવા લાગી. પણ સન્તોષ સાથે થોડા વખતની અંદર જ અભિમાનનો પ્રવેશ થયો; અને હૃદયમાં ભક્તિભાવના કરતાં સ્વાશ્રયત્વની પ્રધાનતા થઇ. પણ હું સમજી નહીં. મારી પ્રવૃત્તિ ચાલુ રહી. આખર એક વખત મહાકાંક્ષાથી પ્રગલ્ભ થઇ મેં મહારાજને પ્રાર્થના કીધી. + + +

" પ્રાર્થના એવી કીધી, કે ' મારો શિક્ષણનો પ્રયત્ન સફલ થયો છે, અને હું એક આખી જાતિને મારા બાલકની સાથે શિક્ષણ આપવા ઉત્સુક છું, તો મહારાજે એક આખી જાતિ નવીન ઉત્પન્ન કરી મને સુપ્રત કરવા કૃપા કરવી.' પણ મહારાજ કશું બોલ્યા નહીં.

" હું કશું સમજી નહીં; પણ મારી પ્રવૃત્તિ ચાલુ રહી, અને વધારે ફત્તેહમંદ થતી ગઈ. ફરી મેં પ્રસંગ જોઇ મહારાજને વિજ્ઞપ્તિ કરી, કે ' મહારાજ, મને એક જાતિની સુપ્રત થવી જોઇએ; હું કર્તવ્ય કરવાની આકાંક્ષી છું. ' પણ મહારાજ મારા સામું કંઇક ખેદથી તથા કંઇક અનાદરથી જોઇ રહ્યા; અને કશું બોલ્યા નહીં. મને ખોટું લાગ્યું; છતાં હું સમજી નહીં. + + + +

" છેલ્લો ત્રીજી વાર વિનયથી પણ આવેશ દેખાય એવી રીતે મેં વિનંતિ કીધી; અને સ્વામીનું ફરમાન થયું, કે એ પ્રમાણે થાઓ. તરત મને મનુષ્યજાતિની સુપ્રત કરવામાં આવી, મેં જોયું કે જાતિ સારી છે, શિક્ષણપાત્ર છે, અને હું સન્તોષ પામી. મને જુદા પ્રાસાદમાં જવા હુકમ થયો, અને તોપણ હું સમજી નહીં. હું સ્વાશ્રયી

થઇ હતી; મને બ્હીક ન હતી; અને પોતાની શિક્ષણશક્તિ પર શ્રદ્ધા હતી.

" નવા પ્રાસાદમાં મહારાજના પરિચારકો ન હતા; છતાં રક્ષક કે સહાયની મને ખામી દેખાઇ નહીં. પણ થોડાજ દિવસમાં મારી અધોગતિ શરૂ થઇ. થોડાજ દિવસમાં અનુગ્રહને બદલે સ્વ. શક્તિને સફળ માની મહાકાંક્ષી થવાના અને નમ્રતાની ભક્તિનો સંહાર કરવાના પાપની શિક્ષા મારા તરફ પ્રવૃત્ત થઇ; અને એક મધ્યાહ્ને આ રાક્ષસી શિક્ષણમન્દિરમાં આવી ઉભી રહી, મને આજ્ઞા કરવા લાગી. "

**અનામિકા**--સ્વર્ગમાં પણ આલોકના જેવા ભયાનક પ્રસંગો બનતા હશે ?

**ચંદ્રકાન્ત**—સ્વર્ગમાં નહીં પણ વચ્ચેના લોકમાં. પછી માનુષી દેવીએ પોતાની હકીકત ચાલુ રાખતાં કહ્યું કે " એ પિશાચિની મને આજ્ઞા કરવા લાગી, કે મનુષ્યદેવ મને સુપ્રત કર. આ નવીન જાતિને શિક્ષણ આપવાનો અધિકાર હાલ મારો છે; તારો નહીં. એ તો તને તારા પાપનું પ્રાયશ્ચિત્ત આપવા જ ઉત્પન્ન થઇ છે. અને તેને તથાં તારે કેટલોક કાલ મારી સન્નિધિમાં રહેવું એમ ફરમાન થયું છે તો બાળક મને સોંપી દે; નવીન જાતિને બોલાવી લે, અને મારી પાછળ પાછળ ચાલ.

* * * *

" મારે બધું કરવું પડયું; અને હું તેની પાછળ પાછળ આ સરોવરના કિનારા પર આવી. અહીં તેણે મને આજ પત્થર પર બેસાડી, અને કોણ જાણે કેટલા વખતથી પ્રકાશો અને અન્ધકારો જોતી અહીંજ હું બેશી રહી છું. મારાપર સ્નેહ કે દયા રાખનારાં દેવદેવીઓ કોઇ કોઇ વાર આવે છે; અને આશ્વાસન આપે છે;

પણ કોઇ મને શિક્ષાની અવધિ જણાવી શકતાં નથી. મનુષ્ય-દેવ એ રાક્ષસીના સ્પર્શથી દિનપ્રતિદિન ક્ષીણ થતો જાય છે; અને મારાં આંસુમાં વૃદ્ધિ કરે છે. મનુષ્યજાતિમાં તેને મળતું જે કંઇ રૂપ આપ્યું છે, તે પણ એ રાક્ષસીના પ્રયત્નોથી નિર્મૂળ થવાની તૈયારી છે."

અને આટલું બોલતાં, ઓ અનામિકા ! એ ધાર્મિક સ્વરૂપની અને ભક્તિભાવ ઉત્પન્ન કરે તેટલા પ્રતાપની દેવી એક સાધારણ સ્ત્રીની માફક રડી પડી, અને હું વિષાદથી મૂર્ચ્છિત થાત; પણ તે થોડા જ વખતમાં સ્વસ્થ થઇ ફરી બોલવા લાગી:—

"મનુષ્યો પણ એ કાલથી પોતાની અંદર જે કાંઇ માનુષી દેખાય તેના ઘાતમાં જ વધારે પ્રવૃત્ત થતા જાય છે. બેશક, મારા શિક્ષણનો હજી છેક ઉચ્છેદ થયો નથી; પણ હું જોઉં છું, કે અભિમાન, વિષયાસક્તિ, ભીરુતા, નિર્દયતા, વગેરે નારકી પ્રેરણાઓનાં સંતાન વધતાં જાય છે; અને એ ભૂતો મનુષ્યદેવનું જે જે વસ્તુમાં સાદૃશ્ય દેખાય તેનો ઉચ્છેદ કરે છે. જો મનુષ્યો સમજે, કે દેવત્વના ઘાતથી તો તેમની અને તેમની માતાની શિક્ષા ઉલટી લંબાશે; અને જો એમ સમજીને તેઓ આ સરોવરની અંદર પોતાનાં આંસુઓનું પણ અર્પણ કરવા લાગે, તો મને આશા છે, કે થોડા વખતમાં મારો અવધિ પૂરો થાય, કારણ કે પ્રાયશ્ચિત્તનું પાત્ર ભરાઇ જાય, ત્યારે પણ મને મુક્તિ ન મળે, એમ સ્વામીના દરબારમાં કદાપિ બને નહીં. પણ, મનુષ્યો એટલા નમ્ર અને દયાળુ થવાની શી આશા!"

**અનામિકા**—પછી ?

**ચંદ્રકાન્ત**—પછી મેં પૂછ્યું, કે "દેવી કર્તવ્યની અત્યાકાંક્ષાની આ બધી શિક્ષા ? ધર્માકાંક્ષા અધાર્મિક થઇ શકે ?" અને તેણે ઉત્તર આપ્યો, કે "ધર્માકાંક્ષાનું સ્વરૂપ શિક્ષા પછી જ હું સમજી

શકી છું. આપણી કર્તવ્ય કરવાની અત્યાકાંક્ષા એ ધર્માકાંક્ષા નથી; ઈશ્વરેચ્છાનું અધીન અને શ્રદ્ધા તથા સંતોષ પુરસ્સર અનુસરણ એજ ધર્માકાંક્ષા છે. કર્તવ્ય કરવાનું દરેકને હોય છે; પણ હોય તેનો અનાદર થતો હોય, તો અધિક કરવાની આકાંક્ષા ધર્માકાંક્ષા નથી. પણ વધારે શામાટે કહું ? સત્ય એટલું જ છે, કે દેવને અગર મનુષ્યને સેવા વગર કંઇ કર્તવ્ય, અને અહંકારમોક્ષ વગર ઇતર મોક્ષ કંઇ છે જ નહીં."

પ્રિયા, આ શબ્દો સાંભળતાંજ મને મારા પાપનું સ્મરણ થયું; પણ હું તેની પાસે કંઇ બોલવા જાઉં છું, ત્યાં આંખ ઉઘડી ગઇ. અને લાગ્યું, કે મેં પણ તારા સંગીતનો અનાદર કરવામાં સ્નેહની ઉર્મિને જ પ્રહાર કરવાનું પાપ કીધું છે. પણ હવે હું એવું કદાપિ નહીં કરૂં. તને શાથી સુખ થાય, તારા સુન્દર અંશો શાથી વિકસિત થાય, તેનો જ હવેથી હું વિચાર કરીશ. હવેથી હું ઘણા વિસ્તીર્ણ અર્થમાં આત્માશ્રયી અને આત્મનિમગ્ન થવાનો તથા નમ્ર અને દયાળુ બનવાનો પ્રયત્ન કરીશ; જ્યાં સૌન્દર્યનું સાદૃશ્ય દેખાશે ત્યાં રક્ષણ આપીશ; અને જગતનું આત્મવત્ દર્શન કરીને જે ભૂમિકાનાં વારંવાર સ્વપ્નાં આવ્યાં કરે છે તે પર પહોંચી જઇશ. + + પણ થયું તે માટે ક્ષમા જ માગું છું. + + તો ચલાવ તારૂં સંગીત, પ્રિયા, સ્વસ્થ કરી સુખાનુભવ કરાવ.

અનામિકા—શું અદ્ભુત સ્વપ્નું અને શો આવેશ ! પણ વહાલા, તમે જાણો છો, કે મારે તો તમને કશી ક્ષમા આપવાની છે જ નહીં. પ્રકૃતિ સ્વસ્થ ન હોય, કે બીજા વિચારમાં હો, અને મારા સંગીતનો અનાદર થાય તેમાં હું કશું પાપ સમજતી નથી. તો સ્વસ્થ રહો; કંઇક નવીન સંગીત સાંભળવાને સજ્જ થાઓ.

ચંદ્રકાન્ત—એટલી કૃપાળુ છે, તેથીજ મારા ઉદ્ધારનો સંભવ

છે. પણ તું નવીન સંગીત માટે સજ્જ થવા કહે છે. વિષય શો છે?

**અનામિકા**—વિષય? તમે જાણો છો કે કેટલાક દિવસથી અમુક આશાગીતના ધ્વનિઓ મારા હૃદયમાં સ્ફુર્યા કરે છે. હું કંઇ તમારી માફક કવિ નથી, અને તેથી મારી માનસસૃષ્ટિને તમારા જેવી સુઘટિત આકૃતિ આપી શક્તી નથી. છતાં જે કંઇ શબ્દમાં દર્શાવી ન શકાય તે સર્વ સંગીતથી સૂચવવાને મેં યત્ન કીધો છે. × × × × અને, બેશક મારી આશાના સુદ્ધાં પિતા તો પોતેજ છો. તો—

**ચંદ્રકાન્ત**—પિતા ઉપરથી નહીં, પણ માતા ઉપરથીજ બાલકોનું શરીર બંધાય છે, વહાલી. પણ કંઇ નહીં. ચલાવ તારું આશાગીત અને બે ઘડી મને સુદ્ધાં કલ્પનાના સ્વર્ગજલમાં અવગાહન કરાવ.

**અનામિકા**—પ્રિયંવદ! સાંભળોઃ—

**ગઝલ.**

અહા! શા આજ વર્ષાવે સ્વરો આત્મા પરે આશા!
બળેલો આર્ત્ત એ શો એ સ્વરસ્નાને ઠરે આશા!
અરે! શું આવશે ત્યારે ફરીશું સાથ એવો દિન,
કદાપિ સ્નેહને સ્વર્ગે કહે છે શું ખરે? આશા!
અને શું રૂઝશે આખર જખમ એ શુદ્ધ હૈયાનો,
અને એ ચાલશે સાથે? દયા કેવી કરે, આશા!
નહીં પરવા જરા અમને કશીએ વસ્તુ ઐહિકની;
કરે સન્તોષ જો તેને મને તો ઉદ્ધરે આશા!
નિહાળું હા! ભવિષ્યે જો ઘડીપણુ નેત્રરસ જૂનો,
સખાનો સૌમ્ય, હૈયું તો સુખે ભવમાં તરે, આશા!
મને મીઠી રહી આસ્થા સદા તવ ગાનમાં દેવિ!
સ્વરો એ દિવ્ય જીવનને ભરે ને સાંભરે, આશા!

---

( ૯ )

# રાણો કુંભો અને મીરાં.

**કુંભો**—ચંદ્રમા ઉદિત થઇને શિરપર આવ્યો અને મધ્યરાત્રિ થઇ; પણ **મીરાં**! તને તો નિશ્ચલ જ રહેલી દેખું છું. તું રજા માગે છે, અને મને શું કહેવું તે સુઝતું નથી. હવે હું મારે માટે નથી બોલતો પણ તને દેશનીએ દયા નથી ?

**મીરાં**—દેશની દયા માલેકને છે. હું બિચારી શી બિસાતમાં છું ?

**કુંભો**—શું છેવટે ઓળખી શકયો એ મારો અપરાધ છે કે હું ધર્મમાં પણ મદદ ન માગી શકું ?

**મીરાં**—છેવટે ઓળખી શકયા છો એ અપરાધ નહીં પણ અપરાધની કબૂલત છે; અને મારા ધર્મથી વિમુખ કરીને બીજા કયા ધર્મમાં તમે મને ફસાવવા ઇચ્છો છો એ હું જાણતી નથી.

**કુંભો**—**મીરાં**! ફસાવવાનો આરોપ કરવો એ તને ઘટતું નથી. તને બધું કહી ચૂકયો છું. અને તારી પાસે વિષનો પ્યાલો લાવનારને અને મારા નામથી તથા મને સારૂં લાગશે એમ ધારીને તને જૂઠો સંદેશો કહેનારને શું શાસન થયું છે તે પણ હવે તને વિદિત છે. એટલું ખરૂં કે ચિતોડની પટરાણી ગમે તેવા વેરાગીઓની સંગતિ કરે તે મને પસંદ નહીં; અને તેટલા માટે મ્હેં તેની મના કરેલી; પણ હવે તારૂં સ્વરૂપ સમજ્યા પછી પણ મને લાગે જ છે કે એમ કરવાથી તારી મહત્તા નહીં રહે.

**મીરાં**—મારી મહત્તા! મને મારી મહત્તાનો નહીં પણ હમેશાં માલેકની મહત્તાનો જ વિચાર આવે છે. એને તમારી માફક વેરાગી-

ઓની સંગતિમાં ભીતિ નથી લાગતી; એને તો એ પ્રીતિપાત્ર છે. અને રાણાજી ! તમે મને મારવાની ઇચ્છા નહીં કરેલી તે માટે તમારો ઉપકાર માનું; પણ જે સ્વામીએ મને જીવતી રાખી તેને જ હવે તો અનુસરનારી છું. તમારા પર ફસાવવાનો આરોપ કરૂં છું તે તો એટલા માટે કે એ ખરી મહત્તાના માર્ગ પરથી ઉતારીને તમે મને જુદે રસ્તે વાળવા મથો છો.

**કુંભો**—તારો એ સ્વામી મારો નથી એમ નથી. પણ, ખરી મહત્તાનો માર્ગ સમજવામાં કદાચ તારી ભૂલ થતી હશે. ઈશ્વરે તને રાણીની પદવી આપી છે; તો એ પદવી પર રહીને તારે કર્તવ્ય બજાવવું જોઇએ. મારે તુર્કોને દૂર કરવામાં ઘણી યોજનાઓ ઘડવાની છે; અને રાજ્ય તરફ દૃષ્ટિ રાખવાને કોઇક વિશ્વાસપાત્ર અને ધર્માગ્રહી માણસની જરૂર છે. પ્રકૃતિવર્ગ સ્વાર્થી, ભીરુ અને નિઃસત્ત્વ થતો જાય છે. મારી નહીં તો મહારાજની ધર્મપત્ની તરીકે તારે ભૂમિના રક્ષણમાં ભાગ લેવો જોઇએ.

**મીરાં**—પ્રકૃતિવર્ગ ખરે જ સ્વાર્થી, ભીરુ અને નિઃસત્ત્વ થતો હશે, તો તમે પણ ભૂમિનું રક્ષણ કરી શકવાના નથી; અને જો તેમાંથી વીરત્વનું બીજ નષ્ટ નહીં થયું હોય તો મહારાજને અમરો તો કાલે ઉદ્ધાર થઇ રહેશે. પણ મને તો અહીં રહેવાને બદલે અહીંથી જવાની જ આજ્ઞા થાય છે. તો વધારે રહેવું એ પાપ છે.

**કુંભો**—મીરાં ! ભક્તિને હું કોમળ માનતો આવ્યો છું તેથી તારાં વચનો કઠોર કેમ છે તે સમજી શકતો નથી. જો તું અહીં રહે તેમાં પાપ હોય તો મારું પોતાનું આચરણ પાપનું હોવું જોઇએ. પણ હું શું કરું છું ? આવી મનોહર રાત્રે અને આવા મનોહર સ્થળમાં પણ માત્ર ઉપભોગની ખાતર કોઇ દિવસ હું બેઠો નથી.

મારા રાત્રિદીવસ આગામી ભવિષ્યનું રૂપ જાણી લેવામાં અને તેનો અનિષ્ટ ભાગ અટકાવવાના ચિંતનમાં જાય છે. ઘણાં વર્ષથી હું કશું લખી વાંચી શક્યો નથી. મને મેવાડની નહીં પણ બધાં રાજ્યોની ચિંતા રહે છે. કીર્તિસ્તમ્ભો ચણાવતાં, કિલ્લાઓ સમરાવતાં, અને જે લોકોએ પૂર્વજોનાં લોહી પીધાં છે તેમને નિર્મૂલ કરવાના વિચારો અને પ્રયત્નોમાં મને એક ક્ષણ પણ સુખની મળતી નથી. હું પાપ કરું છું ?

**મીરાં**—રાણાજી પાપ કરેજ નહીં ? અરે રાજા! પાપ કરતાં પાપનું જ્ઞાન થયું તો શું જોઇએ ? તમે કીર્તિસ્તંભો ચણાવો છો, અને કિલ્લાઓ સમરાવો છો તે યોગ્ય છે; પણ એથી બધે પ્રકારે પોતાને નિર્દોષ સમજતા હો તો ભૂલ છે. મને તો બધી ખબર નથી; પણ એટલું પૂછું છું કે તમે તમારા સૈનિકોના જેટલી તમારા આચાર્યો અને પંડિતોની ખબર રાખો છો ? હું ધારું છું કે તેમાંના ઘણા બહુ દુઃખી થાય છે, અને તે માત્ર તમારી અવગણનાને લીધે. મેં જાતે કેટલાએકને તમારા દેવાંશી પૂર્વજ સમરસિંહને યાદ કરતા અને આંસુ પાડતા જોયા છે.

**કુંભો**—તેમણે જાણવું જોઇએ કે હું વ્યવસાયી છું; મને બધી શી રીતે ખબર પડે ? હકીકત મને જાહેર કરવી જોઇએ.

**મીરાં**—રાણાજી, હકીકત હજી પણ તમારા ધ્યાનમાં નથી ઉતરતી. હકીકત એજ છે કે ફરિયાદ તમારી પાસે નથી આવતી એમ નથી; પણ તમે હમેશાં આવેશમાં અને ન્યાય કરવાને અઘટિત સ્થિતિમાં રહો છો. રાજા! આવેશથી યુદ્ધવીરની કીર્તિ મળે; ધર્મવીરની કદાપિ ન મળે. ઉચ્ચતર કઇ છે તે તમે જાણતા હશો.

**કુંભો**—હું એવા કશા ભેદની દરકાર રાખતો નથી; માત્ર મને

જે શ્રેય લાગે છે તે માટે મથું છું. તું ધારે છે તેમ મને કંઇ કીર્તિનો લોભ નથી. શી રીતે હોઇ શકે ? શું તું એમ સમજે છે કે આ સ્તંભ મેં માત્ર અભિમાનને સંતોષવાને ઉભો કીધો છે ? નહીં, મીરાં ! હું પણ સમરસિંહની માફક બધી ફરજો અદા કરવાને ઉત્સુક છું. પણ મને લાગે છે કે તને અનુભવ નથી. તુર્કોનું કેટલું જોખમ છે તે તું સમજતી નથી.

**મીરાં**—મને અનુભવ તો નથી પણ આસ્થા છે. આસ્થા એવી છે કે માલેક દરેક દેશની ઘટે તેવી જ દશા કરે છે. મહત્કાર્યોની ખાતર આવશ્યક કાર્યોનો અનાદર એ તમે ધારો છો તેમ વીરત્વનું લક્ષણ નથી; વીરત્વનું નહીં પણ લોભનું લક્ષણ છે. રાજા ! હજી પણ આંખો ઉઘાડો; હજી પણ નમ્ર થાઓ; ગુમાન છોડી દો; તમારી નહીં પણ માલેકની કીર્તિનો વિચાર કરો; બધી ફરજો અદા કરવાનો આગ્રહ રાખો. હજી પણ વખત ગયો નથી. સ્થળે સ્થળે દેવસ્થાન સ્થાપો; સાધુ વેરાગીઓનાં સદાવ્રત માંડો; દૃષ્ટિ સૂક્ષ્મ રાખો, દેશના નસીબમાં હશે તો હજી પણ કોઇ ઉદ્ધારનો માર્ગ બતાવનાર મહાત્મા મળી આવશે, મહાત્મા વગર ઉદ્ધાર થવાનો નથી.

**કુંભો**—મીરાં ! સવાલ ધર્મનો નહીં પણ વિગ્રહનો છે.

**મીરાં**—અને કયો ધર્મની મદદ વગરનો વિગ્રહ વિજયી થયો છે ? રાજા ! આ દેશમાં તો સાધુ વેરાગીઓએ જ પરોક્ષ રહીને વિજયો મેળવ્યા છે. તેમની મદદ વગર તમે બધાં રાજયોને એકત્ર કદાપિ કરી શકવાના નથી. આવા વિષમ વખતમાં તો એ વર્ગની જ મોટામાં મોટી જરૂર છે, કારણ કે તેઓ જાતે નિરપેક્ષ અને પૂજ્ય હોવાથી બધાનો વિશ્વાસ અને ભક્તિભાવ આકર્ષી શકે. તમે

એકલા મથો છો તેથી અનુકૂળ નહીં પણ પ્રતિકૂળ ભાવ ઉત્પન્ન કરો છો.

*  *  *  *

કુંભો—કદાચ તું કહે છે તેમ જ હશે; મને લાગે છે કે ઘણે અંશે તેમ જ છે. રાજાઓ, કોઇ પણ સમગ્ર દેશના હિતને માટે શ્રમ કરે એમ માની શકતા નથી; અને મારા પ્રયત્નો ઘણી વાર માત્ર મેવાડના લાભના સમજે છે. બધા કાલની જાલમાં ફસાયા છે, અને છેવટે શી દશા થવાનો સંભવ છે તે સમજતા નથી. પણ જો ધર્મથી તેમને દૂર દૃષ્ટિ કે દેશભક્તિ શીખવી શકાય એમ હોય તો હું તને અનુસરવાને તત્પર છું, તો મીરાં! હજી મારી હોડીનું—આખા દેશની હોડીનું સુકાન તારા હાથમાં લે. બધાંને તારી લે.

મીરાં—દેશની હોડી ચલાવવાની મારી તાકાત નથી; અને મને આસ્થા છે કે બધા પોતપોતાની ફરજ બજાવશે તો દેશને ભય નથી. તમારી હોડી પણ હવે તો તમારા જ હાથમાં છે. એ મારા હાથમાં લેવાનો વખત ગયો. એક વખત બેશક એવો હતો કે જ્યારે પ્રતિક્ષણ પતિનાં નયન વગર મીરાંને કશું દેખાતું નહીં; અને એ વખત મારા ઉછળતા સ્નેહને આશ્રય આપીને તમે મને પોતાની બનાવી શક્યા હોત. પણ તમે અભિમાનમાં અનાદર કરીને એ સંધિ જવા દીધો; અને હવે તો પ્રેમજીવનની રાખમાંથી "જુરાફ" પંખીની માફક નવું ઉત્પન્ન થએલું ધર્મજીવન જ મીરાંમાં રહ્યું છે. ઉપરાંત,

**हावां—तो छे—राणा-कुंमा—स्वामी-मारा—राम ।**

કુંભો—દેવિ, અસ્તુ. ભાવી હોય તે થાઓ. માલેકની મરજી જ દેશને તારવાની નહીં પણ ડુબાવવાની દેખાય છે.

મીરાં—રાણા ! પોતાની નિરાશાને ઈશ્વરનો દોષ ન સમજો. પણ તમને સમજાવવું કદાચ વૃથા છે. મને રજા ?

કુંભો—દેવિ, આઠ ઘડીથી કાળી સાડીમાંથી ખીલી નીકળતી તારી દૈવી મુદ્રા જોઉં છું, તારી ઈશ્વરી વાણી સાંભળું છું, અને વહેલી ખબર પડી હોત તો ભૂતભવિષ્ય કેટલાં ફરી શકત તેની મિથ્યા કલ્પનાઓ કરું છું. બેશક રહીશ એટલો ઉપકાર માનીશ !

મીરાં—રાણાજી ! ભૂત હવે વર્તમાન થઈ શકે તેમ નથી. અને **यद्भावी न तद्भावी भावीचेन्न तदन्यथा ।** તો શોક ન કરતા. મને જે થયું છે તેથી પરમ સુખ છે, અને તમે સુદ્ધાં હજી કર્ત્તવ્ય સમજશો તો સુખી થઇ શકશો. માત્ર આત્માને જરા કોમલ કરજો. + + + + +

પણ સાંઢણી હવે બોલાવે છે; અને હું જાઉં છું, ઈશ્વર તમને ક્ષમા કરો !

કુંભો—અને મીરાં ?

મીરાં—મીરાં ભિન્ન નથી.



# ( ૧૦ )
# હળદીઘાટ

[ પ્રદેશઃ—અરવલ્લીના પર્વતોમાંનું એક મેદાન ]

પ્રતાપઃ—ચેતક ! મ્હારા પ્રાણ ! તું ધરતી માતાને ખોળે ઢળ્યો ? વીરોની હાકલ હલકી રહી હોય, યવન યોદ્ધાઓનાં દળ ઉભરાતા હોય, તરવારોની ઘટાઓ ગૂંથાતી હોય. ત્ય્હારે બાપુ ! મ્હારા ચેતક ! હવે તું વિના મ્હને કોણ ઘૂમવશે ? મેવાડના સંગ્રામના સિંહાસન ! મૃત્યુની મેખથી ત્હેં હળદીઘાટને મ્હારે હઇડે જડ્યું. રણબહાદુર વીર ! મ્હારા હળદીઘાટના સંગાથી ! સંગ્રામ જામે ત્ય્હારે ત્હારી શી રમણા ! અપશુકના આવતા ઘાની ત્હને દૂરથી ગન્ધ આવતી; મૃત્યુગુંજતા બાણને તું કૂદી પગ નીચે ગળી જતો; તરવારની ચળક પ્હેલ્લી ત્હારી આંખમાં ચમકતી. તું આગળ ધસતો, ને કારમો ઘા જાળવી લેતો; તીરછો શત્રુશખ ઉપર પડતો, ત્હારા મુગટબાણથી કે મ્હારી સમશેરથી તે હીનભાગીને જીવનમુક્ત કરતો. ચેતક ! ક્ય્હાં મળશે ત્હારી હવે એ રમણા ! પ્રતાપ રાણાને ત્હારા વિના હવે કોણ રણમાં ખેલવશે ?—અરે ! પણ હળદીઘાટ પછી હવે પ્રતાપને સંગ્રામખેલે ક્ય્હાં રહ્યા ?

( સગરસિંહ પ્રવેશે છેઃ પાછળ ત્હેમનું વીરમંડળ આવે છે. )

સગરસિંહ—મહારાણા ! અપશુકન મા વરતો. સંગ્રામથી જ જગત રાજપુત્રોનાં જીવનવર્ષ ગણે છે.

પ્રતાપ—કોણ ? સગરસિંહ ! મેવાડના કુલશત્રુ ! રાજમાતાઓના પુત્રકલંક !

સગરસિંહઃ—રાણાજી ! એમ મા બોલો ! કુલપિતા સૂર્યદેવનાં કિરણો વેરાય, પણ સળગતાં જ રહે. આપણા વંશને માથે જ એ શાપ છે.

પ્રતાપઃ—ભલે ! ત્હમારો ક્ષત્રિયપ્રતાપ દાખવવો હોય તો ક્ષત્રિયવીર કદી ના નહીં કહે. રાજપુત્રના લોહીમાં હાથ રંગી યવનરાજને ત્હમારે થાપા દેવાના હોય તો રાજપુત્ર સંગ્રામ માટે જ સરજેલો છે. મૃત્યુની તો ક્ષત્રિયો માળા પહેરી ફરે છે. પેલું ત્હમારૂં વીરમંડલ ત્હમારી સાહાય્યમાં લાવ્યા હશો; પેલા ખાલી અશ્વ તો પ્રતાપના શબને કાજે હશે.

સગરસિંહઃ—ખમ્મા મ્હારા મેવાડના મુગટને. રાણાજી ! હળદીઘાટને નિરખી મ્હારૂં લોહી ઉછળ્યું છે. પ્રતાપ બાપુને ઘવાતો પેખી, ત્હેના વજ્રદેહમાંથી ધારાઓ ઉડતી નિહાળી, મ્હારા કુલના રુધિરસ્ત્રાવમાં પગ બોળાતાં, જીવમાં ચેતન જાગ્યું છે. મહારાણા ! આ વીરો સહુ મેવાડના છે, મ્હારા અંગરક્ષક યોદ્ધાઓ છે. સહુ આ ત્હમને સમર્પું છું, મ્હારી તરવાર પણ ત્હમારે ચરણે છે.

એક વૃદ્ધ વીરઃ—પ્રતાપ બાપુ ! હળદીઘાટમાં ક્ષત્રિયોનાં માથાં ઉડતાં જોઈ અમારી આંખો ઘેરાણી; મેવાડ મરાતું પેખી અમારાં રોમ રોમ ધ્રૂજી ઉઠ્યાં. શિશોદિયાની હાકલથી આકાશનાં પડ ગાજતાં અમે ઝંખવાણા, રાણાની તરવારનાં ખેલન નિરખી અમારાં મ્યાને ડોલવા લાગ્યાં. પ્રતાપ બાપુ ! અમે પાછા ક્ષત્રિયો થયા છીએ. હળદીઘાટના ઉડતા લોહીના ભડકામાં અમે અમારાં પાપ બાળ્યાં છે. ચેતકને ભરનીંગળ ઘૂમતો જોઈ સગર બાપુની યે આંખો ભીંજાણી હતી. રણસંગ્રામમાં ક્ષત્રિયની આંખ તે કો દી ભીંજાણી ભાળી છે ? સગર બાપુએ આંસુથી પાપ ધોયાં. બાળ-

પણુાનાં રીસામણાં હવે ન શોભે. મહારાણા ! પેલા ખાલી ઘોડે તો યવનનાં શબ બાંધેલાં છે.

પ્રતાપઃ--અહાહા ! આ શું સહુ ? અન્ધકારમાં ઉજાસ ક્‌હાંથી પડયો ? મ્હારૂં ડૂબતું રાજકુલ આ કોણુ તારે છે ?—સગરંસિંહ ! તું ક્ષત્રિય ધર્મ ભૂલી ગયો હતોઃ ત્હારી રગોમાં તો બાપ્પા રાવળનું જ કુલરુધિર ધડકે છે. વીર ! ઉઠ; પાછો ક્ષત્રિય થા; શિશોદિયાને શોભવ જગતમાં.

(સગરસિંહને તરવાર બન્ધાવે છે. )

સગરસિંહઃ—બાપુ ! સૂર્યનાં તેજને ક્‌હાં સોહવવાં ? સૂર્યવંશીઓનાં તેજને પણ આપની ક્‌હાં ઓછપ છે ? કાગર અને સીક્રીનાં યશોગાન ભરતખંડ ભરી ગાજે છે; ચિતોડનાં ભવ્ય કીર્તિગીત, હળદીઘાટના મહાપ્રતાપી શસ્ત્રરાસઃ પછી મેવાડનો મહિમા ક્‌હાં ઓછો છે કે અજવાળવો ?

પ્રતાપઃ--સગરભા! ધરતીને ખોળે શિશોદિયો છે ત્‍હાં સુધી તો મેવાડ મહિમાવાન જ છે. પણ—ચિતોડ! હા! ચિતોડ! મ્હારી આંખોના આકાશ! મ્હારા જીવનની આશા! ઘેલોટીઓના કુલતીર્થ! રાજપુત્રોની યાત્રાભૂમિ! સૂરજવંશીઓના રુધિરસ્રાવથી પવિત્રતા પામેલા ત્હારા મહેલોમાં પ્રતાપે હજી પગ દીધો નથીઃ ત્હારા વીરમુખનાં દર્શન પ્રતાપે હજી નથી કીધાં. ઉગે, તપે કે આથમે, પણ ચિતોડ વિના અન્ધકાર જ. મ્હારા ચિતોડ ! તું ગયે મેવાડનું છત્ર કલંકિત જ છે. શિશોદિયાની તરથી તરવારો ઉછળે છે, રુધિર પીએ છે, રાજપુત્રોનાં મોંઘાં બલિદાન આપે છે, મેવાડની વીર ભૂમિને લોહીથી ધરપે છે. પણ ચિતોડ ! તું સોહામણું કાં ન થા ? ત્હારાં સન્તાનોને પૂર્વતેજમાં પુનર્દર્શન કાં ન દે ? જીવન સમર્પી જ ત્હારાં

યશોગાન અમારે ગાવાનાં છે: તો આ કારમા હળદીઘાટ પછી પણ ત્હારાં પૂર્વદર્શન કાં ન દે ?—પણ પ્રતાપની તરવારે એ યશ નહીં હોય, ડાઘ સોતાં જ ત્હેને દેવલોકમાં સંચરવાનું હશે. આશા સહુ કરમાવાની હશે, ટેક સહુ તૂટવાના હશે.—સગરભા ! હવે અમે ભીલ્લરાજને મળીશું, મેવાડના પર્વતોના મહેમાન થશું.

સગરસિંહઃ—રાણાજીને એમ ન શોભે. મેવાડનો મહારાણો સૂર્યવંશીઓની યશમૂર્તિ, રાજપુત્રોનો આશાદેવ, એકલવાયો પર્વતોમાં શે રખડશે ? હમે સહુ રાણાની હારે આવીશું, હળદીઘાટના બીજા વીરમંડળને ન્હોતરશું, ફરી પાછા સંગ્રામના ડેરા ખોડીશું.

પ્રતાપઃ—સગરભા ! એ બોલ ખોટા છે. હમણાં તો આશા એ ભ્રમણા જ છે. હળદીઘાટ તો શિશોદિયાની સ્મશાનભૂમિ થયું. હા ! ઘૂમતો, ગાજતો, મેવસ્થંભ શો ઝાલો રાણો ત્યહાં હોમાણો. તે સામન્તવીરે યવનનો નરમેધ યજ્ઞ આરંભ્યો ને પૂર્ણાહુતિ પોતાના બલિદાનથી કીધી.—વીરા ! જતાં જતાં પણ ત્હેં ઝાલાઓનું બિરદ ગાઇ લીધું. હા ! મ્હારા ઝાલા રાણા ! હા ! મ્હારા રામસિંહભા ! તુંવારોનું તેજ ઝળકાવી ત્હમે પણ ગયા. મેવાડની ભૂમિને ત્હમે વ્હીલી મૂકી. હળદીઘાટના રણસંગ્રામમાં તે વીર માતા ભૂલી પડી. સગરભા ! કોનાં નામ લઇ લઇને સંભારવાં ?–ને રડવાં ?–પણ વીર ! હું રડતો નથી હો ! ગોધ્ધાઓ ! ત્હમારી ક્ષત્રિય રેખાઓ સંકોચશો મા. આ તો હૃદયજલથી પિતૃતર્પણ કરૂં છું, દેવલોકના રણધીરોને અર્ધ્યાંજલિ આપું છું. હળદીઘાટને સંભારી આંસુ ઢાળ્યે યે ક્ય્હાં પાર આવશે ?

સગરસિંહઃ—બાપુ ! હળદીઘાટમાં તો શિશોદિયાના ભાણનું સ્હવાર પડ્યું, એમાં તો લોહીની રેલો જ રમે. તેથી કાંઇ સૂર્ય-

વંશીઓનાં શૌર્યરમણ આથમતાં નથી, ઓર ખીલે છે.

પ્રતાપઃ—વીરા ! ઝાંઝવાથી તૃષા ન છીપે. હળદીઘાટમાં તો શિશોદિયાની સ્હાંઝ પડી; રક્તના રાતા પટ પાથરી સૂરજવંશ આથમો ગયો. કંઇક શતકો સૂધી પોતાનું અંગરુધિર વીર ભૂમિમાં વરસી છેવટે રવિકુલ વિરામ્યું. તેજનો પરિવાર અનન્ત છે, સૂરજ-વંશ આથમ્યે યે બીજાને તેજ ધીરશે. વીરા ! હળદીઘાટમાં શિશોદિયાની સન્ધ્યા પડી. તે વિના અત્હારે આપણા આત્માઓમાં અન્ધકાર ન હોત.

સગરસિંહઃ—પ્રતાપ બાપુ ! વીરોના વીરમણિ ! અમારા કુલદેવ ! આવી અનિષ્ટ ભવિષ્યવાણ ત્હમારે વીરમુખે, ત્હમારી દેવ-જીભે મા ભાખો. અનિષ્ટની શંકા છે, સંભવ નથી. યવનો કહે છે ત્હેવું કાં ન થાય ? શ્મશાનની ભસ્મમાંથી જ હુદહુદની પાંખો કાં ન ઝળકી ઉઠે ? શિશોદિયાનો ભાણ છતે તે આથમ્યો કેમ કહેવાય ? પ્રતાપવન્તા પ્રતાપ બાપુ બેઠે રાજપુત્રોની સન્ધ્યા તે શે પડે ? કુલદેવ ! હમારા—ને ત્હમારા—આત્મામાં તો અન્ધકાર નથી. હળદીઘાટથી જ અમારૂં કુલતેજ ઝળહળી ઉઠયું છે, વિશ્વની આંખ ક્ષત્રિયતેજથી અંજાઇ છે. સૂરજવંશનો રણધ્વજ પાછો ફરકાવવો એ મ્હારે માથે લઉં છું—સામન્તો ! મ્હારા રણવીરો ! જાગો, અને મેવાડનો મહિમા જાગૃત કરો. હળદીઘાટ જેવા હજાર રણસંગ્રામમાં કલંક આપણે ધોવાનાં છે. એક એક બિન્દુ રવિકુલનું રેડીશું ત્હેમાંથી કંઇ કંઇ વીરમંડળ પ્રગ્ટી ઉઠશે.—મહારાણા ! હળદીઘાટથી મેવાડ-ની ભૂમિ સોહાગણ થઇ; હળદીઘાટનું શોણિતક્ષેત્ર એ વીર માતાનો કુંકુમચન્દ્રક છે; મેવાડની પુત્રીઓ સૌભાગ્ય શોભા ત્હાં શોધશે. હળદીઘાટથી સૂર્યવંશનો ઉદ્ધાર થયો, ક્ષત્રિય કુલ ધન્યતા પામ્યું.

પ્રતાપઃ—વીરા ! ગાજ્યો, વીરપુત્ર ગાજ્યો. સગરભા ! સંગ્રામની હાકલ તો મ્હારા પ્રાણની પ્રાણ છે; હળદીઘાટની ગર્જના હજી મ્હારા આત્મામાં ઘોરે છે. ગોદ્ધાઓ ! એ પ્રલયગર્જન હતું. સંહાર, પ્રલય, મહાપ્રલય; ક્ષત્રિયોનાં શસ્ત્રોમાં એ વસે છે. ક્ષત્રિયોનાં જીવન યુદ્ધજીવન છે. યવન રાજપુત્ર સલીમને, મેવાડના લાડીલા મહેમાન માનને કોઈ જઈ કહો, કહો કે રાણો પ્રતાપ હમણાં કલા સંકેલી પર્વતોમાં બેઠો છે તે વાદળદળની વાટ જોતો જ. ઘમઘોર મેઘઘટા ઘેરાશે, ત્હારે ત્હેની યુદ્ધકેકા પુકારાશે.—વીરપુત્રો ! રવિકુલના સામન્તો ! મ્હારા સંગ્રામ બાન્ધવો ! અરવલ્લીની ગુફાઓમાં હમણાં આપણે વિશ્રામ લેવો જોઇશે, ભીલ્લરાજના મહેમાન થવું પડશે. હળદીઘાટે પ્રતાપને અતિથિ કીધો. પણ રણધીરો ! મહાસંગ્રામનાં અઘોર ગીત મ્હને સંભળાય છે. ક્ષત્રિયોનો મહાયજ્ઞ હજી આવવાનો છે. રાજસ્થાનને હજી જગાડવાનું છે, ભારતની પુણ્યભૂમિને ધન્ય કરવાનું હજી અધૂરૂં છે. મેવાડ મરવાને મંડાણું નથી. સગરભા ! સંગ્રામવીરો ! હમણાં તો ચાલો; રાજસ્થાનના છત્રદંડ સમોવડ અરવલ્લીની ગુફાઓમાં જઈએ. હળદીઘાટના ઝંકાર ત્યહાં નિરન્તર ઝણઝણતા રહેશે.

યોદ્ધાઓઃ—જય એકલંગ ! જય એકલંગ !

( સહુ પર્વતોમાં જાય છે. )



# ( ૧૧ )

# મીરાંબાઈ



**મીરાંબાઈ:**—આયુષ્યમાન્ થાવ, રાણાજી ! ભલે પધાર્યા. આજ–

**કુંભો રાણો:**—આજ ત્હમારી રાસક્રીડામાં કદાચ વિઘ્ન પડશે. પણ રાણીજીનાં ન્હોતરાં અનાદરી ન શકાણાં.

**મીરાં:**—શિશોદિયાની સુજનતા તો જગમશહૂર છે. રાસક્રીડાને માટે નિશ્ચિન્ત રહેજો. નિરન્તરની પ્રેમપૂજા એ જ અમારો રાસ. રાણાજી ! દેહ ત્હમારી દૃષ્ટિમાં છે, પણ આત્મા ગોલોકની વેળુમાં રમે છે. રાણાજીને શ્રમ તો દેવો પડ્યો, પણ નિરુપાયે. આ જ અમારો છેલ્લો ઉત્સવ–

**કુંભો:**—રાણીજીનો મોહ શું ઉતરી ગયો ? કૃષ્ણલીલાનો આનન્દ શું ખૂટી ગયો ? કાલથી ત્ય્હારે હવે હમને આનન્દ–?

**મીરાં:**—ઓ અધીરા રાણા ! ધીરા થાવ. મણમણના મોતીના ચોક મા પૂરો. કૃષ્ણપ્રભુની આંખમાં સ્ત્રીપુરુષનો ભેદ જ નથી. પરમ પુરુષ તે એક જ પુરુષ છે. ઐહિક જગતે સ્ત્રીપુરુષના ભેદ તો નામરૂપના રૂપાન્તર છે.

**કુંભો:**—મહારાણી ! ત્હમારા ગોલોકમાં ગમે તેમ હો. જગતમાં તો પુરુષ તે પુરુષ ને સુન્દરી તે સુન્દરી જ છે. સુન્દરીથી પુરુષ ને પુરુષથી સુન્દરી નહીં જ થવાય. નારીને તરવારનું પાનું ફરકાવવું—

**મીરાં:**—રાણાજી ! ક્ષત્રિય માતાઓનાં બિરદ અવળાં મા ગાવ. સંગ્રામને શોભાવતી શિશોદિયા કુલની જ કુલદેવીઓ અગણિત

છે. આ હાથમાં યે સમશેર હોય તો શું કરતાલનાં છબછબિયાં શી આંગળીઓમાં ન રમે? પણ રાજેશ્વર! વિકટતર ભવસંગ્રામમાં કાંઇ સમશેરને પાને વિજય નથી. ત્યાં તો ગોપી થતાં આવડે તે કૃષ્ણ પ્રભુને વ્હાલું.

કુંભોઃ—ના, ના, રાણીજી! સંગ્રામમાં જ જીવન જીતાય છે. ગુજરાતની ઝાડીઓમાં કે માળવાના વિશાળ મેદાનોમાં, અફઘાનિસ્તાનના પર્વતોમાં કે ઈરાનના તૃપ્ત સૌન્દર્યમાં બાપ્પા રાવળનો સૂર્યવંશી રણધ્વજ પાછો રોપવો અને જયવાદ્ય વગડાવવાં એ જ જીવનની સુખસીમા છે. અમારા પ્રભુએ તો અમને સરજ્યા છે જ સંગ્રામ ખેલવા. ક્ષત્રિયોને યુદ્ધ એ જ કર્તવ્યધર્મ. ધર્માધર્મનો પરમ ન્યાય અમારી ખડગેશ્વરીઓ જ આપે છે. તરવારની ઝલકમાં પ્રભુનો વાસ છે. કરતલિકા લઈ ગાવાનું તો સુન્દરીઓને સોંપ્યું. પણ રાણીજી! સુન્દરીઓ મહા મધુરે કલરવે ગાય છે હો!

મીરાંઃ—સૂર્યકુલદેવ! નિરન્તરના આવા નાસ્તિક જ રહેશો? કૃષ્ણ પ્રભુની લીલા તમને શે નથી ગમતી? ગોવર્ધનની છાયામાં ઝૂલતું ગોવૃન્દ અને મધ્યે ખેલતો મહિમાવાન બાળકૃષ્ણ શે મીઠાં નથી લાગતાં? મ્હારા માથાના મુગટ! ત્હમારૂં જીવન કૃષ્ણલીલાથી સોહામણું નહીં જ થાય? કૃષ્ણ પ્રભુ પ્રેમાળ છે, કરુણાળુ છે; રીસાશે, મનાશે. ત્હેમને વિનવો: તે માનશે.

કુંભોઃ—રાણીજી! શું ભાખો છો તે સ્હમજો છો? 'સૂર્ય કુલદેવ' ને યાચના શીખવો છો, મેવાડના સ્વામીને નમવા કહો છો. યદુવંશના વારસને સૂર્યકુલપુત્રે નમાવ્યો છે. પ્રભુનાં કર્તવ્યગીત સંગ્રામમાં જ ગવાય છે. પ્રેમ તે સંગ્રામની હાકલ છે, શૌર્યની પ્રેરણા છે. પણ રાણીજી! તે કૃષ્ણપ્રેમ નહીં.

મીરાં:—મહારાણા ! સહુ કર્તવ્યનો સમાસ અન્તે કૃષ્ણ-પ્રેમમાં છે. દંપતીપ્રેમ, રાજ્યવ્યવસ્થા, વિજયવાંછના: સહુ કર્તવ્યને સીમા છે. પણ એક લીલામૃતના દેવપાનને સીમા નથી. બ્રહ્માંડના તેજગોલ પ્રભુનો રાસ જ રમે છે. ક્ષત્રિયકુલના કીર્તિમણિએ કર્તવ્યને કૃષ્ણપ્રેમમાં વાળવું ઘટે હવે તો.

કુંભો:—મીરાં રાણી! કર્તવ્ય તે જ પ્રેમ છે. યુદ્ધ વિના બીજો પ્રેમ ક્ષત્રિયો જાણતા નથી. યુદ્ધને ન ઉત્તેજે એવી સુન્દરીમાં અમારે પત્નીપ્રેમ નથી; સંગ્રામભીરુ પુત્રમાં અમારે પુત્રપ્રેમ નથી. રાજ-પુત્રો તો સંગ્રામમાં જ મુક્તિ શોધશે.

મીરાં:—રાજેશ્વર! આ અતૃપ્તિ ક્યારે મટશે? સંગ્રામ, સંગ્રામ, માનવીના સંહાર, સુન્દરતાના ઉચ્છેદન, પ્રભુતાના પ્રલય: રાણાજી! એ વ્યાઘ્રતૃષ્ણા ક્યારે છીપશે? હિમાદ્રિના દેવમન્દિરોની છાયામાં સૂતેલો વાઘ હિંસાનું અધ્યયન કરે છે; કૈલાસની ઘટા-ઓમાં વસતો શાર્દુલ લોહીનો તરસ્યો છે. પ્રભુમાં ત્હેમની દૃષ્ટિ નથી પરોવાતી. રાજેન્દ્ર! કૃષ્ણજીવનનું લીલારહસ્ય શેમાં છે? હિંસા-માંથી અહિંસાને પગથિયે ચ્હડવામાં જ: ભૂમિભાર ઉતારી શાન્તિ સ્થાપવામાં જ: અધર્મનો અન્ધકાર ધોઇ ધર્મતેજ વિસ્તારવામાં જ. રાણાજી! યુદ્ધ પણ પ્રભુને જ સમર્પો.

કુંભો:—યુદ્ધ ગમે ત્હેને જાવ: યુદ્ધફલ તો ત્હમારા ચરણે ધરવા ઇચ્છતો. મ્હને તો સંગ્રામથી જ સન્તોષ છે, સંગ્રામ ફલ મ્હારે નથી જોઇતું. રણવાદ્યાનુસાર રણખેલન એ જ અમારો રાસ. અમારૂં પ્રેમપૂજન પણ રણસંગ્રામ. જયલક્ષ્મી રાણીજીને આરોપવી એ જ અમારૂં તો ધન્ય જીવન.

મીરાં:—રાણાજી! આ દેહમાં એટલો મોહ શો? સુવર્ણથી

યે સુન્દર દેહ તો ક્ષણભંગુર છે. ચન્દ્રથી યે મધુરૂં આંખડલીનું તેજ વિરમવાનું છે. એ સૌન્દર્યશબને અર્પેલી ત્હમારી જયશોભા કરમાઇ જશે. સંગ્રામરાસ કોઇક દિવસે પણ શમશે. કૃષ્ણ પ્રભુનો રાસ અનાદિ ને અનન્ત છે, એ રસક્રીડા અખંડ છે, એ દેવખેલનને કાલસીમા નથી. ઇરાનના દ્રાક્ષમંડપો મેવાડમાં ઉગવો, પૂર્વજો-નાં પરાક્રમને વળી પાછાં ઝળકાવો, માતૃભૂમિને લીલી કુંજાગાર કરોઃ પ્રભુ ત્હેમાં ત્હમને સહાય થાવ ! પણ રાજેન્દ્ર ! વસન્ત વીત્યે ફૂલ ખરી પડશે, શોભા સુકાઈ જશે. એક ગોલોકનાં જ ઉદ્યાનો નિરન્તરનાં લીલાં છે. મેવાડના મહિમાવન્તા સામન્તો, શિશોદિયાનું શોભાવન્તું પ્રજામંડળ, ભારતવર્ષનો રાજમંડળ ચૂડામણિ મ્હારો કુંભો રાણો તો ત્યાં જ શોભે. બીજા સહુ મંડળો કરમાશે છેઃ કૃષ્ણ પ્રભુનું વૈકુંઠ જ અમરવેલીએ છાયેલું છે. રાણાજીને શોભે એવો પ્રદેશ એ એક જ છે. મહીમાં મહારાણો ને દેવોમાં શ્રી કૃષ્ણચન્દ્ર.

કુંભોઃ—રાણીજી! હું એ કાંઇ નથી સ્હમજતો. ગોલોકનાં ઉદ્યાન ભલે લીલાં હોય, વૈકુંઠ ભલે અમરવેલીએ આચ્છાદ્યું હોયઃ મ્હારે ત્હાં નથી જવું. મ્હારે નિરન્તર ક્ષત્રિય થવું છે, મ્હારે નિરન્તર ક્ષત્રિય રહેવું છે. એકલીંગીજી! સ્વર્ગમાં યે મ્હને મ્હારા મેવાડના મંડપો આપજો, મહાસંગ્રામનાં મેદાનોમાં મૂકજો, ધીરવીર શત્રુઓ સોંપજોઃ પછી શિશોદિયાના કુલપુત્રને કાંઇ નથી અધૂરૂં. રાણીજી ! જયમાલા ત્હમારે ન જોઇએ, તો મ્હારે યે નથી જોઇતી. કહે છે કે દેવ ને દાનવોનું અખંડ યુદ્ધ ચાલ્યાં જ કરે છે. ધન્ય છે એ વીર કુલોને ! સ્વર્ગના એ ક્ષત્રિયો છે. નિરન્તરનો ક્ષત્રિયધર્મ સચવાય તો દેવ દાનવ કે માનવ-વિશ્વ ગમે તે હો.

મીરાંઃ—ત્હારે હું ત્હમારૂં જ્ઞાન નથી સ્હમજતી. ભલે બ્રહ્માંડમાં સર્વત્ર યુદ્ધ હોઃ બ્રહ્માંડરચનામાં બ્રહ્માંડપતિનો હેતુ કાંઇ યુદ્ધ

નથી. શાન્તિઓમાં સર્વશ્રેષ્ઠ હૃદયશાન્તિ છે, પ્રેમમાં સર્વશ્રેષ્ઠ પ્રભુ-પ્રેમ છે. કર્તવ્ય સહુ પ્રેમમાં પૂરાય, પ્રેમ સહુ કૃષ્ણપ્રેમમાં સમાય. રાણાજી ગોલોકને નિન્દશે, પણ ગોલોક વિના અન્તે આરો નથી.

કુંભોઃ—મહારાણીજી! મ્હારો તો અન્ત સંગ્રામ જ છે. જન્મ્યો, જીવ્યો ને જઇશ પણ સંગ્રામમાં જ. રાજપુત્રોને બીજી શી વાંછા હોય! મહારાણાની અનન્તની આરામગાહ તો રણ-સંગ્રામ જ.

મીરાંઃ—રાજેશ્વર! આ ભાવ ક્યાં સુધી રહેશે? યુવાનો ઉત્સાહ નમશે, વૃદ્ધાવસ્થાની છાયાઓ ઉતરશે, ત્હારે યે શું આ સંગ્રામભાવ પ્રફુલ્લશે?

કુંભોઃ—કાં, રાણીજી! એમ કાં બોલો? ત્હમે જ શીખવ્યું છે ને કે કર્તવ્ય તે પરમ ધર્મ છેઃ આત્માને જન્મ, જરા કે મૃત્યુ નથી? કૌમારે હું માજી હારે શેતરંજ રમતો; તારુણ્યમાં ત્હમારી સાથે રમ્યો, ને-ને હાર્યો; યુવામાં ભારતપટ ઉપર રમું છું. વૃદ્ધાવસ્થામાં શ્વેત સમુદ્રને કિનારે બાપ્પા રાવળની ભસ્મ ઉપર દેવડી ચણાવવા અભિલાષ છે. રાણીજી! પૃથ્વીની સુન્દરતા વીણી મેવાડને મોંઘું શણગારવું છે.

મીરાંઃ—કૃષ્ણપ્રેમમાં તે સર્વ છે. તેજના મહાગોલ ત્હાં અણુ માત્ર છે, પણ ત્હેમનું પરમાણુ યે ત્હાં અછતું નથી. સરલ સુખદ માર્ગ મૂકી અવળો ને અઘોર કાં લ્યો? પ્રભુની અટારીમાં તો આવો, ને જૂવોઃ બ્રહ્મલીલા સમો સંસાર સોહે છે, આનન્દ આપે છે.

કુંભોઃ—મ્હારે બ્રહ્માંડોને શું કરવાં છે? રાણીજી! મ્હારો ચિતોડ સહસ્ત્ર બ્રહ્માંડોથી ગૂંથેલો છે. દેવદેવીઓથી ભરેલું તે મ્હારૂં

ગોલોક છે. મ્હારા શૂરમણિ સામન્તો, મ્હારૂં બુદ્ધિસાગર પ્રધાનમંડળ, મ્હારાં મહારાણીજી—

**મીરાંઃ**—રાજેન્દ્ર! આ નાસ્તિકતા ક્ય્હાં સુધી જીવશે? પ્રભુને પદભ્રષ્ટ કરી દેવસિંહાસન માનવજન્તુને કાં સોંપો? મૃત્યુ પછીની સ્થિતિનો કાંઈ વિચાર કીધો? કૃષ્ણપ્રભુનો ક્રીડારસ આમ ક્ય્હાંથી મળશે?

**કુંભોઃ**—એ યદુરાજનું વૈકુંઠ મ્હારે નથી જોઈતું. મ્હારી તો મુક્તિ મ્હારા ક્ષત્રિયોના વૈકુંઠમાં છે. રાજસ્થાનનો મુગટ મ્હારો ચિતોડ, મ્હારા ઉદાર શત્રુઓ, મ્હારા ઉદારતર સુભટો, મ્હારાં પ્રાણેશ્વરી મીરાં—

**મીરાંઃ**—એમ નથી, રાણાજી! એમ નથી. વૈકુંઠમાં ખડ્ગખેલન નથી. ત્ય્હાં શત્રુ શા? ને પ્રિય શું? કૃષ્ણપ્રભુની વેણુ વાગે તેમ આનન્દમત્ત રાસ ખેલવો એ જ ત્ય્હાં કર્તવ્યધર્મ છે. શ્રી વૃન્દાવનના રાસધારી આજ અમારા મહેમાન છે. રાસલીલાના દર્શનાર્થે રાણાજીને શ્રમ દીધો છે. આજ અમારો મેવાડમાં છેલ્લો રાસ છે.

**કુંભોઃ**—રાણીજી પછી ક્ય્હાં પધારશે? મેવાડ શું મનથી ઉતરી ગયું?

**મીરાંઃ**—ના, ના, રાજેન્દ્ર! મેવાડ તો મ્હારો મુગટ છે; પણ કૃષ્ણપ્રભુની દ્વારામતી મ્હારી આંખની કીકી છે.

**કુંભોઃ**—રાણીજી રાજસ્થાનને ય તજશે?

**મીરાંઃ**—પિતાના પ્રેમમન્દિરે ભરેલું, મહારાણાના વીરભુવનોથી શોભીતું રાજસ્થાન કીર્તિવન્ત રહો! પણ રાજેન્દ્ર! ગોકુલ, વૃન્દાવન, દ્વારામતિઃ પૃથ્વી ઉપરનાં સ્વર્ગ છે. તે ય એક દિવસ તો તજવાં પડશે. રાણાજી યે એ સ્વર્ગમાં પધારે તો?

કુંભો:—મીરાંબાઇ! ત્હમારૂં જ્ઞાન તે મ્હને નહીં જ સ્હમજાય. ક્ષત્રિયપુત્ર તે ગોપપુત્રી નથી. નથી જોઇતું મ્હારે એ યદુવંશનું સ્વર્ગ.

મીરાં:—હું જાણું છું તે ત્હમે જ અર્ધાંગ જાઓ છો. રાણાજી! હું કૃષ્ણ પ્રભુને વીનવીશ, પ્રાર્થીશઃ આપણાં પાપ હશે તો મ્હારાં પુણ્યથી ધોઇશ. કૃષ્ણ પ્રભુ પણ કૃપાળુ છેઃ મ્હારાં વીનવણાં સ્વીકારશે. રાજેન્દ્ર! વૈકુંઠ વિના માનવીનો આરો નથી. રાસલીલાનો સમય થયો છેઃ રાસમન્દિરે રાણાજી પધારશે?

કુંભો:—ત્હમારા છેલ્લા રાસમાં મ્હને આનન્દ પડશે.—પણ રાણીજી! કાલનો શું નિશ્ચય જ?

મીરાં:—ધર્મકાર્યે વિલંબ ન ઘટે, મ્હારા મહારાણા!

કુંભો:—પણ શત્રુને ઘેર મહેમાન થવાનું છે, રાણીજી!

મીરાં:—કૃષ્ણભક્તને શત્રુ કેવા? આખું વિશ્વ મ્હેને મન તો ગોપીકુલ છે, સખીઓ છે.

કુંભો:—ભક્તને મન ભલે સખીભાવ હોય, પણ વિશ્વને મન સખીભાવ નથી હો!

મીરાં:—ત્હો પણ કૃષ્ણછાયામાં સહુ નિર્ભય છે.

કુંભો:—ત્હારે જશો જ? ભયમાં પણ નિર્ભયતા જૂવો છો? મેવાડની વીરવ્હાલપ, માતાપિતાના સ્નેહ, ઉરની એ શૃંખલીઓ યે નહીં બાંધે?

મીરાં:—મ્હારો પ્રભુ બોલાવે છે, રાજેશ્વર!

કુંભો:—મીરાંબાઇ! ગોકુલમાં કૃષ્ણે કેટકેટલાં દંપતીના સુખસંસાર ફોડયા? તેથી યે શું તૃપ્તિ ન થઇ, કે કાલોર્મિમાં તરતું એનું

સુદર્શન હજી યે પવિત્ર દામ્પત્યનું ઉચ્છેદન જ કર્યે જાય છે?—રાણીજી! સત્યને જીરવશો?

મીરાંઃ—અરેરે! લીલારહસ્ય ત્હમે નહીં જ સ્હમજો, મહારાણા! હરિવરની તેજછાંયડીમાં સહુ ગોપીઓ જ છે. પુરુષોમાં ગોપીભાવ ક્ય્હારે જાગશે? મ્હારા પ્રભુ!

કુંભોઃ—રાણીજી! પુરુષાત્મનમાં સુન્દરીભાવ કેમ સંચરશે? સંસારના લગ્નમંડપો સુન્દરી અને પુરુષથી શોભે છે. પવિત્રતા અને પ્રેમનું, સંસારની સુન્દરતા અને પ્રભુતાનું વિનાશચક્ર તે ત્હમારો કૃષ્ણ.—રાણીજી! શબ્દો દઝાડશે, પણ સહુ ઝાળના ભડકા ભડભડે છે. એ યદુવંશી આહીરે શિશોદિયાનો સંસાર ફોડયો.—વચનોની કડવાશ ઉતારીને પીજો, રાણીજી!

મીરાંઃ—રાજેન્દ્ર! પુરુષ સ્ત્રીની પાસે ક્ષમા માગે, તો પુરુષ પુરુષની પાસે ક્ષમા કાં ન માગી શકે?

કુંભોઃ—રાણીજી! એ તો પુરુષ પ્રેમની પાસે નમણું દે છે. દયા તો દુશ્મનની યે ખવાય.

મીરાંઃ—પ્રેમભાવ સ્હમજો છો, તો કૃષ્ણપ્રેમ શે સ્હમજતા નથી?

કુંભોઃ—કારણ એટલું જ, રાણીજી! કે શિશોદિયાના રાજપુત્રને સ્ત્રી થતાં આવડતું નથી.

મીરાંઃ—એ તો કાંઇ હું સ્હમજતી નથી. રાણાજી કહે છે તે સત્ય જ હશે. હું તો કૃષ્ણભાવમાં જ રસું છું.

કુંભોઃ—પ્રેમબન્ધનો તોડીને જવું હોય તો સ્વતન્ત્ર છો તેમ કરવા.

મીરાંઃ—પ્રેમબન્ધનો તોડીને જવાનું હોત તો હું ન જાત, મ્હારા મહારાણા ! મ્હારા હૈયાના હાર ! ત્હમે અખંડ મ્હારે હૈયે જડયા છો. મ્હારા માથાના મુગટ ! અખંડ મ્હારે મસ્તકે વિરાજો છો. જગતમાં વિચરીશ, પણ માથે મેવાડી મુગટ ધારીને. ભક્તિમાં લીન પણ હું પાછું વાળી ત્હમને નિરખું છું. દ્વારામતીમાં બેઠી યે મ્હારી અન્તરની આંખ ચિતોડ ઉપર ઠરશે. અફઘાનિસ્તાનના પર્વતોમાં પધારશો, કે ઈરાનના ફૂલબાગોમાં સંચરશો, તો ત્હાં યે નયન પાછળ પાછળ ભમશે. મ્હારે બીજું શું ઇચ્છવું છે ? પ્રભુના પ્રદેશમાં ત્હમારો વિજય, અને અન્તે કૃષ્ણપ્રેમમાં ત્હમારો ને મ્હારો વિરામ. અનુજ્ઞા આપો, મ્હારા મહારાણા ! દ્વારામતી જવાને.

કુંભોઃ—સુખેથી સંચરો, સુન્દરી ! પણ એક વેળા આંખ ભરી ત્હમારી મુખમુદ્રા નિરખી લેવા ધો. યોદ્ધાઓનું કીર્તિજીવન અમ્મર છે, જગતજીવન અનિશ્ચિત છે. યોધરાજોની આયુષ્યદોરી સમશેરની ધાર ઉપર છે. કુંભો રાણો વારંવાર ક્રૂર થયો છે. ઝેરના પ્યાલા—

મીરાંઃ—પ્રાણેશ્વર ! તે અમીના નીવડયા. સંભાર્યે તો સુખ છે ત્હેમાં.

કુંભોઃ—રાણીજી ! એ સંસારનિરાશાના પ્યાલા હતા. મ્હેં પીધા હતા તે જ પાઈવ્યા હતા. વીસરજો એ પાયેલાં જીંદગીનાં ઝેર. કુંભા રાણાને સંભારો તો—ને ત્હમે સંભારશો જ. પ્રભુપ્રેમમાં પણ પતિપ્રેમ વીસરતો નથી—તે વિષપ્યાલા પીતો જ સંભારજો. જીવનભર મ્હારે હવે ઘોળી ઘોળીને એ પીવાના રહ્યા.—અને હા. ગુર્જરપતિની સાથે સન્ધી રાખવાનું કારણે આજ મ્હને જડયું. શિશોદિયાની સમશેરથી ગુર્જરો નિર્ભય છે હવે.

મીરાં:--રાણાજી! રાસધારીઓ સહુ વેશ ધરી વાટ જૂવે છે. પરસ્પર રીસાયેલાં રાધિકાજી ને કૃષ્ણપ્રભુ વૃન્દાવનની કદમ્બકુંજે મનાય છે એ આજનો અંક છે. અન્તે રાસ રમવાનો છે.

કુંભો:--રાણીજી! આપણે જ એ વેશ ધારીએ તો? મ્હને ગોપી થતાં નહીં આવડે, પણ કૃષ્ણ થતાં આવડશે. ત્હમારા આજના રાસનું રહસ્ય તો મ્હારા અન્તરના યે અન્તરમાં વસ્યું, ને આયુષ્યના આરા સુધી ઉછળશે.

મીરાં:--મેવાડનો મહારાણો કહેશે તેમ કરીશું. છેલ્લી રાત્રીની ઇચ્છાઓ કાંઇ અવગણાશે?

[ રાસમન્દિરમાં જાય છે. ]



( ૧૨ )

## પુરૂરવ અને ઉર્વશી.

### પ્રેમરહસ્ય.

[ સ્થળઃ ગન્ધમાદન પર્વતના વનમાં પર્ણકુટીનું આંગણું. ]

ઉર્વશીઃ—જીવનાધાર ! હમણાં હમણાં ત્હમારું મુખ ગ્લાનિથી છવાયેલું કેમ દેખું છું ? હરતે ફરતે, શાન્ત સુખભોગ કરતે, વારંવાર દૂર, દૂર, કાંઇ પદાર્થ સોધતા હો એમ ત્હમારાં નયનો જણાયછે. આયુષ્માન્ આયુને રાજ્યાસને બેસાડી, હેના શિશુપુત્રને પ્રેમચુમ્બનો લઈને, આપણે આ સુન્દર આશ્રમમાં વાનપ્રસ્થ વેશ ધરી આવી વસ્યાં, જીવનસુખ અપૂર્વ ભોગવ્યું. હજી કેમ મ્લાનમુખ રહોછો ? પૂર્વે હાવા ન્હોતા. મ્હારાથી કંટાળ્યાછો ?

પુરૂરવઃ—રસસુન્દરિ ! આપણે રસભોગમાં કેટલું જીવન ગાળ્યું ? કાલની પદપંક્તિ દૂર, દૂર, પાછળ ગયેલી તરફ નિરખતાં કાંઇ કાંઇ વિચાર સ્ફુરેછે. આજ બોલું ?

ઉર્વશીઃ—કાલનાં ત્રણરૂપ જ્ઞાતાઓ કહેછેઃ ભૂત, વર્તમાન અને ભાવિ; હું તો હેમાંનું એક જ રૂપ ઓળખું છું-વર્તમાન.

પુરૂરવઃ—વર્તમાન તે જ કોક ક્ષણે ભાવિ હતો, કોક ક્ષણે ભૂત થશે;-તે તું ભુલી જાયછે. ત્હને પૂછું; આપણાં ચુમ્બનો, આપણી પ્રેમકેલિયો, એ સર્વની પેલી પાર કશું નથી ?



શ્રી નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયા

ઉર્વશીઃ—ચુમ્બનાદિ ઉપચારની પાર રહેલું અને હેના ઊંડા અન્તરમાં પણ રહેલું તત્ત્વ હું જાણુંછું, અને તેથી જ ભૂતકાળના સુખવિલાસને સ્મરણના દર્પણમાં અને ભાવિકાળના સુખભોગને મનોરથના દૂરદર્શક યન્ત્રમાં પ્રત્યક્ષવત્ જોતી જોતી ભૂત અને ભાવિને વર્તમાનમાં જ વિલીન કરુંછું.

પુરૂરવઃ—ત્હમે સ્વર્ગના અનુભવવાળાં સત્ત્વો; સ્વર્ગમાં ચુમ્બનાદિ ઉપચાર શિવાય બીજું કાંઇ છે? વિલાસ, વિલાસ, વિલાસ; એ આદિ, મધ્ય અને અન્ત જે'નું છે એ સ્વર્ગના જીવન-માં વર્તમાનકાળ શિવાય અન્યનું ભાન જ નહિ; ત્હાં ઊંડું તત્ત્વ-દર્શન? શો અસંભવ!

ઉર્વશીઃ—ત્હમે માનવભોગની કસોટી ઉપર સ્વર્ગના ભોગને કસોછો; એ ન્યાય્ય નથી.

પુરૂરવઃ—क्षीणे पुण्ये मृत्युलोके पतन्ति એ ન્યાયે જ્યહાં જીવનનો અન્ત છે એ સ્વર્ગલોકમાં સનાતન તત્ત્વ શી રીતે લભ્ય થાય?

ઉર્વશીઃ—અમરોને એ ન્યાય લાગતો નથી. ભગવાન્ નારા-યણ મુનિ જે'ના સ્રષ્ટા છે તે ઉર્વશી કાંઇક તત્ત્વબોધ આપી સકશે ખરી. માટે સાંભળો;—પણ, રાખો! હું પ્રથમ કેટલાક પ્રશ્ન ત્હમને પૂછું?

પુરૂરવઃ—ખુશીથી પૂછ્ય. હું યથામતિ ઉત્તર આપીશ.

ઉર્વશીઃ—સુખભોગ તે ભોગ માટે સુખદ બનેછે કે કોઇ બીજા કારણથી?

પુરૂરવઃ—સુખ તે જ ભોગવિષય, પછી બીજા શા કારણથી સુખદ બને?

ઉર્વશીઃ—ભલે;-દુઃખમાં પણ પ્રિયજનોના પ્રેમોપચાર સુખદ શું નથી બનતા? બન્ધુજનોના મરણનું દુઃખ ખમતા રહેલાં પ્રિયજનો અન્યોન્યને ભેટીને, ચુમ્બીને આશ્વાસન મેળવેછે, ત્યહાં ભોક્તાપણું શું કદી પણ પ્રવેશ પામેછે? છતાં હેમાં સુખદ સ્વરૂપ ક્યહાંથી પ્રવિષ્ટ થાયછે?

પુરૂરવઃ—કાંઇક ગૂઢ તત્ત્વ હેમાં છે ખરું, મ્હને જડતું નથી.

ઉર્વશીઃ—જડશે. એ તત્ત્વ ત્હમને, ત્હમારી મારફત માનવ લોકને, શીખવવા માટે જ ઇન્દ્ર મહારાજે મ્હને ત્હમારી જીવન પર્યન્તની સહચરી કરીને સ્થાપી હતી. ત્હમને સ્મરણ છે? હું મ્હારી સખીઓ સાથે કુબેર મહારાજના ભવનથી પાછી ફરતી હતી તે વેળાએ અસુરોમાં ભયાનકમાં ભયાનક કેશી આવ્યો, મ્હારું હરણ કરી ગયો, ત્હમે મ્હને એ દાનવથી છોડવી, આપણી આંખ્યે આંખ્ય મળી, અદ્‌ભુત પ્રેમ પ્રગટ્યો; આ સર્વ શું આકસ્મિક બનાવ હતો?—ના; યોજનાનું જ એ ફળ હતું. સાંભળો: મ્હારા જનક ભગવાન્ નારાયણ મુનિયે સમાધિદ્વારા જોયું કે માનવ લોકમાં પ્રેમનું દિવ્ય તત્ત્વ લુપ્ત થવા માંડયુંછે, એ તત્ત્વનું દર્શન કરાવનાર કોઇ એ લોકમાં નથી, તેથી હેમણે પોતાની ઊરુમાંથી મ્હને પ્રગટ કરી અને મ્હારા કાનમાં ગૂઢ મંત્ર મૂકયો. આ ઉપરાંત, દાનવે કરેલું હરણ, આપણો સમાગમ, ઇત્યાદિ બનાવો એ મ્હારા સ્રષ્ટાએ જ પોતાના પ્રભાવથી ગોઠવ્યા હતા. આખરે આપણે પ્રેમીયુગલ થઈ જોડાયાં. પણ ભગવાન્ નારાયણ મુનિને તેથી સંતોષ પૂરો થયો નહિં. પુત્રપ્રસવ પર્યન્ત આપની સમીપ રહેવાની અનુજ્ઞા ઇન્દ્ર મહારાજે આપેલી તે ફેરવીને જીવનપર્યન્ત આપની સહધર્મચારિણી થઈ રહેવાની પરવાનગી એઓએ ભગવાન્ નારદમુનિદ્વારા મોકલી

તે અસુરો જોડે ભારે યુદ્ધ થવાનું હતું અને ત્હમારા શસ્ત્રના પરાક્રમની સહાયતાની જરૂર હતી તે માટે જ નહિં; પરંતુ ભગવાન્ નારાયણ મુનિએ ઇન્દ્ર મહારાજને ગુપ્ત સંદેશો મોકલ્યો હતો કે માનવલોકમાં પ્રેમનું અને રસનું દિવ્ય રહસ્ય દર્શાવવાની જરૂર છે માટે ઉર્વશીને જીવનપર્યન્ત પુરૂરવની સહધર્મચારિણી બનાવો.

પુરૂરવઃ—જીવનસખિ ! તું તો કાંઇ નવીન જ પ્રદેશમાં મ્હને લઈ જઈશ, લાગેછે.

ઉર્વશીઃ—ધીરા થાઓ, હું જરાક આડી ઊતરી. હું શું કહેતી'તી ? પ્રેમોપચારમાંનું સુખદ સ્વરૂપ ક્યહાંથી આવેછે? એક બીજું દૃષ્ટાન્ત આપુંઃ આપણો પ્રિય પુત્ર આયુ બાળક હતો; વનમાં સિંહનો શિકાર કરવા ગયેલો, સિંહથી ઘવાઈને આવ્યો; આપણે હેને જોતાં વાંત ચુમ્બન કર્યાં. એ અનુભવ સંભારો. એ દુઃખના વાદળમાં એ ચુમ્બનો તારાકણી જેવાં કેમ બન્યાં હતાં ? હેમાં કોઇ રૂપે ભોક્તાપણાનો છાંટો પણ હતો ?

પુરૂરવઃ—બિલકુલ નહિં.

ઉર્વશીઃ—વળી બીજો પ્રશ્ન પૂછું. ત્હમે જડ પદાર્થને ચુમ્બન કદી કરશો ?

પુરૂરવઃ—નહિં જ.—અરે, પણ તું અહિંના વનમાં અદૃશ્ય થઈ ગઈ હતી ત્યહારે પેલી લતાને હું આલિંગન કરી ચુમ્બન કરતો હતો તે ભૂલી જાઉંછું.

ઉર્વશીઃ—તે વખતે ત્હમારી ઉન્માદદશા હતી; અને એ લતા તે હું જ રૂપાન્તર પામેલી હતી; મ્હારું સ્વરૂપ ગૂઢ છતાં ત્હમને સૂક્ષ્મશક્તિથી આકર્ષતું હતું;-વારું, વળી પૂછુંઃ હું કદી મરણને વશ હોઉં ને મૃત થાઉં તો મ્હારા શબને ચુમ્બન કરશો ?

પુરૂરવઃ—એ અમંગલ સંભવ શા માટે ઉચ્ચારેછે ?

ઉર્વશીઃ—મ્હારા પ્રશ્નનો ઉત્તર દ્યો.

પુરૂરવઃ–શબને ચુમ્બન તે અર્થહીન જ.

ઉર્વશીઃ—વારૂં. આપણે પ્રતિષ્ઠાનમાં હતાં, આયુનો જન્મ થયો નહોતો; આપણા રાજભવનની અગાશીમાં હું ઊંઘતી હતી તે વખતે ત્હમે ગૂઢ આવીને મ્હને ચુમ્બન કર્યું; હું જાગી; પછી ફરી ત્હમે ચુમ્બન કર્યું.-સાંભરેછે ? એ બે ચુમ્બનોમાં કાંઇ ફેર હતો ? એમાંનું કિયું વધારે મધુર ?

પુરૂરવઃ (વિચારમાં જરાક થોભીને)-જાગતાં થયેલું તે જ.

ઉર્વશીઃ—ત્હારે આટલું તો જણાયું કે ચુમ્બન દેહને કરાય-છે છતાં હેનું સુખદ તત્ત્વ દેહમાં–જડ દેહમાં-નથી.

પુરૂરવઃ—અને આત્મા આત્માને ચુમ્બન શી રીતે કરે ?

ઉર્વશીઃ—આ શંકા ઠીક છે. છતાં એટલું તો જોયું કની કે આત્માને ચુમ્બન નહિં, તેમ દેહને પણ નહિં; પણ આત્માથી દીપિત દેહને ચુમ્બન હોય; એટલું જ નહિં, પણ આત્મા અને આત્માની વચ્ચે વહન કરતા પ્રેમનું અપૂર્ણ પણ સબળ મૂર્ત પ્રકટી-કરણ ચુમ્બનથી થાયછે. અમૂર્ત પ્રેમને મૂર્ત બનાવવાનું અલૌકિક સાધન ચુમ્બન છે; એ કાંઇ શારીર ઉપચાર માત્ર નથી. પ્રેમથી જોડાયલાં સ્ત્રીપુરુષોના સૂક્ષ્મસંબન્ધનું તત્ત્વ જ્ઞાતાઓએ જોયુંછે. એઓ કહેછેઃ પ્રેમનો આવેશ તે એક પ્રકારનું આત્મિક બળ છે. એ આત્મિક બળ આત્માઓને વેષ્ટિત કરનારાં શરીરોના સંયોગમાં પ્રત્યક્ષ અનુભવગોચર થાયછે; બે પ્રેમબદ્ધ આત્માઓનો પરસ્પર સંયોગ જડ દેહના સુખભોગથી અસ્પૃષ્ટ રહેછે, છતાં કોઇક પ્રકાર-ના નિકટ પરિચયના વ્યાપાર વડે જ તે સાધી સકાયછે; અને

સ્ત્રીપુરુષના શરીરસંસર્ગ જેવો નિકટ અન્ય પરિચયવ્યાપાર સંભવતો નથી. એ પરિચયવ્યાપારનું ઉત્તમમાં ઉત્તમ સ્વરૂપ ચુમ્બન વ્યાપારમાં સ્રષ્ટાએ નિર્મ્યુંછે. આ ઊંચી દૃષ્ટિએ શરીરનો સંયોગ આત્માઓના સંયોગનું રૂપ ધારણ કરેછે; અંતર્ગૂઢ આત્મિક સુભગત્વનો પરિપાક આ રીતે બાહ્ય અને પ્રત્યક્ષ ચિહ્નથી સધાયછે.

પુરૂરવઃ—રસસુન્દરિ ! તું મ્હને કોઇ અલૌકિક ઊંચા વાતાવરણમાં જ લઈ જાયછે. આ વનમાંથી આપણી રાજધાનીમાં તું મ્હને મેઘવિમાનમાં ચઢાવીને લઈ ગઈ હતી તે કરતાં પણ અધિક સૂક્ષ્મ, વિરલ, અને અલૌકિક સંવેદન આજ તું કરાવેછે.

ઉર્વશીઃ—હજી બસ નથી. દિવ્ય રસપાન હજી પૂરું ત્હમને મ્હેં નથી કરાવ્યું. મ્હેં અત્યાર સૂધી વિવરણ કર્યું તે ઉપરથી એટલું તો ત્હમે સમઝ્યા હશો કે ચુમ્બનાદિ ઉપચારનું માધુર્ય તે જડ દેહમાંથી નથી ઉત્પન્ન થતું. હેનું મૂળ દિવ્ય ભૂમિમાં રહેલા દિવ્ય આત્મિક તત્ત્વમાં જ છે.

પુરૂરવઃ—હું એ પૂરેપૂરું સમઝ્યો.

ઉર્વશીઃ—દાનવહરણથી થયેલી મૂર્છામાંથી હું છૂટવા માંડી તે વખતે મ્હારા સ્હામું ધારી ધારીને ત્હમે જોતા હતા અને મનમાં વિચાર કરતા હતા તે વિચારો મ્હેં મ્હારા દિવ્ય પ્રભાવથી જાણ્યા હતા. ત્હમે મનમાં બોલ્યા હતા કેઃ

હાનો સર્જનહાર શું કંઇ બન્યો કાન્તિ દઈ ચંદ્રમા !
કે પુષ્પો પ્રસવંત માસ ! રસિયો શૃંગારનો કામ વા !
વેદાભ્યાસ કરી કરી જડ બન્યો, ને ભોગથી વેગળો,
હાવું મોહકરૂપ શું ઘડી સકે બુઢ્ઢો મુનિ બાપડો !

આ ત્હમારી તર્કશ્રેણિ જીવનવ્યવહારના ઉપરના તલનો સ્પર્શ કરવાથી જ ઉત્પન્ન થઈ હતી. ઊંડો પ્રવેશ કરી જોયું હોત તો જણાત કે વેદાભ્યાસથી જડ બનેલા, ભોગથી વિમુખ, નારાયણ મુનિ હતા માટે જ હેમણે પ્રેમનું ઊંડું રહસ્ય દીઠું અને મ્હને ઉત્પન્ન કરી. ચંદ્ર, વસન્તમાસ, શૃંગારરસનો દેવ કામ, એ સ્વરૂપોનું સ્થૂલ દર્શન છોડી એ સર્વની પછાડી ગૂઢ રહેલા સૂક્ષ્મ સૌન્દર્ય અને પ્રેમનાં તત્ત્વોનું દર્શન એ મહામુનિને થયું અને તત્કાળ મ્હને સરજી. સૌન્દર્ય તે પ્રેમથી વિયુક્ત નથી, માટે જ પ્રેમને મૂર્ત રૂપ આપવાને સૌન્દર્યમૂર્તિ ઉર્વશીને હેમણે ઘડી.

**પુરૂરવઃ**—સૌન્દર્ય અને પ્રેમના આ સૂક્ષ્મ સંબંધનો અનુભવ આપણને થયાનું હવે મ્હને ભાન થાયછે.

**ઉર્વશીઃ**—એ પ્રેમનું જગદ્વ્યાપક અને અપૂર્વ સ્વરૂપ હજી ત્હમને બતાવવાનું બાકી છે. તત્ત્વદર્શી મુનિયોએ બોધ દીધોછે કે **सर्वं खलु इदं ब्रह्म**; આ સર્વ જગત્ તેમ જ જીવસૃષ્ટિ તે બ્રહ્મનાં જ રૂપ છે. પરંતુ બ્રહ્મથી પૃથક્ હોવા છતાં તે બ્રહ્મ અને પોતપોતામાં પરસ્પર વિલક્ષણ રીતે એકરૂપ છે. આમ દ્વૈત અને અદ્વૈતનો અદ્ભુત સમન્વય સાધનારા તત્ત્વદર્શનમાં બ્રહ્મને સ્થાને પ્રેમ એ નામ મૂકો; કેમકે બ્રહ્મ તે પ્રેમ છે ને પ્રેમ તે બ્રહ્મ છે. આમ પ્રેમ સર્વવ્યાપક છે, સર્વ ઠેકાણે પ્રેમનાં પૃથક્ પૃથક્ રૂપ છે, અને તે એક પ્રેમસિન્ધુના જ તરંગ છે.

**પુરૂરવઃ**—આ રીતે આપણા સર્વ પ્રેમોપચાર હવે નવી જ દીપ્તિમાં મ્હને પ્રગટ થયા.

**ઉર્વશીઃ**—બીજું એક સ્મરણમાં રાખવાનું છે કે પ્રેમોપચારના સુખભોગનો એક જ દાતા છે–નિદાનરૂપ છે–હેને સ્મરણમાં

સ્થિર રાખીને સુખભોગ ભોગવ્યાથી ભોગનું સ્વરૂપ સ્થૂલ, જડ, મટી જઈ સૂક્ષ્મ, દિવ્ય ચેતનાથી પ્રેરિત બનેછે.

પુરૂરવઃ—તું મ્હારી રસરહસ્યની અપૂર્વ ગુરુ આજ બની. આપણા ભૂતકાળના રસાસ્વાદનોમાં પણ ત્હેં ગુરુપદ લીધેલું; સ્વર્ગ જોડેનો મ્હારો સંબન્ધ, પૂર્વે, યુદ્ધવીર તરીકેનો જ હતો; દાનવોને હરાવવાને મ્હારી શસ્ત્રકળા, ઇન્દ્રમહારાજને મિત્રભાવે સમર્પવાની પાર બીજો કાંઇ સ્વર્ગનો પારચય મ્હને ન્હોતો. સ્વર્ગના સૌન્દર્ય-પક્ષનો સંપર્ક પણ મ્હારા મનને થયો ન્હોતો. પ્રબળ દાનવ કેશીનો ઉપકાર માનુંછું કે હેણે સૌન્દર્યતત્ત્વનાં દ્વાર ઉઘાડયાંઃ હેને હરાવી ત્હારું પરિત્રાણ કર્યું ત્મ્હારથી સ્વર્ગના સૌન્દર્યપક્ષ જોડે હું પ્રથમ સંપર્કમાં આવ્યો. તે પછી આપણે આ જ ગન્ધમાદન વનમાં વિહારાર્થે આવ્યાં તે સમયમાં ત્હેં મ્હને સૌન્દર્ય અને પ્રેમનાં શાં શાં સ્વરૂપો બતાવ્યાં! નવાં નવાં મધુર કુસુમો, નવાં નવાં કલરવ કરતાં પક્ષીઓ, નવાં નવાં સંગીતબાલક ઝરણાં—એ સર્વમાંની સૌન્દર્ય-છબી ત્હેં જ મ્હને બતાવી, અને સર્વમાં ગૂંથાયલા પ્રેમની દીપ્તિ મ્હને સ્પષ્ટ ભાન થયા વિના ત્હેં મ્હારા આત્મામાં રેડી હતી! પરંતુ આજ નવીન રીતિનું જ પદ ત્હેં લીધુંછે.

ઉર્વશીઃ—હવે રસવ્યવહારમાં નીરસતા, પ્રેમમાં સંતૃપ્તિ, હેવા હેવા દૂષિત ભાવનાં વાદળાં ત્હમને મ્લાનમુખ બનાવશે નહિં. જુઓ, ચુમ્બનાદિ વ્યવહાર તે અર્થહીન, આત્મતત્ત્વથી અસ્પૃષ્ટ, વસ્તુ નથી; જીવનની પાર રહેલાં સનાતન તત્ત્વોનું એક મહાસંગીત બ્રહ્માણ્ડમાં ચાલ્યા કરેછે, હેને અનુભવમાં આણવાનું મધુરરૂપ માનવના ઐહિક જીવનમાંના પ્રેમોપચાર છેઃ હેમાં ચુમ્બનાદિ વ્યાપાર

તે સ્વર છે, એ સમગ્ર સ્વરસંયોગથી દિવ્ય સંગીત પ્રગટ થાયછે જે પ્રેમરહસ્યના જ્ઞાતાઓ જ સાંભળી સકેછે.

પુરૂરવ: (મૃદુભાવે ઉર્વશીને ભુજમાં લઈને)—હું એ સ્વર-સંયોગનું મધુર ગાન હવે પ્રત્યક્ષ સાંભળુંછું; અને હેમાં વિલીન થાઉંછું; અને તું, હું એ સંગીતનાં અંગ બની જતાં દેખુંછું.— અને આ શું? પેલા મૃતવત્ ગુલમહોરના ઝાડનાં સૂકાં ડાળાંમાંથી પ્રફુલ્લ, અગ્નિ જેવાં દીપ્તિવાળાં, કુસુમોનો ભાર ફૂટયોછે, તેમ મ્હારા આ જીર્ણ હૃદયમાં કાંઈક નવીન અંકુરો, પલ્લવો, કુસુમો ફૂટતાં લાગેછે.

ઉર્વશી:—મ્હારા પ્રેમાધાર! મર્ત્ય દૃષ્ટિથી જોઈને આ ખોટી ઉપમા જુવોછો. અમરો અજર છે તે મર્ત્ય નથી માટે જ. મર્ત્ય અવસ્થામાં પણ પ્રેમતત્ત્વ જાણનારને હૃદયમાં જીર્ણતાનો અનુભવ થાય જ નહિં. પ્રેમ અમર અને અજર છે.—પ્રાણવલ્લભ! પ્રેમસંગીતનાં આપણે અંગ બન્યાં ત્હમે જુવોછો તે આપણું ઐક્યમાં વ્યક્તરૂપ, અને વ્યક્તરૂપમાં ઐક્ય. આથી વિશેષ શું જોઇયે?—આ શું જોઉંછું?

ગમ્ભીર સુન્દર ત્હમે બનીં મેઘરૂપ,
ચાલ્યા જ વ્યોમપથ શક્તિ ધરી અનુપ;
તો આ ક્ષણે ઝળકતી બનીં વીજળી હું
સંલગ્ન થાઉં, ઘનમાંહિં શમું ભળી હું.

[ આકાશમાં મેઘઘટા ભરાય છે, વીજળી ચમકેછે,
અને પુરૂરવ તથા ઉર્વશી અદૃશ્ય થાયછે. ]

---

( ૧૩ )

# મીરાં અને રાણો.

[ સ્થલ: મીરાંનું મન્દિર. સમય: પ્રાતઃકાલની પૂજા. ]

**રાણો:** ( અન્તઃપ્રવેશ પછી સ્વગત )—આ રાણી! આ મેવાડની પ્રજાની પૂજ્ય વૈભવવતી મહારાણી! અને આ— આ રાણાની કુલકલંકિની પત્ની! આ રાજ્યમાતા. અને આ જ આ રાણાની સાધુડી સાધ્વી સ્ત્રી! ( પ્રત્યક્ષ ) રાણી, રાણી, કેમ નથી સંભળાતું કે શું? ક્યાં ભાન છે? લક્ષ જ નહિ જરાયે મારા પ્રતિ?

**મીરાં** ( પૂજામાંથી અચાનક ઉંચે દૃષ્ટિ કરતાં )—હા, પધારો; મહારાજ! જય શ્રીકૃષ્ણ! જય ગિરધારી! જય કન્હૈયાલાલજી! પધારો, પ્રભુ! આ તો મ્હારા કહાનનું વૃન્દાવન છે. એ કૃષ્ણ-ધામમાં આપ સરીખા સજ્જનોની ચરણરજ એ તો મારા પ્રેમ-પ્રભુના સેવા-પ્રસાદ.

**રાણો:**—અરે રાણી! એ કૃષ્ણ અને ગિરધારીને મૂક તારા મંદિરમાં થોડી વાર; શું રાત ને દહાડો તારે એજ કામકાજ કરવાનું છે? સૂતાંય કૃષ્ણ અને જાગતાંય કૃષ્ણ; બેસતાં ઉઠતાં પણ એનું એજ બકવાનું: જગતમાં જાણે બીજું કાંઇ કામકાજ જ નહોય! એણે જ તને ગાંડી બનાવી; એથી જ તારૂં ચિત્ત ભમે છે; વ્હાલી, કારણ તો એ જ છે તારી ભ્રમણાનું. રાતદિન એ જ નિષ્પ્રયોજન ઉપાધમાં તારૂં મન અસ્વસ્થ અને ભ્રમિત રહે છે. આમ આવ; જો આ મુક્તાવલિ હાર તારે માટે ખરીદો છે તે. કેવો સુન્દર છે? લે એની કિમ્મત કર. તને ગમશે એ?

મીરાંઃ—ગમવાની વાત તો શ્રીકૃષ્ણ જાણે; પણ હા, મારા કૃષ્ણને દુનિયાની કિમ્મતમાં કિમ્મત નથી. એને તો એ જ જોઈએ કે જેમાં એ નિત્ય છે; અને જે એનું શુદ્ધ ચેતન સ્વરૂપ છે. સમજ્યા, તે શું ? ભક્તિ–પ્રેમ–આનન્દ. અહા! આપ કેવા ચતુર છો ? અરે ! મારો કૃષ્ણ કેવો ચતુર છે ! એ તો સર્વાન્તરગત છે. ઓ કૃષ્ણ ! ઓ પ્રભુ ! ઓ પ્રભુ !

રાણોઃ—શી મૂર્ખતા ! કેવી ઘેલછા ? આ તે શી લત ? રાણી, તને કેટલું કહેવું ? મીરાં ! જેમ જેમ તને વધારે સમજાવું તેમ તેમ તું વધારે બેદરકાર ! શું સમજાવવાથી તું નહિ જ માને ? આ શું રાણીના ઢંગ છે ? શુદ્ધિમાં રહે જરા. તું કોણ છે, એનું ભાન રાખ. આમ બેભાન–મૂર્ચ્છામાં શું બકે છે આવું ? જરા વિચાર કર કે તારો પતિ–મેવાડનો રાણો–તારો પૂજ્ય પ્રાણનાથ તારી સન્મુખ છે. ઘેલછા કાં કરે છે આવી ?

મીરાંઃ—ઘેલછા ! મૂર્ચ્છા ! આપને જે ઘેલછા, બેભાન અને મૂર્ચ્છા લાગે છે એ તો મીરાંનાં ભક્તિ અને ઉન્માદ છે. રાણાજી, એ તો શ્રીકૃષ્ણનાં–એના પરમપતિનાં—પ્રાણજીવનનનાં સેવા અને સત્કાર છે. શ્રીકૃષ્ણના–એના વૃન્દાવનમાં–કન્હૈયાની રાસલીલામાં તો આ જ ભાન અને આનું નામ જ માન. અહિં તો આવો સત્કાર છે, રાણાજી ! મેવાડના તખ્તનશીન, ઓ મહારાણા ! મીરાંનાં ઘેલછા, મૂર્ચ્છા અને બેભાન એ જ મીરાંનાં વ્યવહાર અને આચારધર્મ. એનો તો એ જ દાસીધર્મ–ગોપીધર્મ. એ તો એવી જ રાણી છે.

ઓ કૃષ્ણભક્ત ! આ ચિત્ત આપને ભ્રમિત લાગે છે કાં ? મારી ભક્તિ આપને ભમણા ભાસે છે નહિ વારૂ ? મારા ઉન્માદને

આપ બેભાન-મૂર્ચ્છા સમજો છો ખરૂં કે ? હશે; કાંઈ ચિંતા નહિ; કારણ એવો ભ્રમ-એવો ઉન્માદ મીરાંને મન ભાવતાં છે. એ જ એનાં ઉર્ધ્વગામી સૂત્ર છે. એવાં કોનાં અહોભાગ્ય કે જેને આ ઘેલછા લાધે ? જેને એ કન્હૈયાના કીર્તનનો સ્વર સંભળાય ?-એ રાસધારીના રાસનું તાન જેના રોમરોમમાં રમી રહે !

રાણોઃ—મીરાં, રાણી, આ તારો ભ્રમ નહિ તો બીજુ શું છે ? સાધુડીના વેશમાં રાણીની પદવીને તું કલંક નથી લગાડતી ? દાસદાસીના ઉપભોગ અને વૈભવ તારે તો જોઈએ; તેને સ્થળે સાધુડાંની ટોળીમાં તું ભળાય અને તારા કૃષ્ણનાં-તારા એ છેલબટાઉ ગિરધારીનાં નિર્લજ ગાણાં ગાતી નાચે અને કૂદે, એ તને-મેવાડની મહારાણીને છાજે બધું ?

તને તો રાજવૈભવને દીપાવતી ને નિભાવતી, દાસદાસીઓનાં સેવા શૃંગાર અને વૈભવના ઉપભોગ ભોગવતી જોવાને મેવાડની પ્રજા અને મેવાડનો રાણો ઉત્સુક છે. અને ખરી રીતે તને પણ એ જ છાજે, રાણી !

તારા આવા અવિચારી અને ઉદ્ધત આચરણથી રાણાને ઓછું નીચું જોવાનું છે ? તારૂં-રાણીનું આ કર્તવ્ય છે ? રાણીના આવા ધર્મ સાંભળ્યા કે જોયા છે કદી ? હરકોઇ દેશની પ્રજા અને સંસારનાં સમગ્ર માનવી તો તને આ સુન્દર મ્હેલ અને એનો વૈભવ શોભાવતી જ જોવા ઇચ્છે. મેવાડની રાણી આમ સાધુડીના વેશમાં વિચ્છિન્ન વસ્ત્રે અને વિચ્છિન્ન ચિત્તે નિરંકુશ રમે, નાચે, કૂદે અને ગાય એ મેવાડની ગાદીને થોડું કલંક છે ? તું રાજ્ય-કીર્તિને ધૂળ નથી કરતી ? મેવાડની ગાદીને એક મોટું લાંછન નથી બનતી ?

મીરાં—રાણાજી! ઠીક છે આપની વાતો સૌ, પણ થોડો ફેર. અને એ દૃષ્ટિભેદ તો કાયમનો છે તે કાયમ રહેશે જ. રાજન્, જેને આપ વૈભવ કહો છો અને જેને આપ ઉપભોગ સમજો છો તે શું છે ભલા? શી કીર્તિ જાળવવાની છે વારૂ? વૈભવ શું, ઉપભોગ શું, કીર્તિ શું, એ સર્વનો આપે કદી વિચાર કર્યો છે સ્થિર ચિત્તથી જરાયે?

આ હાર એ આપનો વૈભવ કાં? આ મહેલ એ આપનો વૈભવ, નહિ વારૂ? આ દાસદાસીઓનાં વિલાસમગ્ન ટોળાં અને દેહાદિક શૃંગારસાહિત્ય એ ઉપભોગ નહિ? રાણાજી, જરા સાંભળશો કે જેને આપ વૈભવ માનો છો, એ વૈભવ ભોગવવાનો કોને અધિકાર છે? અરે! ખાલી હાથનો આવેલ માનવી આ નિઃસાર જગતના અનિત્ય પદાર્થોને, આ નાશવંત શરીર પર ધારણ કરી મૂર્ખ મનને, ચંચલ ચિત્તને, બદ્ધ બુદ્ધિને, અભિમાની અહંકારને પ્રસન્ન રાખે એ વૈભવ કાં? વારૂ, કહેશો કે એ ઉપભોગ ભોગવવાનો માનવીને શો હક્ક છે? માયાની સત્તામાં ઉત્પન્ન થયેલ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, એને માયામાં ને માયામાં જ રાખી, અજ્ઞાનને અજ્ઞાનનું જ પોષણ આપી, જે સૂક્ષ્મતમ–સર્વાતીત–કૃષ્ણ પરમાત્મા છે તેનાથી દૂર ને દૂર રાખી, એ અભાગી જીવને વધારે ને વધારે અનભિજ્ઞ બનાવી, એ જડરૂપ વૈભવના અંધકારમાં વધારે ને વધારે ગોથાં ખવડાવ્યા કરવાં એ વૈભવ?

અથવા એજ મન અને એના અવાન્તર સ્વરૂપને એ સર્વેશ્વર કૃષ્ણપ્રેમમાં પરોવી, એ ચૈતન્યમય–બ્રહ્મસ્વરૂપ પ્રતિ વાળી એમાં નિત્યને માટે સમર્પવાં એ વૈભવ? સમજાય છે કાંઇ રાણાજી? મીરાંને તો આવો વૈભવ અને સમર્પણ રૂપી આવો ઉપભોગ છે; તેમાં આપનાં દાસદાસીઓ અને શૃંગારને ક્યાં સ્થાન મળે વારૂ?

વળી અજ્ઞાનના પ્રભાવથી ઉત્પન્ન થએલા એ જડરૂપ મનને આ અનિત્ય વૈભવ મ્હાણવાનો શો અધિકાર છે એ પણ પ્રશ્ન છે. એ વૈભવ તો ચૈતન્યસ્વરૂપ જ મ્હાણે, મારૂં સમર્પણ એ ચૈતન્યમૂર્ત્તિ પરમાત્મસ્વરૂપ શ્રીકૃષ્ણચન્દ્રમાં છે, તેથી મારા વૈભવનું પણ એમાં જ સ્વાર્પણ છે. એનો વૈભવ એ મારો વૈભવ. એ સર્વશક્તિમાનને જ એ વૈભવ ભોગવવાનો હક્ક છે. મારો તો એ વૈભવના વિચાર માત્રનો પણ હક્ક નથી. એ જે ભોગવે છે, તે હું જ ભોગવું છું; અને આ સત્ય કે અસત્ય, અલ્પ કે મહાન્ સર્વ રાજ્યવૈભવ એનો જ નથી? "આપણો", "મારો", "આપનો" કે અન્ય "કોઇનો" એ અધિકાર ક્યાંથી આવ્યો? તેમજ એ સર્વસત્તાધીશના અધિકારને ફસાવી પાડનાર આપણે માનવી તે કોણ માત્ર વાર? હું–આપ એ સૌ, શી ગણત્રીમાં એ સમર્થનની આગળ? રાણાજી, હવે તો આપણે એ અહંભાવને ભૂલીએ અને ભગવન્, લાવો એ હાર મારા કુન્હૈયાગિરધારીને ધરાવીએ.

બીજી એક વાત વળી. રાજન્, ત્યાગીને જ વૈભવી બનવાનો અધિકાર છે એ પણ આપ લક્ષમાં રાખશો. અરે! વસ્તુતઃ ત્યાગી જ વૈભવી છે–ત્યાગ એ જ વૈભવ છે. અકિંચનત્વ એ જ સર્વસ્વપ્રાપ્તિ છે. અજ્ઞાનના અંધકારમાં ભાસમાન થતાં જડતાનાં પડ એક પછી એક ઉઘડતાં જાય, અને મમતાનો મોહ નાશ પામે, ત્યારે ચેતનજ્યોતિ પ્રકાશમાં પ્રકટે.

વ્યાવહારિક અથવા તો સાધારણ દૃષ્ટિથી વિચારતાં પણ એમ જ સમજાય છે, કે જે સર્વશક્તિમાન સત્તાની કૃપાથી આપણને સૌ કાંઇ પ્રાપ્ત થયું છે, તેનો જ્યાં સુધી આપણે ત્યાગ ન કરીએ–

એ સઘળું એ પૂર્ણબ્રહ્મ પરમેશ્વરની સેવામાં ન ધરીએ, ત્યાંસુધી એ પ્રસાદ આપણને ક્યાંથી મળે વારૂ ?

જ્યાંસુધી એ પ્રેમરૂપ કૃષ્ણનું અભેદ સ્વરૂપ ન પામીએ, તેમજ એ પ્રેમરૂપને લગ્નના વિનિમયમાં–એકમેકતામાંઅદ્વૈતભાવે ત્યાંથી જ્યાંસુધી પાછું ન મેળવીએ, ત્યાંસુધી આપણને એ ચીજ–એ વૈભવ ભોગવવાનો હક્ક જ નથી. એ સર્વશક્તિમાન જે સમર્થ નિર્લેપ છે તે જ વાસ્તવિક ત્યાગી અને વૈભવી છે. આપણે તો માનવી, એટલે સર્વસ્વપણે એનાં, ને જ્યાંસુધી એમય ન બનીએ, ત્યાંસુધી એ હક્ક પ્રાપ્ત ન થાય; અધિકારી ન કહેવાઇએ.

આપને નથી લાગતું રાણીજી, કે દુનિયાંનાં ભોળાં, અબુજ બિચારાં નિત્ય વસ્તુનો ત્યાગ કરી, જ્ઞાનમાં બેદરકાર રહી, અનિત્યની પ્રાપ્તિમાં જ મથે છે—મરે છે–અંધારામાં અથડાય છે—અજ્ઞાનમાં ગોથાં ખાય છે; મૃગજળ પાછળ તૃષાતુરની પેઠે દોડે છે. વસ્તુતઃ તેમને તૃષા છે, પણ શાની તે માલૂમ નથી; અને કારણ તો એ જ છે કે તેમને તૃપ્તિવસ્તુનું–સદ્વસ્તુનું જ્ઞાન નથી; એ વસ્તુ ક્યાં છે એનું ભાન નથી. એ તૃષાને તો કૃષ્ણપ્રેમવારિ જોઈએ; અને એ પ્રેમપાનથી–અમૃતપાનથી–અમરત્વથી માધુર્યભરી નિત્ય તૃપ્તિ થાયઃ શાશ્વત શાન્તિ અને અમર તૃપ્તિ તે આનું નામ. પણ એ બિચારાં તો અનિત્યપ્રતિ દિનપ્રતિદિન ધસડાતાં જાય છે. એક વસ્તુનાં નામરૂપ બદલાતાં બીજીને શોધે છે. માયાના વિકારમય પ્રભાવમાં કાલ નામરૂપના પલટા પાડે છે. પદાર્થોની નામરૂપતાના વિકાર સાથે એમની તૃષ્ણા–વાસનાની વસ્તુઓ બદલાતી જાય છે. એકની અપ્રાપ્તિ અને દુઃખના અનુભવે બીજીને શોધે છે, અને એવી ઘટમાળમાં ધસડાતાં ધસડાતાં સર્વત્ર નિરાશાના નિઃશ્વાસ પામે છે.

એમાં જ નિરાશાની પરમ્પરા. જગત દુઃખમય છે, દેહ પીડાકારી છે, જન્મમરણ ત્રિવિધ તાપથી અને દ્વંદ્વથી ખરડાયેલાં છે, એવા આભાસ અને અનુભવ થવાનું કારણ તે આ જ છે એમાં.

ત્યારે સ્વીકાર્ય અને સેવ્ય વસ્તુ કઇ મહારાજ? નિત્ય કે અનિત્ય? થોડાં પાંચ, પંદર પચીસ કે હદમાં હદ સો બસો વર્ષના આ પ્રારબ્ધોપાર્જિત દેહની ખાતર એ નિત્ય વસ્તુ–એ પરમાત્મા, પરમદૈવત જે કૃષ્ણચંદ્ર, એ અન્તરસ્થને અનિત્ય સમજી એનાથી અનભિજ્ઞ રહી, એને પણ આત્મઅજ્ઞાનને લીધે અનિત્ય બનાવી–સમજી લઇ, આ જન્મમરણરૂપ શરીરને નિત્ય માની વૈભવરૂપે ભોગવવું? અધોગતિ તો એમાં જ, ભક્તરાજ! એ જ અજ્ઞાનની પરાકાષ્ટા. એ જ લક્ષચોરાશીનો ફેરો. એ જ ભવાટનીપર્યટન, મનનો ભ્રમ, ચિત્તની ચંચલતા, અહંભાવ, દેહાધ્યાસ એ સૌ એ જ અજ્ઞાન. આપ વર્ણન કરો છો એ ભ્રમણા તો આવી હોય. એનું નામ મૂર્છા. આ આપની ઘેલછા અને ભ્રમણાનો અર્થ, ઉતરે છે ગળે કાંઇ?

વળી આ મારાં સાધુડાં! સંસારના પાપથી મોકળાં થયેલાં શ્રીકૃષ્ણની વાંસળીમાં ધ્યાનસ્થ, વૈભવી દુનિયાંની દૃષ્ટિમાં ગરીબ પણ મારા કન્હૈયાનાં પ્રેમપાત્ર–અરે! એ પ્રેમધનના ભંડારીઓનો સત્સંગ તો મારો વૈષ્ણવોનો સંસાર છે. એમાં તો મારા કૃષ્ણનું વિશ્વરૂપ દર્શન પામું છું હું. એ મારા ભક્તિમય વૃન્દાવનની વસ્તીઃ એ અમારૂં ગોપીઓનું પ્રેમપિપાસુ મંડળ.

રાણોઃ—મીરાં! રાણી! સમજવું કે ગળે ઉતારવું રાણાને તો બાકી નથી. હવે તો તારે સમજવાનું છે. પણ આ તો સંસાર છે, અને સંસારમાં સંસારી થવું એ જ ધર્મ; બાકી બધા અધર્મ.

સમાજના બંધારણને સાચવી, કર્તવ્યોને નિભાવી, આશ્રમવ્યવસ્થાને ઘટાવી રાખવી એ જ ધર્મ; બાકી તો સૌ વર્ણસંકરપણું વધારનારા અધર્મ. પહેલાં તમે તમારા સંસારનું સાર્થક તો સાધો; આ જન્મમાં મળેલ સ્થિતિ તો સુધારો.

મીરાં:—શું સ્થિતિ? કઇ સ્થિતિ? મહારાજ! સ્થિતિ તો બગડી છે માટે તેને સુધારવી એ ધર્મ. આપ સંસારના ચીલાની વાત કરો છો કાં? અજ્ઞાનના–મોહના પાશમાં ફસાઇ પડેલ જીવની પામર સ્થિતિ સૂચવતા હશો નહિ વારુ? રાજન્, એ સ્થિતિને કાયમ કરવી, એ સાંસારિક જંજાળને નિભાવી રાખવી, અને દુઃખ-શોકભર્યો ભાર ઉપાડયા કરવો, એ તો બગડેલી–વિકૃત સ્થિતિનું સાચવી રાખવું–નહિ કે સુધારવું. એ તો વિકારની, અજ્ઞાનની, જન્મ મરણના દુઃખની, કાયાક્લેશના કંકાસની, સંસારવાયુના ઝપાટાની, પ્રેય પદાર્થોના મોહપાશની અને જીવના કંગાલપણાની સ્થિરતા; એમાં સુધારવાની વાતજ ક્યાં આવી? માયાપ્રતિ જે મોહનાં પ્રલોભનો ભર્યું વલણ થયું છે, જેને લીધે એ દેહવિકૃતિ પ્રાપ્ત થઇ છે, જે અજ્ઞાનના બદલે સર્વત્ર 'મારૂં મારૂં' ભાસમાન થાય છે, અને જ્યાં ત્યાં સઘળે ક્લેશભર્યા ભોગની લાલસામાં લિપ્ત થવાનાં પ્રલોભનો વધતાં જાય છે, એ વિકારનો નાશ કરવો અને મૂળસ્વરૂપ–કૃષ્ણ-સ્વરૂપમાં ભળી જવું એનું નામ સુધારણા. આમ ભ્રમની વાત તો આપ જ કરો છો, રાણાજી!

વળી આપ કહો છો કે સંસારમાં સંસારી થવું એ ધર્મ, બીજા અધર્મ. પણ, રાણાજી, અમારાં એ સંસારી ધર્મકર્મની તો સંપૂર્તિ થઇ ચૂકેલી. અનેક જન્મની પરંપરાના પરિણામે જ્યારે એ કર્મમાર્ગના ધર્મની સંપૂર્તિ થાય છે, અથવા તો જન્મોની પરમ્પરા આપનાર

કર્મમાર્ગ લૌકિક પારલૌકિક સુખોનાં સાધન કરી આપી સકામ ભાવે ઉપરામતા અને વિરાગ, અને નિષ્કામ ભાવે અંતઃકરણની શુદ્ધિ બહુધા આપી ચૂક્યો હોય છે, ત્યારે જ એ વિશુદ્ધ સંસ્કારના પ્રારબ્ધથી કોઈ જન્મમાં હૃદયની આવી ઉપરામ અવસ્થા પ્રાપ્ત થાય છે. અમારી તો કર્માતીત અવસ્થા; કર્મહીન નહિ. અમે તો કર્મને પાર પહોંચેલાં, તુરિયાવસ્થાનો અનુભવ કરનારાં સમાધિસ્થ યોગીજનો : અમારાં ભક્તિભાજનનાં જીવનની ઉન્નતિનો તો આવો જ ક્રમ છે.

આપ ધર્મને અનેક માનો છો ? ધર્મની આપ સંખ્યા સમજો છો ? પણ, મીરાંને મન તો ધર્મ એક જ છે, અને તે એ કે દેહાધ્યાસનો મનોવાસના સાથે ક્ષય અને મૂળ સ્વરૂપ કૃષ્ણચન્દ્રની પ્રાપ્તિ—સાક્ષાત્કારઃ બાકીના બીજા બધા અધર્મ. સંસારીના ધર્મ એ ધર્મ નહિ પણ એ તો કર્તવ્યો—ફરજો—કર્મબંધનો. ધર્મ અને કર્તવ્યમાં એક તફાવત છે. ધર્મ મૂળસ્વરૂપ ધારણ કરવાનું સત્પથગામી અને રહસ્યસૂચક આજ્ઞાતંત્ર છે, ત્યારે કર્ત્તવ્ય એ બંધનકારી કરવા યોગ્ય કર્મમાત્ર છે; સ્પષ્ટ કહીએ તો સામાજિક દેહચર્યા છે.

ધર્મનું બંધારણ માનવબુદ્ધિમાંથી જન્મ્યું, અને સમાજના વિશિષ્ટ નરોએ એ બાંધ્યું માટે એ તો અમે સંસારીઓને સોંપ્યું. અમે તો પ્રભુનાં બાળકો; અમારે કર્ત્તવ્યો નહિ. અમારો તો એક ધર્મ, અને એ જ ભક્તિ, એ જ ઘેલછા—એ જ ઉન્માદ.

ધર્મ તો એક છે; કર્ત્તવ્ય કદાચ અનેક હશે. ધર્મનો આત્મા સાથે સંબંધ છે, ત્યારે જેને આપ કર્મ કહો છો, અને કર્મ—ધર્મ માનો છો, એવી કર્ત્તવ્યશૃંખલાનો તો સંસાર સાથે જ કેવળ સંબંધ છે. પછી તે સંસાર એટલે આ લોક કે અન્ય લોક; પણ લૌકિક

ફલ વિના એનો બીજો ઉદ્દેશ નથી. એનો ઇતિહાસ, સંસારીઓના કર્મની ભાવના, કર્મનું રહસ્ય, ધર્મનું ગૌરવ, ભક્તજીવનની કલા-પરીક્ષા, અને સત્યની જિજ્ઞાસામાં આવશ્યક ગણાતી કર્મપરંપરા એ બધું બહુ ગૂઢ છે. પ્રિયતમની પૂજા, પ્રાણકૃષ્ણનાં નવધા ભક્તિરૂપે સેવાસખ્યભાવ અને સમર્પણસાક્ષાત્કાર, એ જ ભક્તનું કર્મકાંડ છે; એ જ એની દિનચર્યા કે જીવનચર્યા છે, એ જ ધર્મ-કર્મનો અભેદ છે. દેહીના ધર્મની જાગ્રતિ થતાં દેહના ધર્મોનું વિસ્મરણ થાય છે; અને એ આત્મપ્રકાશની પાસે ક્ષુદ્ર ચિંતારૂપી કર્મની અંધારઓઢણી દૂર થઇ જાય છે.

આમ ધર્મ એ કર્ત્તવ્ય બને છે; પણ કર્ત્તવ્ય કદી ધર્મનું એક-લક્ષી સ્વરૂપ ધારણ કરી શકતું નથી. અમે તો ધર્મશીલ; માત્ર કર્ત્તવ્ય-શીલ નહિ. કર્ત્તવ્ય તો અમે બજાવી ચૂક્યાં. કર્ત્તવ્યપ્રાપ્તિની-પદાર્થ જિજ્ઞાસાની અવધિ થઇ ચૂકી હવે. વસ્તુઓના ઉપભોગ બહુ માણ્યા; થાક્યાં એ વિલાસનાં, લોકપરલોક-સ્વર્ગનાં સુખોનાં સામ્રાજ્ય નિરખી પૂરી થઇ અમારી સંસારપરિક્રમણા. સુખના અંત દુઃખમાં જોયા, અને વાવવું તે લણવું એવાં દ્વંદ્વોની પરાકાષ્ટાએ વિરાગ વ્યાપ્યો અમારા રોમરોમમાં. અમારે તો હવે ધર્મની સાધના સાધવી, અને એ જ અમારા કર્ત્તવ્યની સેવા-એ જ કર્ત્તવ્યપાલન.

ધર્મિષ્ઠને-ભક્તને ધર્મો-કર્ત્તવ્યો-કર્મો-ફરજો નહિ, પણ માત્ર ધર્મ જ હોય છે, અને એને જ એ કર્મ માને છે. એ કર્ત્તવ્ય જ માત્ર એને માટે અવશેષ રહ્યું હોય છે. અત્યાર સુધી તો માયાની મોહજાળમાં સુખ પામવાનાં વલખાં હતાં, એ તૃષ્ણામાં તણાતાં તણાતાં, આપ જેને સંસાર અને વ્યવહારમાં કર્મ કહો છો, એમાં લચીપચી વાસનાવશ વિમુગ્ધ રહી, અન્તરમાં અશુદ્ધિ ભરતાં હતાં;

જડતાની જાળ ગૂંથતાં હતાં; પણ હવે, એ વાસના વીતી અને કર્મના રહસ્યની ક્રાન્તિ થઇ. ભક્તને તો કેવલ ભગવાનને સંતોષવા અને એની પ્રાપ્તિ અર્થે દેહના ધર્મ વ્હેવરાવવા. એના એ ધર્મ-પાલનમાં જ કર્ત્તવ્યપાલનની પરિસમાપ્તિ થાય છે. કર્ત્તવ્યો-ફરજો એ તો સોંપ્યાં હવે આપ સંસારીઓને; અમે તો એ સૌ બજાવી ચૂક્યાં. સંસાર તો ભક્તને મન નિઃસાર છે, અને એ નિઃસારતામાં જે બન્ધન હોય-કર્ત્તવ્ય મનાતું હોય તે સૌ નિઃસાર જ હોય, એમાં શું આશ્ચર્ય ? !

ધર્મની સાધનામાં કર્ત્તવ્ય ગૌણ બને છે, અને ધર્મપાલનમાં-ઈશ્વરોપાસનામાં કર્ત્તવ્યબુદ્ધિની-કર્મમાર્ગની એટલા માટે જ ગૌણ-ભાવે પરિસમાપ્તિ થાય છે. એ ધર્મપાલનમાં કર્ત્તવ્યનું આમ અદ્દભુત અભેદદર્શન. અમારા ધર્મમાં સમસ્ત વિશ્વના કર્ત્તવ્યપાલનનો આમ અલૌકિક સમાસ થાય છે.

ધર્મની ઉપાસના એ અમારૂં પુણ્ય, એ ધર્મપાલનમાં-એ પુણ્યશીલ પ્રવૃત્તિમાં, એ સમાધિસ્થ સ્થિતિમાં કર્ત્તવ્યનો સહજ અને વાસ્તવિક વિસ્મૃતિરૂપે આમ અભાવ. અહિ તો ઉલટો સંસાર છે, રાણાજી !

વળી અમારે આશ્રમ શા ? મહારાજ ! અમે તો એક આશ્રમમાં સર્વ આશ્રમનો સંન્યાસ કરનારાં પરમહંસ; અને એક જન્મમાં અનેક જન્મ પૂરા કરનારાં બ્રહ્મનિષ્ઠ. એ બન્ધન તો વ્યવહારપાલનની સાથે જ વીતી ગયું. રાજન્!

રાણોઃ—ત્યારે શું પ્રત્યેક વ્યક્તિએ આમ સંસારમાં બેદરકાર બનવું ? દરેકનું એ જ કર્ત્તવ્ય ? એનું નામ જ ધર્મ ?

મીરાં:—આજ તો આપ બહુ દયાળુ છો, રાણાજી! બહુ આદર આપો છો. પ્રભુ! અહોભાગ્ય, કે આપને ભક્તિ સૂઝી આજ. હા, મીરાંનું તો એ જ માનવું છે—એ જ જ્ઞાન છે; અને જરા લાંબો વિચાર કરીએ તો સૂઝશે કે સર્વનો એ જ ધર્મ છે. તફાવત એટલો કે સર્વનો એ કાલ નથી. એટલે કે સર્વના એ સંસ્કાર નથી. ઈશ્વરના વાસ્તવિક સ્વરૂપનું-સત્યનું યથાર્થ જ્ઞાન—એ જ્ઞાનને અંગે બળ અને એ બળમાંથી ઉદ્ભવ પામતી ધર્મવૃત્તિની સ્ફુરણા એ તો, મહારાજ! સંસ્કારની વાત છે, સર્વના સંસ્કાર સમાન ક્યાંથી હોય?

સ્થલકાલના બાધિત વર્તુલમાં વીંટાએલો જીવ પુણ્યશીલ કર્માચરણનાં ફલ પામતો પામતો મનુષ્યદેહમાં આવીને બુદ્ધિબળ પામે; હૃદયનો, બુદ્ધિનો અને દેહનાં ધર્મકર્મના સાનભાનનો વિવેક પામે; સત્કર્મની સિદ્ધિવડે ઝિન્દગીની સીડી ઉપર ઊંચે ચ્હડે અથવા પાપકર્મથી ખરડાયેલા પગે લપસી નીચે ઉતરે. અનેકાનેક યોનિમાં ભ્રમણ કરતાં કરતાં માયાવી સંસાર અને ભ્રમણાત્મક ભાવાભાવનો વિવેક સૂઝે, દુઃખના વિષમ દંશોથી દાઝી, દાઝી, કષ્ટના કડવા ઘૂંટડાથી થાકી, થાકી, વિકારી વસ્તુઓનો પ્રાપ્તિ અપ્રાપ્તિની ગડમથલથી વિરામ પામી, અને અનિત્યના ત્યાગ સાથે નિત્ય વસ્તુની પ્રાપ્તિની જિજ્ઞાસાને લીધે દૃઢ વિરાગમાં રંગાઇને પરમ કલ્યાણને શોધવા નીકળી પડે; પાપવડે પીડા પામી, તપની વિશુદ્ધિ સજી પુણ્ય આદરે, ત્યારે શુભ સંસ્કારનો ઉદય થવા માંડે, એ પુણ્યશીલ પ્રવૃત્તિવડે—એ ધર્મકર્મનાં સાધનવડે અંતઃકરણના મેલ ધોવાય, અને અજ્ઞાનના—માયાના આવરણમાં સ્થલ અને કાલનું વર્તુલ સાંકડું છે, એમ સ્પષ્ટ પ્રતીતિ થાય એટલે એમાંથી એ છૂટવા તડફડાટ કરે; એને અસત્ય સમજે, જંજાલ ઓછી કરે, અને કાલના એવા ક્રમિક

પરિણામમાં અંતિમ સંસ્કારનો ઉદય અને પરમસુખનાં આગામી સૂચન પાડવે. અહા ! શી એ સમયની એ ભક્તની અવસ્થા ! નિત્ય સુખની ઝાંખીમાં એ ઉગ્ર બને. મીરાં તો માને છે કે આ ઘેલછા વિના ઉદ્ધાર જ નથી. અન્તઃકરણની શુદ્ધિમાંથી પ્રાપ્ત થતી જ્ઞાનની–જ્ઞાનના મોક્ષની આ અનુભવિત અન્તિમ અવસ્થા છે.

આ ઘેલછા એ જ ધર્મ. ધર્મના ઉપાસકોને આ ઘેલછા લાધે, ત્યારે જ સદ્દગતિ થાય; અને વ્હેલું મોડું પ્રત્યેકને આ ઘેલછા–આ ઉન્માદ–આ મૂર્છા લાધશે અને કર્તવ્યોની–ફરજોની, એના પાલનની સંપૂર્તિના પરિણામે સમાધિ લાધશે, ત્યારે જ એમનામાં આવી ઉગ્ર અને દૃઢ ધર્મવૃત્તિ જાગશે; ત્યારે જ એ વ્યક્તિ સંસ્કારી બનશે; તે જ સમયે એને ખરું જ્ઞાન પ્રાપ્ત થશે.

પણ આપ કહો છો તેમ સર્વને એક કાળે એ ઘેલછા કેમ લાધે ? એક કાળે જ એ જ્ઞાન–એ સ્થિતિ કેમ પ્રાપ્ત થાય ? જૂઓને આપ જેને સંસાર કહો છો, અને જેના વ્યવહારમાં ક્રમિક વ્યવસ્થા માનો છો, એ સંસારના બંધારણમાં–સમાજનાં કર્ત્તવ્યોના પરિપાલનમાં સર્વ પ્રાણીની સમાન સ્થિતિ છે ? નહિ જ. આ તો ઉન્નતિનો ક્રમ છે; વિકાસમાં–માનવ જીવનની ઉત્તરોત્તર ખીલવટમાં પુણ્યકમલની પાંદડીઓ ઉઘડતી જાય, તેમ તેમ આત્મમધુપના ગુંજારવ એ અંતઃકરણમાં સંભળાય. મકરન્દ મ્હેકે, અને એ જ્ઞાન-પરિમલ સમસ્ત બ્રહ્માંડમાં અણુઅણુ સાથે એકીકરણ પામે. તો પછી ધર્મ જેવી મહા વસ્તુનાં જ્ઞાન અને અધિકાર પ્રાપ્ત કરવાની શક્તિ, પુણ્ય કર્મના ભાગ્યોદય રૂપી સંસ્કાર વિના ક્યાંથી આવે ? બાકી અન્તમાં ગતિ અને સ્થિતિ તો આ જ, મહારાજ !

રાણો:--ત્યારે તું રાણી તો નહિ જ બને કાં? આ અમારૂં કહેવું અને સમજાવવું એ સૌ ધૂળ-વ્યર્થ કેમ? એ સૌ બ્હેરા આગળ શંખ?

મીરાં:--આપ જેને સમજાવવું માનો છો એ સમજાવવું નથી, પણ ભમાવવું છે. સમજાવવું એટલે તો એક વસ્તુનું યથાસત્ય જ્ઞાન આપવું. જ્ઞાન એ શુદ્ધ સાત્વિક વસ્તુ છે; અને શુદ્ધ વસ્તુનું જ્ઞાન આપવું એનું નામ સમજાવવું. એથી વિરુદ્ધ દિશામાં કોઈને લલચાવવું અને પ્રેરણા કરવી એ અનર્થ અને એનું નામ જ ભમાવવું.

મહારાજ! આપ એ તો સમજતા હશો કે મીરાં સન્માર્ગમાં છે, અને સદ્દવસ્તુની પ્રાપ્તિ માટે મથે છે. એટલા માટે એમાંથી-એ દિશામાંથી-એ માર્ગમાંથી એને અન્ય માર્ગ પ્રતિ વાળવા-પ્રેરવા પ્રયાસ કરવો એ અનર્થ, અધર્મ અને ભમાવવું. બાકી વ્યર્થ અને ધૂળ એ તો અજ્ઞાનમય, અશુદ્ધ ચિત્તના જ ઉદ્દગાર. આશ્ચર્ય તો એ છે કે આપ હજુ મીરાંને જરાયે નથી સમજતા. મીરાંના વિરક્ત જીવનનો, એના અલૌકિક ઉદ્દેશનો, એની અવ્યભિચારિણી ભક્તિનો સાર નથી પામતા: એનું તાત્પર્ય નથી સમજી શકતા. આપ આ શરીરને 'મીરાં' 'રાણી' સંબોધો છો; તેને મેવાડની રાણી-આપની મહારાણી-પત્ની સમજો છો, અને બનાવવા મથો છો; પણ મીરાં આપ ધારો છો તે નથી. મીરાં આ દેહ નથી; મીરાં રાણીસ્વરૂપ નથી; મીરાં આ સાધુડી વેશ નથી; આ દેહ-બહિર્ભાવ એ તો આપની દૃષ્ટિનો ભ્રમ છે. દેહ જેવું અને એને અંગે વાદવિવાદના મૂળરૂપે આ જે અજ્ઞાન પ્રતીત થાય છે, એ તો માયાના ખેલ છે, એ તો ભ્રમ-પડદો છે: અજ્ઞાનની એ અંધારપછેડી છે. મીરાં તો કૃષ્ણપરમાત્મા પ્રેમમૂર્તિનો ગોપિકાસ્વરૂપ અગોચર પ્રેમપ્રકાશ છે; કહો કે કૃષ્ણપ્રેમરૂપ છે. મીરાં શું કરે તો આપ એ સમજો?

પણ પ્રશ્ન વ્યર્થ છે. મીરાંએ તો આપને સમજાવવા યત્ન કરવો એ પણ મીરાંનું અવિહિત અને પરિશ્રમ કર્તવ્યકર્મ બની જાય છે; કારણ કે એ પ્રયત્ન અને પરિશ્રમ મિથ્યા છે. મારો કૃષ્ણ આપને સમજાવે. એની કરુણા આપના ચિત્તમાં કોમળતા પૂરે; એની પ્રેમદૃષ્ટિ આપના હૃદયને નિર્મલ બનાવે. એ સર્વ શક્તિમાન શું ન કરી શકે? અને એ યથાક્રમે કર્યાં જ કરે છે. અરે! એ આપને સમજાવે-મીરાંના પ્રભુ કૃષ્ણને આપ સમજો-અહો! એ ગિરધારીની પ્રેમમૂર્ત્તિ-રાસમૂર્ત્તિનાં દર્શન પામો.

રાણોઃ—થાક્યો હવે તો મ રાં; માથાફોડ નથી ગમતી વધારે હવે. તને કેટલી વાર એકની એક વાત સમજાવવી? તું બેશક આનું બહુ ખરાબ પરિણામ લાવીશ. રાજ્યને કલંક લગાડીશ; રાણાને અપકીર્તિનો પોટલો બંધાવીશ. એક રાજરાણીને અછાજતી વર્તણૂકથી રાણીપણાના ધર્મને ધોઇ નાંખી, દુનિયાને એક અનિષ્ટ, અહિત-કર અને ઉદ્ધત આચરણવાળી વ્યક્તિનું દૃષ્ટાંત સોંપી જઇશ, એટલું-જ નહિ, કિન્તુ અનેક અબુજ, ભોળાં માનવીઓને અવળે માર્ગે ચડતાં શીખવીશ. સમજ, હજૂએ સમય છે. માનીશ?

મીરાંઃ—શું માનવું? રાણાજી! આપની અવળી વાતોને કેમ માનવી? કલંક, લાંછન અને અપકીર્તિ આપ જેને કહો છો—અરે! જેને જગતનાં ચક્ષુ કલંક માને છે તે ભક્તની દૃષ્ટિમાં કલંક નથી. તેમજ વસ્તુતઃ તે કલંક છે પણ નહિ. કલંક અને કીર્ત્તિનો આ જગતના અસ્તિત્વ સાથે સંબંધ છે, અને તેથી જગતની નાશવંત કીર્ત્તિની પેઠે એ કલંક પણ નાશ પામે છે. ભક્તને જગતની કીર્ત્તિની, અરે! જગતની જ પર્વા ન હોય ત્યાં પછી કલંકના ડરની તો વાત જ શી? તેને એ કીર્ત્તિ સાથે-એ કલંક અને લાંછનના અપવાદ સાથે શો સંબંધ છે ભલા?

જગતનાં માનવી જગતની દૃષ્ટિએ પોતાની કીર્તિને કલંકિત માને તો ભલે માને; જગતના કુડા લોકોની કીર્ત્તિને ખાતર ભક્ત પોતાની એટલે કે પ્રેમધન શ્રીકૃષ્ણચંદ્રની કીર્ત્તિ નહિ ગુમાવે. મીરાંને તો કૃષ્ણનાં ગુણગાન–કીર્ત્તિગાન એ જ કીર્ત્તિનું પાલન અને કલંકનું પરમ નિવારણ છે. એને જો કોઇ કલંક માનતું હોય તો સુખે માને.

અપકીર્તિને માનનારા અમુજવર્ગને પણ એ અપકીર્તિ પરિણામે હિતકર જ નીવડશે. કારણ કે એ અપકીર્ત્તિ જગતની સાથે સંબંધ રાખે છે તેથી માયાવી અને અન્તવાન છે. માયાના અંત સાથે માનવીની ટુંકી દૃષ્ટિમાં આવતી ટુંકી આયુવાળી અપકીર્ત્તિનો અંત છે. એ અંત સાથે નિઃસારતા સૂઝે એટલે એનો અંત પરિણામે હિતાવહ અને આશીર્વાદરૂપ છે. તેમાંથી જ વિવેક અને ત્યાં જ ભક્તિનો પ્રાદુર્ભાવ.

વળી આપ કહો છો કે જગતનાં ભોળાં, અમુજજનો માટે ઉદ્ધત દૃષ્ટાંત નીવડશે; પણ એ ભય અસ્થાને છે. ભક્તની જીવનકલા સંસારીઓથી ન ઉકેલી શકાય એ સ્વાભાવિક જ છે. ભક્તજીવનનાં બહિરાચર અને વ્યવહારવ્યવસ્થા પ્રાયશઃ એના આન્તરજીવનની તન્મયતા સાથે જ સંબંધ રાખે છે. અને ઈશ્વરધ્યાનમાં ઉન્મત્ત રહેતાં સહજ મળતા અવકાશમાં એનો બાહ્ય વ્યવહાર ચાલે છે; તેથી સંસારીઓના વ્યવહાર સાથે તેને સામ્ય ન મળી શકે એ સ્વાભાવિક છે. સંસારીઓ આથી ભક્તજીવનના જીવનવ્યવહારને ન્યાય આપે તે વાસ્તવિક ન કહેવાય. વસ્તુતઃ તો જગતમાં કોઇ કોઇને ન્યાય આપવા સમર્થ નથીઃ કોઇએ કોઇને ન્યાય આપવો જોઇતો જ નથી. પ્રત્યેક વ્યક્તિ પોતાના પ્રસંગો લઇ જન્મ લે છે અને તેથી પ્રત્યેકને પોતાના પ્રસંગો સાથે પોતાનું જીવન સંકલિત કરવાનું

હોય છે. આપના ચિત્તમાં એ ભય હોય કે લોક અનુકરણ કરશે, તો પણ એ ભય આપ સંસારીઓનો. વળી અનુકરણ કરવું કે નહિ એ પણ વ્યક્તિસ્વાતંત્ર્યનો પ્રશ્ન છે, અને સર્વ સ્વેચ્છાનુસાર વર્તન રાખે છે ત્યાં કોણ કોને અનુસરે છે? અલબત્ત વિશિષ્ટ પુરૂષોની જીવન-કલામાં જીજ્ઞાસુઓને અનેક સદ્‌બોધ મળે છે, પણ તેનું ગ્રહણ કરવું કે નહિ એ પ્રશ્ન તો એના અંતઃકરણ સાથે જ સંબંધ રાખે છે. વ્યક્તિત્વ સાથે જીવનસ્વાતંત્ર્યની ભિન્નતા જેટલી સ્વાભાવિક છે, તેટલી જ એક વ્યક્તિએ બીજી વ્યક્તિના જીવનનું અનુકરણ કરવું અને ન્યાય આપવો એ અયોગ્ય અને અવાસ્તવિક છે.

વળી અન્યપરીક્ષણ આત્મપરીક્ષણ વિના કદી થઇ શકતું નથી. સંસારીઓમાં આત્મપરીક્ષણની શક્તિ હોતી નથી તેથી જ્યાં પોતાનું દૃષ્ટિબિન્દુ જ પોતે પારખી શકતાં નથી, ત્યાં અન્યના વ્યવહારમાં દૃષ્ટિ નાંખી સત્ય નીરખવાની શક્તિ તેમનામાં ક્યાંથી આવી હોય?

આથી જ સૌએ પહેલાં પોતાનું જીવન તપાસવું. પોતે ક્યાં છે—એટલે કે ઈશ્વરપ્રાપ્તિના સન્માર્ગમાં પોતે કેટલે દૂર છે, એ પોતે જોઇ લેવું ને પછી આગળ વધવા પ્રયાસ કરવો એ ધર્મ. આવું સૂત્ર એજ ધર્મજીવનનું-માનવજીવનનું સૂત્ર હોવું જોઇએ, એમ મને તો લાગે છે. આવું સૂત્ર બનાવીએ એટલે આપણને અન્યની ચર્ચા કે વાર્તા કરવાનો ક્ષણભરનો પણ અવકાશ ક્યાં રહે? આપણે આપણું તપાસવાનું થોડું છે? અને સૌ પોતપોતાનું જુએ તો કોણ કોનું જોવા બેસે? વળી એમ થાય એટલે અન્યનાં આચરણ સાથે પોતાના આચરણની તુલના કરી દોષ નિહાળવાનો કોઇને સમય પણ ક્યાંથી મળે?

રાણાજી! આમાં મીરાંનું દૃષ્ટાંત સંસારીઓનાં જીવનને ઉદ્ધત દૃષ્ટાંત નીવડે એવો વિચાર કરવાનો મીરાંને ક્યાં સમય છે? અને તેટલા માટે જ આ જીવન અન્યને ઉદ્ધત દૃષ્ટાંતરૂપ બને એવો ભય મીરાંને તો નથી જ. પહેલાં તો મીરાં દૃષ્ટાંત બેસાડવા યા દેખાડવા આ ધર્મ આચરતી નથી. મીરાં પોતાને માટે અને દીર્ઘદૃષ્ટિથી જોશો તો સૌ પોતપોતાને માટે જ જીવે છે. ઇશ્વરપ્રાપ્તિ એ સૌનું લક્ષણ છે અને સમૂહ જાણ્યે કે અજાણ્યે એમાં જ મળે છે. એની પ્રાપ્તિમાં સૌ સ્વતંત્ર છે. બાલક, સ્ત્રી કે પુરૂષ સૌને ઇશ્વરપ્રાપ્તિનો સમાન હક્ક છે, અને એ સમર્થનું પદ પામવા જતાં માર્ગમાં હરકાંઇ આવે તો પણ તેને દૂર કરવાનો સૌને સમાન અને સંપૂર્ણ અધિકાર છે. સૌનું પ્રિયતમ એ છે, અને તેથી એ એક જ પ્રિયતમને માટે અન્ય સર્વ પ્રિય અને પ્રિયતમની પ્રતિમાનો ત્યાગ કરવો પડે એમાં જરાયે પાપ કે અધર્મ નથી. એ પ્રિયતમની પ્રાપ્તિ થતાં સૌ પ્રિયની પ્રાપ્તિ થઇ જાય છે. એ પ્રિયતમની પ્રાપ્તિના નિષ્કામ યજ્ઞમાં પ્રેમની અકામ આહૂતિ છે. એ શ્રેયસની સાધનામાં સર્વ પ્રેયસ આહૂતિરૂપ દ્રવ્ય બને છે.

મહારાજ, આમ આત્માનો ધર્મ એ ધર્મ. અન્યને ખાતર કે કોઇ સાંસારિક કામના પૂરવાનો કર્મવ્યવહાર એ ધર્મ નહિ. અહીં તો નિષ્કામ કર્મ–નિષ્કામ અને અવ્યભિચારીણી ભક્તિ છે. આસક્તિ અને આશા વિનાનો ધર્મ એ જ ધર્મ. એ જ ભગવાન્ કૃષ્ણનું વીર અર્જુનને ગીતા રૂપે ઉપદેશામૃત–એ જ ધર્મોપદેશ. અન્યને ખાતર કે કોઇ કામ્ય કર્મની ફલપ્રાપ્તિ નિમિત્ત ધર્મ એ તો કર્તવ્ય બની જાય: સકામ યજ્ઞ બની જાય રાજન્!

# ( ૧૪ )

## વર અને વહુ.

[પાત્રો: વર અને વહુ. જેમને વાચનારે યથારુચિ નામ આપી લેવાં.
સ્થલ: ખાનગી ઓરડો. સમય: ફુરસદનો.]

### ૧: એબલાર્ડ અને એલોઇસ.*

વરઃ—આજે કેમ ત્હમારા હાથમાં કંઇ શીવવાભરવાનું નથી?

વહુઃ—લેવું હશે તો એનો દાબડો આ રહ્યો.

વરઃ—હું ચોપડી કે છાપું હાથમાં લઉં તેની રાહ જોવાતી હશે?

વહુઃ—એમ પણ ખરું ને એમ નહીં પણ ખરું.

વરઃ—મ્હારા મનમાં પણ આજે એક વાત ઘોળાય છે એટલે રોજની માફક વાંચવાની ઇચ્છા એવી સરખી જ છે. પણ કહો જોઇયે ત્હમારા મનમાં બીજી શી વાત છે?

વહુઃ—આપણે અહીં આવ્યે કેટલા બધા દિવસ થઈ ગયા?

વરઃ—વાહ, મ્હારા મનમાં પણ એ જ વાત છે. આવતી કાલે એક મહિનો પૂરો થશે.

વહુઃ—આપણે અહીં આવતાં આગગાડીમાં મળેલા એકાંતમાં બંનેએ શા શા વિચાર કર્યા હતા? એ બધા ક્યારે અમલમાં મુકીશું?

---

* આ સંવાદ ઇ. સ. ૧૯૧૪માં લખાઇ તેજ સાલના "ગુજરાતી"-ના દીવાળીઅંકમાં પ્રથમ પ્રકટ થયો હતો.

વર:—હું પણ એ જ વિમાસણમાં હતો. ત્યાં ભાઇભાંડુના ભરેલા ઘરમાં આપણને સાથે ગાળવાનું એકાંત મળતું જ નહીં. દિવસે ત્હમનેમ્હને બંનેને ફુરસદ હોય એવા જોગ કદાચ બની આવતા ખરા, પણ તેને ઝડપી લેતાં ત્હમે શરમાતાં : રખે ને કોઇ ટીકા કરશે, કોઇ મોઢું જોઇ જશે, કોઇ બરોબરિયું ટોળ કરશે, કે કોઇ ન્હાનું લવી જશે, એ જ ધાસ્તી ત્હમને રહ્યા કરતી. વળી પાંચ મિનિટ મળશે કે કલાક એ કંઈ કળાય નહીં એવી આપણી પરતંત્ર સ્થિતિ, તેથી હું પણ આગ્રહ કરતો નહીં. એટલે આગગાડીમાં આપણે પ્હેલો તો એ જ ઠરાવ કર્યો હતો કે હવે પરગામની નોકરીથી સ્વતંત્ર થયાં તે રોજરોજ પુષ્કળ વખ્ત સાથે જ ગાળીશું. આ મહિનો તો જાણે ઘર માંડવામાં, મ્હનેત્હમને પોતપોતાના કામથી માહીતગાર થવામાં, અને મળવાહળવા આદિમાં ચાલ્યો ગયો. વારુ, એ પણ બધું જરૂરનું હતું. પરંતુ હવે દિવસ ઉપર દિવસ એમ ને એમ જવા દઇશું તો તો આ હાથ આવેલો હીરો આપણા હાથમાં હીરો મટી કાચ જ થઇ જશે.

વહુઃ—છેલ્લા કેટલાક દિવસથી હું વાટ જ જોઇ રહી હતી, પણ ત્હમે બેસતાં વાત જ કંઇ ને કંઈ વાંચવાનું ઉપાડતા એટલે ત્હમારા કામમાં વિક્ષેપ કેમ નાખું ?

વર:—ના ના, એવો અતિવિવેક હવે આપણા વચ્ચે હોય નહીં; બેશક ત્હમારે બોલવું જોઇતું હતું.

વહુ:—એ અમારો બૈયરનો ધર્મ નહીં. ત્હમે મોટા અમે ન્હાનાં; ત્હમે નાયક અમે અનુચર; ત્હમે ભોક્તા અમે ભોગ્ય; ત્હમે અમારા સ્વામી, અમે ત્હમારી ચરણરજ.

વરઃ—એ બધાં પોથીમાંનાં રીંગણાં પોથીમાં જ રાખો. કોઈ કાળે પુરુષો એ પ્રમાણે પળાવવા રાજી હશે, અને સ્ત્રીઓ પણ રાજીખુશીથી પાળતી હશે. પણ આપણા અનુભવમાં તો સ્ત્રીઓ એ પાળતી યે નથી તેમ પુરુષો એવું માગતા પણ નથી.

વહુઃ—કેવી નાસ્તિક વાત કરો છો ! ત્હમે જાણે ઇંગ્રેજીના મંત્રમુગ્ધ, તેથી મ્હારે પણ શું મડમડી બનવું ?

વરઃ--ઓ ત્તમારીની : મડમડી નહીં તો શું ભગતડી બનવાની ઉંડી ઉંડી વાસના સળવળતી હશે.

વહુઃ—ક્યાં એક છેડાથી છેક બીજે છેડે કુદી જાવ છો ને ગંભીર બાબતને હસી નાંખો છો. મ્હારે તો ભગતડી યે નથી થવું ને મડમડી યે નથી થવું. મ્હારે મ્હારા પોતાથકી કંઇ જ થવાપણું છે નહીં. થઇશું જે કંઈ ત્હમે અમારા સરજનહાર જે બનાવી શકશો તે. જેવી ચાહો તેવી ઘડી લ્યો. બૈયર તો કેવળ કાચી માટીનો પિંડ, તેનો ઘડવો હોય તે ઘાટ ઘડી પકવી લ્યો, અને રીઝો.

વરઃ—એટલે ?—એટલે ? આ તો વળી કંઇ નવી જ ફિલસુફી. આ કઈ પોથીમાંથી કહાડયું ?

વહુઃ—પોથાંપોથાં તો ત્હમે વિદ્વાનો જાણો. પણ ત્હમે વાસનાની વાત કહાડી તો ખરી પતિવ્રતા સ્ત્રીની ઉંડામાં ઉંડી વાસના તો એ જ.

વરઃ—એનો કંઇ પુરાવો, કંઇ દાખલો ?

વહુઃ—જોઇયે એટલા. સતી, સાવિત્રી, સીતા, દમયંતી, તારામતી, સુલોચના, મૈત્રેયી, દ્રૌપદી, શકુંતલા, કાદંબરી, સિદ્ધાર્થપત્ની યશોધરા, હાડી રાણી, ઈંગ્લાંડનાં રાણી મેરી અને મહારાણી

વિક્ટોરિયા, ભરૂચનાં ચૂની દેસણ, આદિ જે જે સતીઓ થઈ ગઇ, થાય છે, અને થવાની, તે સર્વે એના દાખલા અને પુરાવા.

વરઃ—ઉભાં રહો ઉભાં જરા ! ત્હમે મ્હને કહેતાં હતાં કે હું વાંદરાની માફક કુદાકુદ—

વહુઃ—ક્યારે વળી ? અમથા ગળે ન પડો, ત્હમને એવું કંઈ કહેતાં પ્હેલાં જીભ જ કાપી નાખવી પડે તો.

વરઃ—વળી નહીં શાને ? ત્હમે પોતે કહ્યું કે હું એક છેડાથી બીજે છેડે કુદકા મારું છું, અને ત્હમે જ આ શું કરો છો ? ઇતિહાસ પુરાણ અને દષ્ટાંત, કાવ્ય નાટક નવલકથા અને દંતકથા, દેવ દાનવ માનવ અને મ્લેચ્છ, ખરું અને કલ્પિત, પૂર્વ અને પશ્ચિમ, ભૂત વર્ત્તમાન અને ભવિષ્ય,—ત્હમારી સતીઓનાં બારપંદર નામમાં તો ત્હમે આ તમામની કચુમર કરી મારી. આનું નામ પ્રમાણ અને પુરાવો કે ? ખરે, ત્હમને પુરાવાનું શાસ્ત્ર ભણાવવું પડશે.

વહુઃ—હું ક્યાં ના કહું છું, જેટલું ભણાવી શકતા હો તે સર્વ ભણવા તૈયાર છું. મ્હારો દાવો જ એ છે કે તમે ગુરુ અને હું તમારી શિષ્યા. ત્હમે મ્હારા યાજ્ઞવલ્ક્ય.

વરઃ—ઍબલાર્ડ અને એલોઇસનો ઇતિહાસ જાણો છો ?

વહુઃ—ના જી સંભળાવોઃ "ત્રિયાને વહાલી વાત."

વરઃ—એ પણ ગુરુશિષ્યાની જ વાત છે. પણ યાજ્ઞવલ્ક્યમૈત્રેયીની વાતમાં અને એમાં બહુ ફેર છે જો.

વહુ—છો ને રહ્યો; મ્લેચ્છોની વાત રજોગુણી વિશેષ હશે એ જ કની ?

વરઃ—રજોગુણી એટલે ?

વહુઃ—તે તો કોણ જાણે; ત્હમે સવાલો યે કેવાકેવા પૂછો છો? જાણે પોતે કંઇ જાણતા જ નથી. સત્ત્વગુણ, રજોગુણ, ને તમોગુણ: ઉત્તમ, મધ્યમ, ને કનિષ્ઠ; પરહિતને માટે આત્મહિંસા, અહિંસા, અને હિંસા; એથી વધારે તો પંડિતો જાણે.

વરઃ—એટલે આપણે આર્યો ઉત્તમ; યુરોપના ચીનના ને બીજા મ્લેચ્છો મધ્યમ, અને ભીલ, કોળી, ઢેડ, હબસી એ કનિષ્ઠ, એમ?

વહુઃ—ના ના, એમ તો છેક નહીં જ હોય; બધી જાતોમાં સત્વગુણી માણસો યે પાકે, રજોગુણી યે પાકે, ને તમોગુણી યે પાકે.

વરઃ—પણ આપણામાં સત્ત્વગુણી ને રજોગુણી માણસો વધારે, બીજામાં રજોગુણી વધારે, વળી બીજામાં તમોગુણી વધારે, અને સત્ત્વગુણી આપણા જેટલા બીજા કોઇમાં નહીં એમ ખરું કની?

વહુઃ—હાલના કલિયુગના વખ્તમાં એમ પણ નહીં. પણ આગલા યુગોમાં આપણામાં સત્ત્વગુણ બહુ વધારે હતો એમ કંઇક હશે.

વરઃ—તો ઠીક. અમે ઇંગ્રેજી ભણેલા તો એમ જ માનિયે છિયે કે ઇંગ્રેજો આપણા કરતાં બધી વાતે ચ્હડે, આપણે હાલના યુગમાં એમનાથી દરેક રીતે ઉતરતા.

વહુઃ—જાવ, જાવ, એવું તે કંઈ મનાય! શું ધર્મમાંયે ઇંગ્રેજો ચ્હડે, નીતિમાંયે ચ્હડે? આપણા શાસ્ત્રીઓ અને સંન્યાસીઓ કરતાં એમના પાદરીઓ ચ્હડે? આપણા દેશની સ્ત્રીઓ કરતાં મડમો ચ્હડે? આપણા સંસારરીવાજો કરતાં એમના શું ધૂળ ચ્હડે?

વરઃ—આખો લાડવો (થેલાગો ન ખવાય; આજે આપણે એનો એકાદ ડડકો લઇયે.

વહુઃ—અને પેલો ઇતિહાસ ?

વરઃ—હા, હા, આપણા વાર્ત્તાલાપના મંગલાચરણમાં આજે ઉચ્ચ પ્રેમના નિરવાધ આત્મભોગની એ રસીલી કથા ત્હમને કહું.

વહુઃ—ઓહો, આટઆટલી વખાણો છો ત્યારે તો એ વાત સત્ત્વગુણી જ હશે.

વરઃ—એ તો સાંભળીને ત્હમને જે લાગે તે ખરું. પણ એ ખરેખરો બનેલો ઇતિહાસ છે, એટલે એમાં આપણી ત્રિગુણાત્મક દુનિયાના કેટલાક રજકણ તો ભળેલા જ છે.

વહુઃ—ચલાવો.

વરઃ—ઍબલાર્ડ અને એલોઇસ બંને ખાનદાની, ખુબસૂરતી, અને બુદ્ધિપ્રભાવમાં અનુપમ હતાં, અને આપણે ત્યાં પૃથ્વીરાજ અને સંયુક્તા થયાં તે અરસામાં હાલના ફ્રાન્સ દેશમાં થઇ ગયાં. ઍબલાર્ડ અઢારવીશ વર્ષનો થતાં જ એક સમર્થ વિદ્વાન અને ફિલસુફ તરીકે પંકાવા લાગ્યો. અને ફિલસુફીનાં ગંભીર તત્ત્વોને સરલ અને મોહક છટાથી સમઝાવવાની એની શક્તિથી એ તે વખતના પ્રસિદ્ધ ગુરુઓને વાદવિવાદમાં એક પછી એક હરાવવા લાગ્યો. આ પ્રમાણે વિદ્યાના વિષયોમાં વિજયો મેળવતો મેળવતો તે પૅરિસની વિખ્યાત શાળાના ગુરુને પણ હરાવી તથા તેની પાસે પોતાની ફિલસુફીની શ્રેષ્ઠતાનો સ્વીકાર કરાવીને તેને સ્થાને નીમાયો, તે વખતે એને હજી ત્રીશ વર્ષ પણ નહોતાં થયાં; અને સૌ ધારવા લાગ્યા કે એના જેવો વિચક્ષણ ધર્મગુરુ 'કાર્ડિનલ'ની કે છેક ઊંચામાં ઊંચી રોમના 'પોપ'ની પદવી સુધી પણ ચ્હડી શકશે. પરંતુ તે વખતે પૅરિસના એક મોટા દેવળના મહાધિકારીઓમાંના એકની સાથે એની ભત્રીજી એલોઇસ રહેતી હતી. તે દશ વર્ષની થઇ તે પહેલાં

તો તેની વિદ્વત્તાની વાહવાહ થઈ રહી, અને એનો અભ્યાસ વધારવાને માટે હવે એના લાયક ગુરુ તે ક્યાંથી મેળવવો એ વિશે એના કાકાને ચિંતા થવા લાગી. ઍબલાર્ડ એ બાલાનાં ખીલતા રૂપથી આકર્ષાયો અને તેણે ધીમે ધીમે કળે કરી કરીને એના કાકાની સાથે પરિચય વધારી દીધો, એને ત્યાં જ રહેવા લાગ્યો, અને વખ્ત જતાં એલોઇસનો ગુરુ પણ થયો.

વહુઃ—શિષ્યા એ તો ગુરુની ધર્મપુત્રી ક્હની ?

વરઃ—હાસ્તો. એની વચ્ચે અઢારેક વર્ષનું અંતર એટલે કુદરતી લેખે પણ પિતાપુત્રી જેવાં. વળી ઍબલાર્ડ અને કાકો બંને એકબીજાના આશ્રમભાઇ, એટલે એ ન્યાયે એ પણ કાકો. અને એથી પણ વિશેષ વિરોધ તો એ કે ઍબલાર્ડ પાદરી થયેલો એટલે તે વખ્તના આશ્રમધર્મો પ્રમાણે પ્રભુને જ પરણેલો, અને કોઇ પણ સ્ત્રીની સાથે દુનિયાદારીનો વિવાહ કે સંબંધ ન કરવાને પવિત્ર પ્રતિજ્ઞાથી બંધાયેલો. એવી પ્રતિજ્ઞા તોડવાનું મહાપાતક કરે તો એની સઘળી મહત્ત્વાકાંક્ષા અને એનો આખો ભવ બરબાદ જાય.

વહુઃ—વાહવા, વિધિ પણ દુનિયામાં કોઇકોઇ વાર કલ્પિત કથાના જેવા જ ઘાટ આણી મુકે છે. પછી ?

વરઃ—પછી રહ્યો છાનોછૂનો ન રાખી શકાય એવો શૃંગારરસનો અતિશય, અને તેમાં ત્હમે કહો છો તેવી મ્લેચ્છ રજોગુણી દુનિયામાં કરુણારસ પણ મનમાન્યો રેડાયો. કિશોરીની જુવાની ખીલતી ગઇ તેમ તેમ લોકોમાં વાતો ચાલી. પ્રથમ તો કાકાએ તે માની જ નહીં; મનાય પણ કેમ! પણ ઍબલાર્ડની પ્રતિભા સર્વદેશી હતી. એ કવિ પણ હતો. એનો અલૌકિક સુખપ્રવાહ એના જીવનમાં સમાયો નહીં. એનાથી પોતાની લાગણીઓ

ગવાઇ ગઇ. અને એ શૃંગાર અને પ્રેમના ઉભરા એવા તો સુંદર હતા, કે તે જોતજોતામાં આખા દેશમાં ફેલાઇ ગયા. કાકાની પણ જતે દહાડે ખાતરી થઇ અને એણે આ બંનેને છૂટાં પાડયાં.

વહુઃ—શું એલોઇસે કાકાની આજ્ઞાથી ગુરુ-પ્રીતમને ત્યજી દીધા?

વરઃ—ના રે ના, એ ગુરુજી તો એને વિદ્યા કરતાં કે પ્રાણ કરતાં કે આબરુ કરતાં પણ વધારે પ્રિય થઇ ચૂકેલા હતા. બંને ગુપ્ત રીતે મળવા લાગ્યાં. પણ રૂપ, ગુણ, પદવી, અને વળી આ લોક-નાયકાથી બંને એટલાં બધાં જાણીતાં થઇ ગયેલાં હતાં કે એમની મુલાકાતોની મહિના માસમાં જ કાકાને ખબર પડી ગઇ. તેણે એલોઇસ ઉપર કંઇ જુલમ કરવા માંડયો હશે, વળી એ ગર્ભવતી પણ થયેલી, એટલે ઍબલાર્ડ અને એલોઇસ પૅરિસથી નાઠાં અને દૂરના એક ગામડામાં જઇને રહ્યાં. આ પ્રમાણે આ વખ્ત તો ઍબલાર્ડે પોતાની પદવી અને મહત્ત્વાકાંક્ષાઓના કરતાં એલોઇસના પ્રેમને વધારે ગણ્યો ખરો.

વહુઃ—પશુપંખીમાં યે નરને ગર્ભવતી માદાની કાળજી પડે છે. આમાં તે ઍબલાર્ડે શો મોર માર્યો. આ ત્હમારો પુરુષજાતિનો આત્મભોગ કે? પણ ત્હમે પુરુષો સ્ત્રીજાતિને જે ત્રાજવામાં તોળો છો તે જ ત્રાજવામાં પોતાની જાતને તોળવાના જ નહીં ને!

વરઃ—શાબાશ, ટીકા તો બહુ જ ઉત્તમ કરી. પણ જો જો હો કે, બોલેલા બોલને વળગી રહેવું પડશે, અને વળી એમાંથી જે જે અનુમાન નીપજે તે બધાં યે સ્વીકારવાં પડશે.

વહુઃ—વારુ હવે, અમથા ડરાવતા. અમે તો જે વખતે જે લાગે તે કહી દઇયે; અને અમને કંઇ વિદ્વાનોના જેવી કસીકસીને

બોલ વાપરવાની આદત નહીં, તે બોલ અને દલીલનાં બંધન ત્હમને વિદ્વાનોને જ શોભે, અમે રેંજીપેંજી તો ભૂલિયે ત્યાંથી ફરારે આગલું બોલેલું ભૂસી વાળિયે અને નવેસરથી બોલિયે.

વરઃ—ખાસ્સું બેશઃ અમને મરદોને વાચા છે તે સામાને બાંધવાને નહીં; ત્હમને બૈરાંને વાચા છે તે સામાથી બંધાવાને નહીં: અમારે મરદોએ બોલે બોલે બંધાવાનું જ, ને ત્હમારે બૈરાંએ બોલે બોલે બાંધવાનું જ, ખરું કની?

વહુઃ—આવા આડા વાદ કરે તેને તો બ્રહ્મા યે શી રીતે પહોંચે! અદાલતમાં જેમ વાદી વિરુદ્ધ પ્રતિવાદી તેમ ત્હમારા મગજમાં પુરુષો વિરુદ્ધ સ્ત્રીઓ જ રમી રહે છે. તેમાં મ્હારો શો દોષ? હું તો એટલું જ કહું છું કે વિદ્વાન ને અવિદ્વાન વચ્ચે વાદ હોય ત્યાં બોલ અને દલીલના જે સખ્ત ધોરણથી વિદ્વાનને બાંધિયે તે અવિદ્વાનને માટે યે રાખિયે, એ તો ન્યાય નહીં પણ દેખીતો અન્યાય. લ્યો થયું હવે, આપણો ઇતિહાસ જ આગળ ચલાવો.

વરઃ—વાદવિવાદ એટલે શું એટલી પણ ત્હમને ગમ નથી જો: કોઇ પણ વાદમાં એક પક્ષને માટે એક ધોરણ અને બીજાને માટે બીજું એવું હોઇ જ શકે નહીં. ત્હમે ન્યાયઅન્યાયના પોકાર ઉઠાવો છો તો આટલું અવશ્ય ધ્યાનમાં રાખશો કે સામસામા બંને પક્ષને માટે એક જ ધોરણ એ જ ન્યાય, અને એમાં જેટજેટલો ફારફેર રાખવામાં આવે તે બધો યે કેવલ અન્યાય. વારુ, હવે આપણી વાત-કયાંથી અટકી છે?

વહુઃ—ઍબલાર્ડ ને એલોઇસ ગામડે જઇને રહ્યાં.

વરઃ—હા, પણ ઍબલાર્ડની કીર્ત્તિ જેમ મોટી હતી તેમ એના અદેખા દુશ્મનો પણ ઘણા હતા. થોડા વખ્તમાં જ કાકા

એમના ઠેકાણાની ખબર પડી ગઈ, અને એ તેમની પૂઠે પડયો. ઍબલાર્ડને કહે કે મ્હારી ભત્રીજીનો ભવ બગાડયો છે તે સુધારવો હોય, તું કહે છે તેમ ત્હારો એના ઉપર ખરેખર શુદ્ધ પ્રેમ હોય તો તો તું એની સાથે લગ્ન કર.

વહુઃ—બરાબર.

વરઃ—શેનું બરાબર ? એલોઇસ પોતે જ એ વાતની વિરુદ્ધ પડી.

વહુ—હેં !

વરઃ—હા. આ વાતને વર્ષો વહી ગયાં તે પછી છેક જ નરમ બની ગયેલા ઍબલાર્ડે પોતાના પ્રેમની કહાણીનું વર્ણન કોઇને લખ્યું હશે, તે એલોઇસના જોવામાં આવતાં એણે પણ એક કાગળ લખેલો, જે તેની સુંદર શૈલી અને ઉન્નત ભાવનાને લીધે અમર રહી ગયો છે, તેમાં એણે સાફ લખ્યું છે, કે પૂર્વ અને પશ્ચિમમાં દિગ્વિજય કરનાર એલેકઝાંડર જેવા સર્વોત્કૃષ્ટ રાજાધિરાજની વેરે લગ્ન કરી તેની અને સાથે આખી દુનિયાની પટ્ટરાણી બનવાનું મ્હારા હાથમાં હોત, તો પણ એ બધું યે તુચ્છકારીને હું તો ઍબલાર્ડની રખાયત થવાનું જ વધારે પસંદ કરત.

વહુઃ—આ તો એમની પડતીનાં વર્ષોમાં લખેલું કની ?

વરઃ—એવી તાણખેંચની વકીલાત ચાલે એમ નથી. થઇ ગઇ તે થઇ ગઇ અને હવે અબલાર્ડના દર્દને કંઇક ત્હાડક વળે એટલો જ આ લખવામાં એલોઇસનો હેતુ હશે એવી ત્હમારી સૂચનાને અવકાશ જ નથી. તેજ વખ્તે જ્યારે કાકાએ લગ્ન માટે હઠ લીધી ત્યારે પણ એલોઇસે ધસીને ના જ કહ્યા કરી. એ કહે ઍબલાર્ડ લગ્ન કરે તો એઓ પતિત થાય અને એમનો આખો

ભવ બગડે એટલું જ નહીં પણ એમના જેવા નરરત્નથી દુનિયાને જે અનેક અમૂલ્ય લાભ થવાના તે બધા ઉપર મીંડું મુકાય, એ હું પ્રથમથી જ સારી પેઠે જાણું છું; અને એમના વગરનું જીવન તે જીવન જ નહીં એવો મ્હારો એમના ઉપર પ્રેમોદ્રેક થતાં મેં જે કંઇ કર્યું છે તેમાં એમનો દોષ કે એમનું દબાણ લેશ પણ હતું નહીં. પ્રથમથી જ મેં મ્હારી જાતે ઉઘાડી આંખે જ એમને મ્હારું સર્વસ્વ સમર્પી દીધું છે, અને મ્હારા જેવીનો એ મહાપુરુષે સ્વીકાર કર્યો અને વળી મ્હને પોતાની ગણે છે, એ હું મ્હારાં અહોભાગ્ય સમજું છું. વળી એમના સમાગમમાં મ્હને તો સ્વર્ગ છે, પણ એ સમાગમ જેમજેમ લંબાય છે, તેમતેમ એમનું ભવિષ્ય કથળે છે, નીચ અદેખાઓનું જોર વધે છે, અને દુનિયાને હાનિ છે. એ બધું યે મ્હારા ધ્યાનમાં છે, પણ શું કરું ? બૈરીની જાત છું, હાલ તો નિરુપાય છું, અને એ પણ મ્હને અળગી થવા દે એમ નથી.

વહુઃ--પ્રેમોદ્રેકે ખરા અને વીરાંગના યે ખરી. ઍબલાર્ડે શું કર્યું ?

વરઃ--એના વિચક્ષણ બહુરંગી આત્માને વિદ્યા અને ફિલસુફીનું સુખ, વિવાદોમાં વિજયનું સુખ, સેંકડો હોંસીલા શિષ્યોના ગુરુપદનું સુખ, વર્તમાન કીર્તિ અને ભવિષ્યની આશાઓનું સુખ, એટલાથી તૃપ્તિ ન વળી અને મોટી ઉંમરે પણ એલોઇસનું રૂપ જોઇને પ્રેમની તૃષા જાગી, તે વખ્ત એણે કદાચ ધાર્યું હશે કે આટલી વયે હવે મ્હને મદન શું કરી શકનાર છે, અને સાત્વિક સ્નેહથી જ મ્હારી તરસ છીપશે, માટે લાવ એ અનુભવ લઉં. પછી તો તપસી પડયા લપસી વાળી વાત થઇ. આત્મસંયમ અને જીવનની ભાવનાઓના બંધાયેલા સ્ફટિક પ્રેમપૂરની તાણમાં તણાતા તણાતા પીગળી ગયા અને ઍબલાર્ડ એલોઇસને લઇને ગામડે આવ્યો. ત્યાં

પૅરિસ અને પૅરિસના જીવનનો–પોતાના મહાન જીવન કર્તવ્યનો–વિયોગ જેમજેમ લંબાતો ગયો તેમતેમ એને વધારે વધારે સ્પષ્ટતાથી લાગતું ગયું કે એ વગર તો એનું જીવન વૃથા જ. એ હતું ત્યારે એટલાથી જ તૃપ્તિ ન થતાં પ્રેમની તૃષા જાગી હતી. પ્રેમ–એલોઇસનો વિશુદ્ધ પ્રેમ–મળ્યો ત્યાં એ ખસી ગયું. એના બહુતંતુ આત્માને બંને સાથેલાગાં જોઈતાં હતાં, અને દેશકાળ એવો હતો કે એ બંને જૂદાં જૂદાં. અમૃત એક બીજામાં ભેળવાય જ નહીં. ઍબલાર્ડથી એકે છંડાયું નહીં. અને ભેળવતાં તો બંને વિષ થઇ ગયાં. એનું સાહસ કે પાતક જે કહો તે આ જ.

વહુઃ––શું ત્હમે પણ આ વકીલાત નથી કરતા?

વરઃ––સાંભળો તો ખરાં. હવે એ કાકાએ લગ્નની હઠ લીધી ત્યારે આ ફિલસુફ પ્રેમીએ વિચાર કર્યો કે મ્હારા પ્રેમ ને હિતની ખાતર સર્વનાશ પણ સ્વીકારવાને તૈયાર મ્હારું વ્હાલું સ્ત્રીરત્ન અત્યારે રખાયતની નિંદ્ય પાતકી સ્થિતિમાં છે તે છેક જ અજુગતું છે, અને લગ્ન કરવાથી એને કાયમની નિષ્કલંક પત્નીની સ્થિતિ મળે એ લાભ અમૂલ્ય છે. એથી ઉલટું મ્હારો પ્રતિજ્ઞા ભંગ તો થયો જ છે, તે લગ્ન કરવાથી વધવાનો નથી. અને મ્હારા ભવિષ્યની ખીલવટમાં હાલ જે વિઘ્ન આવ્યું છે તે તો થોડા વખ્તમાં લોકોની હોહા શમી જતાં દૂર થશે. હું પાછો નવેસરથી આરંભ કરી શકીશ, અને મ્હારામાં શક્તિ છે તો મ્હારું ભવિષ્ય મ્હારા હાથમાં જ છે. પ્રસિદ્ધ લગ્ન કરું તો એ ભવિષ્યને કાયમનું જતું કરવું પડે ખરું, પણ ગુપ્ત લગ્ન કરું અને કાકો એને ગુપ્ત રાખવાનું વચન આપે તો બધું યે સચવાયઃ મ્હારું ભવિષ્ય મ્હારે માટે ખુલ્લું રહે અને એલોઇસનું કંલક જાય.

વહુઃ—શી વાત કરો છો ?

વરઃ—આ કંઈ જોડી કહાડેલી કથા નથી, ખરો બનેલો ઇતિહાસ છે.

વહુઃ—લગ્નની હકીકત તે છાની રહે ? કાકો એવું વચન પાળે પણ ખરો ? લગ્ન છાનું રાખી શકાતાં એલોઈસનું કલંક તો વળી ઊભું જ રહે ને ?

વરઃ—અને ઍબલાર્ડના દુશ્મનો જાણ્યા વગર રહે ? એલોઈસની પણ ના જ હતી, પણ આ પ્રેમી ઍબલાર્ડે લીલુંસૂકું નજ જોયું; લગ્ન કર્યાં; અને તે ગુપ્ત ન રહી શક્યાં. ઍબલાર્ડના જીવનકર્તવ્યનું દ્વાર બંધ થઈ ગયું. ત્યારે એને બળે કરીને પણ ઉઘાડી આપવાને એલોઇસ, જે લગ્નની વાત સાફ ખોટી અને દુશ્મનોએ જ ચલાવેલી છે એમ જ કહ્યા કરતી હતી, તે પોતાના પ્રીતમને કોણ જાણે શા રીતે પણ ત્યજીને જતી જ રહી. આઘે આવેલા કોઈ સ્ત્રીઓના મઠમાં જઈ સાધ્વીપણાની પ્રતિજ્ઞા લેવા માગું છું એમ કહીને રહેવા લાગી.

વહુઃ—ધન્ય છે એની વફાદારીને. પોતાના સ્વર્ગથી પણ પતિત થઈને પ્રિયતમના હિતનો માર્ગ લીધો.

વરઃ—પણ એમાંથી ઍબલાર્ડનું ઘોર અહિત નીપજ્યું.

વહુઃ—શું વળી ?

વરઃ—આપણા દેશની બીનાઓ અને વાર્તાઓમાં ત્હમને સૌથી વધારે રાક્ષસી હકીકત કઈ લાગે છે, કહો જોઇયે ?

વહુઃ—કાળકરાળ ભીમે અધસરસ્તા દુઃશાસનનું લોહી પીધું અને એ ઊના ઊના લોહીવડે દ્રૌપદીનું માથું હોળ્યું એ ?

વરઃ—એ દાખલો ચાલશે. એલોઈસ પોતાની મેળે જતી રહી છે એ એના કાકાએ માન્યું નહીં. એણે એમ જ માન્યું કે

ઍબલાર્ડની વિષયવાસના ઓસરતાં એણે જ એનો ત્યાગ કર્યો. અને પોતાની ભત્રીજીનો આ પ્રમાણે ભવ બગાડ્યો તેનું વેર લેવાનો એણે નિશ્ચય કર્યો. ઍબલાર્ડના ખારીલા દુશ્મનોએ બળતામાં ઘી હોમ્યું, અને એક રાત્રે ઍબલાર્ડ નીરાંતે ઉંઘતો હતો ત્યાં કેટલાક રાક્ષસો ઘૂસી ગયા, અને અતિ નિર્દય કાપકૂપ કરીને તેઓએ એ બાપડાને ઘડીના છઠ્ઠા ભાગમાં નામર્દ બનાવી દીધો.

વહુઃ—અરરર. વેર લેવામાં પણ જે નરાધમો આવું કુકર્મ કરે તે તો જીવતા પિશાચ જ.

વરઃ—બસ, શૃંગાર અને કરુણરસનું શિખર વા પાતાલ ભયાનક કે બીભત્સ ( જે કહો તે ) રસમાં આવી ગયું. અને આ તો ઇતિહાસ છે એટલે નાયક અને નાયિકા જીવ્યાં ત્યાંસુધી ઝીણી ઝીણી હકીકત હજી ઘણી યે છે, પણ તેમાં જાણવા જેવી થોડી જ છે.

વહુઃ—ના ના, જે કંઇ હોય તે કૃપા કરીને કહો, અને ન જ હોય તો કંઇક જોડીને કહો, કેમ કે આવા કમકમાટી ભરેલા બનાવ આગળ તે મનને શી રીતે કાયમનું થંભાવાય ?

વરઃ—એ પણ ખરું. પણ ધારો કે એ બેનાં આયુષ્યની બીજી કંઇ પણ હકીકત નોંધાઇ આવેલી નથી, તો ત્હમે જ એ વાતનો અંત કેવો જોડી કહાડો ?

વહુઃ—પછી એ બે જણાં સાથે રહે તો યે અપવાદનો ભય રહ્યો નહીં, એટલે એ ગુરુ અને શિષ્યા સાથે જ રહ્યાં, એમના શિષ્યો અને એમની કીર્તિ વધતી જ ગઇ, અને એમની સાત્વિકતા અને પવિત્રતાને માટે ઘણાં વર્ષ સુધી પૂજાઇ અંતે એઓ પ્રભુધામમાં છેક વૃદ્ધાવસ્થામાં અને થોડે થોડે અંતરે ગયાં, એવો કંઇ અંત સારો ન લાગે ?

વરઃ—ખોજા તે પૂજાતા હશે ? "आकृति गुंणान्कथयति" સ્ત્રીપુરુષની શારીરિક અને માનસિક શક્તિઓ અને ઇંદ્રિયોની વચ્ચે કંઇકંઇ ગૂઢ સંબંધો હોય છે. વળી ઍબલાર્ડ મહાપુરુષ હતો તે એની પ્રતિભાએ જ, મનોનિગ્રહે નહીં. નહીંતો તો જીવનકર્તવ્યને જ વળગી રહી ગમે તેવાં સ્ત્રીરત્નથી અળગોજ રહેત; સાત્વિક પ્રેમની ભ્રમણામાં પડતે નહીં, ને આ કંઇ કિસ્સો બનતે નહીં. એલોઇસ પણ પાછી એની પાસે ન આવી તે કઇ બરાબર સમઝાતું નથી. ઍબલાર્ડને એના સમાગમથી ઉલટું દુઃખ જ થાય છે એવું અનુભવમાં આવત તો એ પાછી ત્યાંથી જતી રહેવા સ્વતંત્ર જ હતી. પણ એ પોતાનું અને ઍબલાર્ડનું મન વધારે જાણે કે આપણે ? એ પાછી આવી જ નહીં.

વહુઃ—ઍબલાર્ડે બોલાવી'તી ખરી ?

વરઃ—આપણે ત્યાંની કોઇ સ્ત્રી પ્રીતમની આફતમાં તેડાંની રાહ જુવે ખરી ?

વહુઃ—એ તો કંઇયે કેમ કહી શકાય. તમેજ કહો છો ને કે એ બે જેવાં એકબીજાના મનથી જાણીતાં તેવાં આપણે ક્યાંથી હોઇ શકિયે. વળી બીજી વાત. અધર્મ્ય સંબંધના પ્રીતમ વિશે તો આપણા દેશમાં યે કંઇ ન કહી શકાય; પણ હા, પત્ની હોય તે તો આવી વખ્તે તેડાંની રાહ ન જ જુવે. અને એલોઇસને ઍબલાર્ડ પરણેલોજ હતો કની ? વારુ, પણ ખરી હકીકત શી બની ?

વરઃ—આ વખ્તે ઍબલાર્ડની ઉમર આડત્રીશઓગણચાળીશ હશે અને એલોઇસની હજી પૂરાં ત્રીશની નહીં.

વહુઃ—એટલે શું એલોઇસ બેચાર વર્ષે ઍબલાર્ડને ભૂલી જઇ કોઇ બીજાને પરણી ?

વરઃ—ના, ના, ઘણાં વર્ષ વીતી ગયા પછી એણે લખેલા કાગળની વાત હું કહી ગયો ને ?

વહુઃ—હા, એ તો હું ભૂલી જ ગઇ. પણ ત્યારે બન્યું શું ?

વરઃ—એલોઇસના પ્રેમને વિશે શંકા ખાવાનું કારણ જ ન હતું. એનો પ્રેમ અખંડ એવો ને એવો જ રહે એટલો ઊંચો હતો. પણ ઘણાખરા પુરુષોનો પ્રેમ શુદ્ધ પ્રકાશ હોતો નથી; તેમાંથી અવિશ્વાસ અને ઇર્ષ્યાનો થોડોઘણો ઓળો પડે જ છે. દુઃખી ઍબલાર્ડે હવે આગ્રહ કર્યો કે એલોઇસે સાધ્વીપણાની પ્રતિજ્ઞાઓ લેવી જ. અને તેણે એ લીધી. પછી ઍબલાર્ડે પાછી એક શાળા ખોલી, ત્યાં ઘણા શિષ્યો આવવા લાગ્યા અને એમાંના ધનવાનોની ગુરુદક્ષિણા• ઓથી એ જંગલ જેવા પ્રદેશમાં એક ન્હાનું પણ સુંદર સ્થાનક બની રહ્યું. ખ્રિસ્તી ધર્મમાં પિતા, ખ્રિસ્ત, અને સૂક્ષ્માત્મા એ ત્રિપુટીમાંથી ગમે તેની પ્રાર્થના થઇ શકે છે, અને દેવળ ન હોય એવા સ્થળમાં યે એક ઓરડો એ પ્રાર્થનાઓ માટે તેમ એ ધર્મના મુખ્ય સંસ્કારને માટે જુદો રાખી શકાય છે. ઍબલાર્ડે પોતાની શાળામાં એક એવો પવિત્ર ઓરડો રાખ્યો. જતે દહાડે એની શાળાની અને સૂક્ષ્માત્માના એ ધામની નામના વધતી ગઇ. પણ ત્યાં એના શત્રુઓ પાછા એની પૂઠે પડયા. એના શિક્ષણમાં અને પુસ્તકોમાં કેટલોક ભાગ નાસ્તિક છે એવું એના ઉપર તોહમત આવ્યું. નાસ્તિકતાને માટે એ સમયમાં અને એ દુનિયામાં માણસોને જીવતા બાળી મુકવામાં આવતા હતા, અને એવું કોઇના ઉપર આળ આવે ત્યારથી જ એના મોતિયા મરી જતા, કારણ એવી બાબતોનો ન્યાય ચૂકવવાનું ધોરણ પણ નિષ્પક્ષ હતું નહીં. વગેસગે સાચું તે ખોટું ને ખોટું તે સાચું થઇ શકતું. ઍબલાર્ડના

સાહસ, હિંમત, ટેક, આદિ મરદાની ગુણો તો ક્યારના ઓછા થઇ ગયા હતા, અને હવે તો એ ઘરડો પણ થયો હતો. એની નાસ્તિક-તાનું પ્રકરણ લંબાયું; અને એ એટલો નસીબદાર કે તેનો છેવટનો નિર્ણય થતાં પ્હેલાં એ મરી ગયો.

વહુઃ—એલોઈસનું શું થયું ?

વરઃ—શાંત સાધુ જીવનનો ઇતિહાસ હોતો નથી. એની ત્રિઘા સાત્વિકતા અને ભક્તિ વધતાં જ ગયાં. એનાં વીતક સૌએ જાણ્યાં. સૌ એને પૂજનીય ગણવા લાગ્યાં. એ સામાન્ય સાધ્વીમાંથી મઠની મુખ્ય અધિકારિણી થઇ. અને આખા દેશમાંથી દુનિયાથી બળેલી, ઝળેલી, ચંપાયેલી, છંડાયેલી સ્ત્રીઓ એના મઠમાં આવવા લાગી અને એની સોડમાંથી શાંતિ અને ભક્તિનું આશ્વાસન મેળવવા લાગી. ઍબલાર્ડ મરી ગયો એટલે એલોઇસ એના સૂક્ષ્માત્માના ધામમાં જઇને વસી, અને ત્યાં એની આસપાસ સાધ્વી સ્ત્રીઓનો એક મોટો મઠ જામ્યો. તેનો અધિકાર ચલાવતી ચલાવતી એ વીશ વર્ષે મુઇ ત્યારે એનાં અસ્થિ ઍબલાર્ડનાં અસ્થિની સાથે દાટવામાં આવ્યાં. બોલો હવે, ત્હમે આવેશમાં કેટલો અન્યાય કરતાં હતાં? ત્હમે જેને તુચ્છકારમાં મડમડીઓ કહો છો તેમનામાં યે ભગતડીઓ પાકે છે, ન પાકે એમ નહીં.

વહુઃ—મેં પણ પ્રથમથી જ સ્વીકારેલું છે ને કે સત્ત્વગુણ બધે જ પાકે છે.

વરઃ—વારુ ત્યારે આ આખ્યાન ત્હમને એકંદર કેવું લાગ્યું ?

વહુઃ—એ દેશકાળ, એ માણસો, એ રીતરીવાજ આપણાં કરતાં એટલાં બધાં જૂદી ઢબનાં છે કે હું તો શું કહી શકું ? એ બધાનું મ્હારું જ્ઞાન ઘણું વધારે હોય તો જ મત આપી શકું. એલોઇસ

પાછી ઍબલાર્ડ પાસે ન ગઇ એ એની ખિલતી જુવાનીમાં જ એના ઉપર અને એના પ્રિયતમ ઉપર આવાં આવાં દુઃખ વરસ્યાં, તે એનું હૃદય પ્રભુ તરફ વળતાં જ એની ભક્તિની આસક્તિ એકદમ વધી ગઇ હોય તેને લીધે પણ હોય. અને અગર જો કે આમ જ બન્યું હતું એમ ચોક્કસ ન હોય તોપણ ઍબલાર્ડ કરતાં એલોઇસ ઘણો દરજ્જે ચ્હડે એ તો ચોક્કસ. પ્રેમમાં તેમ જ પ્રેમના પરિણામ આત્મભોગમાં અબલાર્ડ એને તોલે ન જ આવે.

વરઃ—એલોઇસ ચ્હડે એ કબૂલ, પણ આત્મભોગનો મુદ્દો અટપટો છે. ઍબલાર્ડે જીવનસર્વસ્વ ખોયુંઃ જીવનકર્ત્તવ્ય એના હાથમાંથી ગયું અને દુશ્મનોએ એને પુરુષમાંથી પણ ટાળ્યો. ઘણાઘણા પુરુષો એની માફક કર્ત્તવ્ય અને પ્રેમના સામસામા આકર્ષણની વચ્ચે હિંડોળે ચ્હડે છે અને વચમાં ક્યાંક સરી પડી સર્વનાશ વેઠે છે. પુરુષનું કર્ત્તવ્યજાલ બહુતંતુમય છે ત્યારે સ્ત્રીનું મુકાબલે સરલ છે. પ્રેમ અને પ્રેમવ્રત જ સ્ત્રીનું અનન્ય કર્ત્તવ્ય હોવાથી પ્રિયતમની ખાતર સ્ત્રીને જે જે વેઠવું પડે છે તે સર્વ એક અવાજે નિઃશંકપણે આત્મભોગમાં ગણી લેવાય છે, ત્યારે એવી જ સ્થિતિમાં પુરુષને જે કંઇ વેઠવું પડે છે તેને આત્મભોગ કહેવો કે શી રીતે એ પ્રશ્નને લોકો બીજા જ દૃષ્ટિબિંદુથી વિચારે છે.

વહુઃ—આવી બધી ઉંડી ફિલસુફી હું અજ્ઞાન જેવી તે કેમ કરીને સમજું ? અરે, ત્હમે વિચાર અને ભાવનાના ગગનમાં આ પ્રમાણે ઉડો તેમાં મે ત્હમારી સાથે ને સાથે આવવાનું મ્હારું પરમ ધન્યભાગ્ય હું તે ક્યારે મેળવી શકીશ ! તોપણ આ બાબતને લગતી આટલી એક વાત તો મ્હને કહેવા દ્યો. ત્હમારે પુરુષોએ અમે સ્ત્રીઓ કરિયે છિયે તેમ મદન અને પ્રેમના વચ્ચે ન જ

ઓળંગી શકાય એવો મોટો ઊંચો સીધો આકાશ લગીનો પહાડ આડો મુકવો જોઇયે. ત્હમે પુરુષો મદન અને પ્રેમને સગા ભાઇ જેવા કે ઘણી વાર તો એક જ ગણી લ્યો છો. અમે સ્ત્રીઓ મદનને પ્રેમનો અત્યંત વિરોધી અને જીવલેણ શત્રુ જ ગણિયે છિયે. પ્રેમ તે પ્રકાશ; મદન તે તો અંધકાર જ.

વરઃ--તમે પ્રેમ શેને કહો છો ?

વહુઃ—ધર્મ્ય સંબંધ જ પ્રેમ; બાકી બધો યે મદન. ભવિષ્યમાં લગ્નથી થવાના પતિની સાથે પણ લગન પ્હેલાં ફક્ત આંગળીને આંગળી અડકે એટલો યે શરીરસંબંધ તે પણ મદન, પ્રેમ નહીં.

વર—વારુ ! અને મળવું હળવું, વાતચિત, કાગળપત્ર ?

વહુઃ--કોની કોની વચ્ચે ?

વરઃ--ત્હમે જે દાખલો લીધો તેને જ વળગી રહો; 'વિવાહ' થયો હોય પણ લગ્ન ને વાર હોય એવાં કિશોરકિશોરી યુવાન યુવતી વચ્ચે ?

વહુઃ--ગુપ્ત ત્હો યે નહીં. સગાં ભાઇ બ્હેન વચ્ચે હોય, કે કોઇ વડીલ હાજર હોય અને જે મળવું હળવું આદિ થાય એવુંજ. કાગળપત્ર વડીલને અવશ્ય બતાવવાના છે જ એમ પ્રથમથી જાણીને જ લખવાના, અને કોઇ કોઇ જ.

વરઃ—તે આવા અતિ કડક નિયમો--

વહુઃ—મ્હારી પોતાની અક્કલથી ઉપજાવેલા નથી.

વરઃ—ત્હમારા ગુરુઓએ ત્હમને શીખવેલા ?

વહુઃ—હા જી. મ્હારાં માતાપિતા ને નાના નાનીના એ નિયમ અમારા કુટુંબની અને સંબંધમાંની અમે સૌ છોકરીઓએ પૂર્ણ

શ્રદ્ધાથી રજે રજ પાળેલા. એમાંની કેટલીક ત્હમે જાણો છો કે મ્હારા-થી મોટી છે અને આપણા કરતાં બહુ સારી સ્થિતિએ છે. એ સર્વેના છેલ્લા ચારપાંચ વર્ષના કાગળો મ્હારી પાસે છે તે જોશો તો ત્હમે જોઈ શકશો કે હાલના 'સુધારા' ના પવનમાં એમને જેમ જેમ અનુભવ થતો આવે છે અને જૂદાં જૂદાં કુટુંબોના જૂદા જૂદા કિસ્સાઓ એમના જાણવાસાંભળવામાં આવે છે, તેમ તેમ તેઓ સર્વે આ નિયમોને એક અવાજે વખાણતાં જ જાય છે.

વરઃ—હોય. અને વળી ત્હમારા નાના અને ત્હમારા પિતાજી તેમ જ ત્હમારાં બા અને મોટીબા-વિદ્યા, અનુભવ, અને સંગીન સુધારા તથા દેશોન્નતિના સ્થાયી વ્યવહારુ આગ્રહને માટે એમનાથી વધારે જાણીતાં આપણા દેશભાગમાં હાલ છે પણ કોણ? જુવોને ત્હમારા કુટુંબની દરેક છોકરીને એમણે સ્ત્રીકેળવણીની આટઆટલી મુશ્કેલીઓ વચ્ચે પણ કેવી વખાણવા લાયક સર્વદેશી કેળવણી આપેલી છે. મ્હને સાંભરે છે કે આજથી સાત વર્ષ ઉપર—

વહુઃ—હા રે, ત્હમે નાનાજીને ત્યાં ત્રણ દિવસ ઉતર્યા હતા, ત્યારે અમે ન્હાની મોટી એમને ત્યાં સાત છોકરીઓ હતી. ત્હમે જમતાં જમતાં સવાલ પણ પૂછેલો કે ફલાણા ફલાણા ભાઈ કેમ જણાતા નથી; ત્યારે ત્હમને નાનીમાએ એમના કુટુંબતંત્રનો એક નિયમ લંબાણથી કહી બતાવેલો—

વરઃ—કે "છોકરાઓ તો એમના પિતાઓની સાથે જ્યાં હોય ત્યાં કેળવાઇ અને ભણી શકે છે. અમારાં કુટુંબની છોકરીઓનાં ભણતર અને કેળવણીનું કામ બનતાં સુધી હું મ્હારા હાથમાં જ રાખું છું, તેમાં દરેક બાબતના પાયા નાખવાનું તો ખાસ." યુરોપીય

રીતરીવાજ, યુરોપીય સાહિત્ય, અને યુરોપીય ભાવનાઓનો એ ત્હમારા વડીલોનો સંપર્ક ઓછો છે એમ પણ કોનાથી કહેવાશે? અને એમણે આ આખી વાતનો વિચાર કરીને ત્હમે કહો છો તેવા સિદ્ધાંત બાંધ્યા છે. હશે. વિષય બહુ મોટો અને ગંભીર છે. પછી જોઇશું. આજે તો હવે થોડીક જ મિનિટમાં ત્હમારે મ્હારે પાછાં રોજનાં રોકાણો ઉભાં જ છે. ચાલો આજની વાત સમેટી લઇયે. એલોઇસ વિશે ત્હમારો છેવટનો શો અભિપ્રાય થાય છે?

વહુ:--મેં જણાવ્યો જ છે; પ્રેમી ખરી, વીરાંગના ખરી, સાધ્વી પણ ખરી.

વર:—સતી નહીં?

વહુ:--એ તે સતી? ના, ના, ન જ કહેવાય.

વર:--ન્યાયની આ સખ્તાઇનું કારણ?

વહુ:--હું ઉપર કહી ગઇ છું તે જ: પ્રેમ અને મદન વચ્ચેનો ભેદ. એને મા નહીં, એ લગભગ નાદાન હતી, વિદ્યા પાછળ ગાંડી-ઘેલી હતી, ઍબલાર્ડને પૂજ્ય ગણતી હતી, એના પર મોહી પડી હતી, એના કરતાં વીશેક વર્ષ ન્હાની, એ મહાપુરુષ કહે છે, કરે છે તે ખોટું ન જ હોય એવી એની સમઝ કલ્પિયે, એ બધું યે ખરું, પણ શિયળનું શિખર, સતીત્વનો મુકુટ, એના સેંથાના સ્પર્શથી તો ઝાંખો પડે. ઍબલાર્ડને એ આખો જન્મારો વફાદાર રહી, માટે પ્રેમી. પણ બધી પ્રેમી સ્ત્રીઓ કંઇ સતીઓ ન ગણાય. મ્હારો જન્મારો ધૂળ મળશે એમ પ્રથમથી જાણીને જ એણે આ સંબંધનું સાહસ કર્યું, અને, પછી એથી જે જે દુઃખપરંપરા પ્રાપ્ત થઇ તે બધી યે એણે સહન કરી ઍબલાર્ડને પણ સહન કરવામાં બનતાં સુધી મદદ કરી, એના સમાગમને સ્વર્ગ ગણ્યો અને એના જ હિત માટે તેને

પણ લાજ્યો, માટે એ એના પ્રીતમની ખાતર આત્મભોગનું એકધારું ઉન્નત જીવન રચનારી વીરાંગના ખરી. પણ બધી વીરાંગનાઓ યે સતીઓ ન ગણાય.

વરઃ—શરીરસંબંધનો છેક નજીવો અને કેવલ નિષ્કલંક આરંભ પણ ધર્મ્યે લગ્ન પછી જ થવો જોઇયે એ ત્હમારો નિયમ. અને આ તો પ્રથમથી જ જાણતી હતી કે ઍબલાર્ડ સાથે શરીરસંબંધ અધર્મ્ય જ થવાનો છતાં યે એણે તે કર્યો, માટે એ સતી નહીં એમ જ કની ?

વહુઃ—એમ જ. પ્રથમ એણે જે સ્વીકાર્યો તે મદન જ હોઇ વર્જ્ય જ હતો. એણે પોતાના પત્નીવ્રતથી એ મદનનો પણ પ્રેમ કરી લીધો એટલે એનો મહિમા ખરો. વળી વીરાંગના પ્રેમીને અતિકરુણ સંજોગોમાં પ્રેમજીવન અશક્ય બનતાં એણે પ્રભુભક્તિનો માર્ગ લીધો અને બીજી ઘણી હૃદયદગ્ધ સ્ત્રીઓને એ માર્ગની ગુરુ બની, એ એના સાધુ જીવનના મહિમાથી એ પૂજનીય પણ ખરી.

વરઃ—ઇતિ શ્રી-અચ્યુતં કેશવં-લ્યો ઘડિયાળ પણ વાગી.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.



સંવાદમાલા



પ્રૉફેસર અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

## ૧૫.
# ચાર મૂર્ખા સાથે મસલત.

---

## (૧)
### "એમ બનેજ નહિ."

હરિલાલ—મારો ચિમન રાષ્ટ્રીય કેળવણીની હઠ લઇને બેઠો છે, મને તે આપનારી શાળાઓમાં શ્રદ્ધા નથી. ક્યાં સૂર્ય ને ક્યાં આગિયો? ક્યાં સમુદ્ર ને ક્યાં ખાબોચિયું? ક્યાં વર્ષોનાં વર્ષથી પ્રતિષ્ઠા પામેલી કેળવણીની પદ્ધતિ ને ક્યાં નવા અનુકરણરૂપ નિરુત્સાહ પ્રયત્નો? વખત જતાં હાલનો પવન નરમ પડતાં ને નાણાંની મુશીબત પડતાં નવી રાષ્ટ્રીય શાળાઓ બંધ થવાની. તમને શું લાગે છે?

નકારેશ—એમ બનેજ નહિ. જ્યાં સુધી દેશહિતેચ્છુઓ છે ત્યાં સુધી રાષ્ટ્રીય શાળાઓ બંધ થાયજ નહિ.

હરિલાલ—પણ એમને નાણાંની મુશીબત પડશે ત્યારે તેઓ ઢીલા પડી જશેજ.

નકારેશ—એમ બનેજ નહિ. એમને નાણાંની મુશીબત પડેજ નહિ. ઈશ્વર એમને મદદ કરશે; નાણાં તો આકાશમાંથી ખરશે.

હરિલાલ—શું આકાશમાંથી ખરશે? કપાળ? નાણાં તો હાલ અસહકારની પ્રવૃત્તિને લીધે મળે છે. એ પ્રવૃત્તિ બંધ થાય એ શું સંભવતુંજ નથી?

નકારેશ—એમ બનેજ નહિ. અસહકાર બંધ પડેજ નહિ.

હરિલાલ—હાલ અસહકાર નરમ પડયો છે; તો તે બંધ કેમ ન થાય?

**નકારેશ**—એમ બનેજ નહિ. અસહકાર નરમ પણ નથી ને બંધ પણ નહિ થાય.

**હરિલાલ**—એને વિઘ્નો નડતાં નરમ પણ પડે ને બંધ પણ થાય.

**નકારેશ**—એમ બનેજ નહિ. વિઘ્નથી ફરી ફરી રોકાયા છતાં ઉત્તમ જનો આરંભેલું કાર્ય પૂરું કરે છેજ. મહા પુરુષોનું લક્ષણ છે કે તેઓ વિઘ્નથી ડરતા નથી.

**હરિલાલ**—અરે ભાઇ! એ તો કવિઓની કવિતામાં ને બિન-અનુભવીઓની કલ્પનામાંજ ખરૂં છે. મોટાઓને પણ વિઘ્ન નડતાં ઘણીએ બાબતો અશક્ય બને છે. માણસ પરિસ્થિતિનો દાસ છે.

**નકારેશ**—એમ બનેજ નહિ. પરિસ્થિતિ માણસની દાસી છે.

**હરિલાલ**—એ કહેવું ખરૂં નથી. 'કાબે અર્જુન મારિઓ એહિ ધનુષ એહિ બાણુ': સમય કરે તે કોઇ ન કરે. નેપોલિયનને વેલિંગટને હરાવ્યો: પરિસ્થિતિ કરે તે કોઇ ન કરે. એટલા માટે માણસ બિચારો હમેશ લાચારજ છે.

**નકારેશ**—એમ બનેજ નહિ. માણસ, એટલે ખરો માણસ, મહાત્મા, જે દિવ્યાત્મા છે તે પરિસ્થિતિને હમેશ દાબમાં રાખી શકે છે. ધનુષ્ય તો અર્જુનના હાથમાં ગાંડીવજ હતું; પણ કૃષ્ણ સખા અર્જુન જુદો ને કૃષ્ણ સ્વર્ગે ગયા પછીનો અર્જુન જુદો; નિસ્તેજ અર્જુન તે અર્જુનજ નહોતો. તેમજ વેલિંગટનની સામે નેપોલિયનનું નેપોલિયનપણુંજ નહોતું.

**હરિલાલ**—આ તો વાક્છલ વપરાય છે. વિરુદ્ધ પરિસ્થિતિમાં મહાત્મા પણ ફાવે નહિ.

નકારેશ—એમ બનેજ નહિ. પરિસ્થિતિ ગમે તેટલી વિરૂદ્ધ હોય પણ જે દિવ્યાત્મા છે તે તેની સામે ફાવી શકે છેજ. જીસસ ક્રાઈસ્ટ કુદરતની સામે પણ ફાવી શક્યા હતા તે શું ખબર નથી?

હરિલાલ—નથી. એ તો તારા જેવા જાણે; મને તે વાતની ખબર નથી.

નકારેશ—એમ બનેજ નહિ. તમે જાણતા હોવાજ જોઇએ. છતાં કહું છું, જીસસ ક્રાઇસ્ટ અને એમના અનુયાયીઓ એક દિવસ દરિયા કિનારે ગયા. તે બધા એક નાવમાં બેઠા. દરિયો તોફાને ચઢ્યો. નાવને મોજાંપર મોજાં અથડાયાં, તેમાં પાણી ભરાયું, ને સર્વે ગભરાયા કે હવે આવી બનવાનું. જીસસ ક્રાઇસ્ટ શાન્ત હોવાથી નિદ્રામાં હતા. ગભરાયલા અનુયાયીઓએ તેમને જગાડ્યા. તેઓ સમુદ્ર તરફ જોઈ માત્ર એટલુંજ બોલ્યા, "શાન્ત થા", "શાન્ત થા" અને ત્યાં જાદુ થયું. તોફાન જતું રહ્યું.

હરિલાલ—આવા ધર્મના દાખલા શા કામના? ઇતિહાસના દાખલા કામના. અસ્તુ! હું ચર્ચા કરવા માગતો નથી. આપણી મુખ્ય વાતમાં આપણે આડા ચાલ્યા. હું ચિમન ને રાષ્ટ્રીય કેળવણીની વાત કરતો હતો. હાલની સ્થિતિ જોતાં મને એમ લાગે છે કે ચિમન મૂર્ખ છે. એ માત્ર એના સોબતીઓથી દોરવાય છે.

નકારેશ—એમ બનેજ નહિ. ચિમન કોઇથી દોરવાયજ નહિ. તમારો પુત્ર તમારાથી દોરવાય નહિ તો સોબતીઓથી દોરવાય એમ બનેજ નહિ. જમાનો સ્વતંત્રતાનો છેઃ કોઇ કોઇથી દોરવાય નહિ.

હરિલાલ—ત્યારે શું અનેક જુવાનીઆઓ એક બીજાથી દોરવાતા નથી? હું તો માનું છું કે એ બધાજ **अंधेन नीतः अंध इव**—ગાડરિયા પ્રવાહ માફક તણાય છે.

**નકારેશ**—એમ બનેજ નહિ. અસહકારીઓ અને જુવાનીઆ ગાડરિયા પ્રવાહમાં ખેંચાય છે તો સહકારીઓ ને વૃદ્ધ પુરૂષો પણ તેવા પ્રવાહમાંજ ખેંચાય છે.

**હરિલાલ**—હું તો ચોક્કસ માનું છું કે ચિમન ખરી કેળવણીનો લાભ ખોઇ ખોટા પ્રવાહમાં તણાય છે.

**નકારેશ**—એમ બનેજ નહિ. દેશપ્રીતિનો પ્રવાહ તે ખોટો પ્રવાહ કહેવાયજ નહિ.

**હરિલાલ**—અરે ભાઇ! દેશપ્રીતિવાળાને પણ પેટ તો ભરવું જોઇશેને? પાશ્ચાત્ય કેળવણી તરફ ઉદાસીન બનતાં ગરીબાઇ વધશે.

**નકારેશ**—એમ બનેજ નહિ. ગરીબાઇ શી છે? અસંતોષ એજ ગરીબાઇ છે. તવંગર તે છે કે જે સંતુષ્ટ છે; ગરીબ તે છે કે જે અસંતુષ્ટ છે. તવંગર તે છે કે જે સ્વતંત્ર છે; ગરીબ તે છે કે જે અસ્વતંત્ર છે. પાશ્ચાત્ય કેળવણીથી અસંતોષ વધે છે, માટે તે ગરીબાઇ આણે છે.

**હરિલાલ**—અરે ભાઇ! સંતોષ અસંતોષ તો આઘા રહ્યા! પણ ખાવાપીવા જોગું જ્ઞાન તો દરેકને જોઇએજ ને? ચિમનને એના પેટ ભરવાની પણ શું ફિકર નહિ રહે?

**નકારેશ**—એમ બનેજ નહિ. એને ફિકર કેવી? દેશપ્રેમીને ફિકર હોતીજ નથી.

**હરિલાલ**—પણ ચિમનનું પેટ ખાવા માગશે કે નહિ?

**નકારેશ**—એમ બનેજ નહિ. દેશપ્રેમીને પેટજ નથી હોતું.

**હરિલાલ**—અરે ભાઇ! તેમને ખાવા પીવાનું જોઇશે કે નહિ?

**નકારેશ**—એમ બનેજ નહિ. તેઓ ખાતાપીતાજ નથી.

હરિલાલ—આ શું બકે છે ? શું ચિમન હમેશ ભૂખ્યોજ રહેશે ?

નકારેશ—એમ બનેજ નહિ. ખાવાપીવા તો એ માગશે. પણ એ ખાશે સ્વતંત્ર રીતે ને પીશે સ્વતંત્ર રીતે; અરે ! ખાશે સ્વાતંત્ર્ય ને પીશે સ્વાતંત્ર્ય.

હરિલાલ—આમાં તો હું કંઇજ સમજી શકતો નથી. હું એમ પૂછું છું કે ચિમનને પૈસાટકાની જરૂરજ નહિ રહે ?

નકારેશ—એમ બનેજ નહિ. પૈસાની જરૂર તો તમારા ચિમનને રહેશે, પણ પૈસો એ દાસ તરીકે નહિ પણ સ્વતંત્ર માણસ તરીકે, ધંધામાં પેદા કરશે; ધંધામાં નહિ તો દેશસેવામાં પેદા કરશે; ને તેમ નહિ તો છેવટે તેમ કરશેજ નહિ, કારણ તે તમારો પૈસો વાપરશે.

હરિલાલ—ત્યારે તો મને લાગે છે કે બહેતર છે કે ચિમનને હાલના પ્રવાહમાં ન જવા દેવો. રૂઢ પદ્ધતિમાં મૂકી એને ઉપયોગી જ્ઞાન આપવું એજ શ્રેષ્ઠ છે.

નકારેશ—એમ બનેજ નહિ. નવી દિશામાંજ ચિમનને જવા દો. મેં મારા પુત્રને તેમજ જવા દીધો છે; ને એ આજકાલ મારા કરતાં હજાર દરજ્જે વધારે હોશિયાર થઇ ગયો છે.

હરિલાલ—એ મને ઇષ્ટ નથી. મારે મારા પુત્રને મારા કરતાં હોશિયાર કરવો નથી.

નકારેશ—એમ બનેજ નહિ. એ માર્ગ તમને ઇષ્ટ લાગવોજ જોઈએ.

હરિલાલ—ઇષ્ટ લાગતો નથી; તો હા કેમ કહું ?

નકારેશ—એમ બનેજ નહિ. ઇષ્ટ તે ધ્રષ્ટ : જે છે તે છે, એ કંઇ નહિ બને ?

હરિલાલ—હવે તો મને લાગે છે કે મારૂં માથું ભમી ગયું. તારી મસલતથી મને કંઈજ લાભ નથી; ઉલટો હું ભ્રમિત થાઉં છું.

નકારેશ—એમ બનેજ નહિ. મારૂં કહ્યું ક્બૂલો એટલે ભ્રમ જતો રહેશે.

હરિલાલ—શું ક્બૂલું ? મારૂં કપાળ ? મને તારા શબ્દોમાં સુજ પડતી નથી.

નકારેશ—એમ બનેજ નહિ. સુજ તો પડતીજ હશે. તમે જુઠું કેમ બોલો છો ?

હરિલાલ—હું જુઠ્ઠો ? લે ત્યારે હવે, ખાતો જા ને કેડો છોડ. (તમાચો લગાવી દે છે.)

નકારેશ—એમ બનેજ નહિ. હું ખાતો પણ નથી ને જતો પણ નથી.

હરિલાલ—અરે મૂર્ખ ! તું તે માણસ છે કે કોણ ? હવે સીધો સીધો જા.

નકારેશ—એમ બનેજ નહિ. હું સીધો જતોજ નથી.

હરિલાલ—ત્યારે વાંકો જા.

નકારેશ—એમ બનેજ નહિ. હું વાંકો પણ જતો નથી.

હરિલાલ—ત્યારે ઉંચો જા.

નકારેશ—એમ બનેજ નહિ. હું કંઇ ધૂમાડો છું ? ઉંચો તો હું જતોજ નથી.

હરિલાલ—ત્યારે નીચો જા; ભોંયમાં સમાઇ જા.

નકારેશ—એમ બનેજ નહિ. હું કંઇ ઉંદર કે સાપ નથી.

હરિલાલ—ત્યારે મરી જા; પણ જા, જા, ને જા.

નકારેશ—એમ બનેજ નહિ. કોઇને કહે હું મરી જતો તો છઉંજ નહિ.

હરિલાલ—ત્યારે તું જ્યાં ને જેવી રીતે જતો હોય ત્યાં ને તેવી રીતે જા; પણ તારૂં બોલવું બંધ કર; માફ કર હવે તો.

નકારેશ—એમ બનેજ નહિ. માફ તો હું કરતોજ નથી.

હરિલાલ—ત્યારે આવી જા; થઇ જા તૈયાર. થોડા ઘણા મારા હાથના ચાખ્યા વિના તું આઘો નહિ ખસે.

નકારેશ—એમ બનેજ નહિ; મારામારી તો હું કરતોજ નથી.

હરિલાલ—ત્યારે માબાપ તું જે કરતો હોય તે કર; પણ અહીંથી પધાર.

નકારેશ—એમ બનેજ નહિ. વાતમાં પડયા પછી કોઇને પણ હું છૂટો કરતોજ નથી. વાદે વાદે તર્કબુદ્ધિ ઉત્પન્ન થાય છે. તેથી કોઇ પણ ઠેકાણે કોઇ પણ જોડે વાતનો કે વાદનો, વાદનો કે વિવાદનો, તર્કનો કે વિતર્કનો–એમ કોઇ પણ પ્રસંગ આવે તો સામાની ને મારી બંનેની બુદ્ધિને વિકાસિત કરવા માટે બોલવું એ હું મારૂં પહેલું કર્તવ્ય સમજું છું, ને તેથી બોલવા માંડયું તો અટકવું નહિ એ બીજું કર્તવ્ય સમજું છું. માટે તમને આટલેથી મૂકીને હું જાઉં એ તો બનેજ નહિ.

હરિલાલ—ત્યારે મારે તને મૂકીને જવું પડશે. જય જય ભાઇ, જય જય. ફરીથી મળવાની તસ્દી ન લેશો; એજ હું મોટામાં મોટી કૃપા સમજીશ.

નકારેશ—એમ બનેજ નહિ. કૃપા તો હું કરવાનોજ.

હરિલાલ—ઠીક ત્યારે; હવા ને આકાશ સાથે કૃપા કરો. (જાય છે.)

નકારેશ—મૂર્ખ છે. વાદવિવાદ શરૂ કરનારે આમ કંટાળીને ભાગી જવું ન જોઇએ; શરૂ કર્યા પછી તેનો છેડો આણવો, એજ ડહાપણ, એજ બુદ્ધિમત્તા. જે વાદનો અંત આણવા તૈયાર નહિ તે બુદ્ધિમાન્ નહિ; હું તો તૈયાર હતોજ, તેથી મારૂં બુદ્ધિમત્ત્વ સ્પષ્ટ છે. ઠીક, આગળ પર એને મળીશ ત્યારે થઇ રહેશે. (જાય છે.)

## ( ૨ )

## " એ તો એમજ બને. "

હરિલાલ—ચિમન! ચિમન! તેં તો પાયમાલી કરી. આમ વેપારમાં મારી મિલ્કતની પાયમાલી તું કરત એમ હું જાણતો હોત તો તને વેપાર કરવાજ ન દેત.

હકારેશ—એ તો એમજ બને. વેપારમાં બાપનાં નાણાંની તો ખોટજ જાય.

હરિલાલ—એમ કેમ બને? બાપનાં નાણાં વાપર્યા માટે ખોટ આવે? સાવચેતી રાખી હોત તો ચિમનને ખોટ આવતજ નહિ; પણ એણે સાવચેતી વાપરી નહિ.

હકારેશ—એ તો એમજ બને; બાપના પૈસાને માટે સાવચેતી નજ વપરાય.

હરિલાલ—સારા વેપારીઓની રીત એણે ગ્રહણ કરી હોત તો આવું કદાપિ ન થાત; પણ તે એણે કર્યું નહિ.

હકારેશ—એ તો એમજ બને. સારા વેપારીઓને ખોટ ન આવે; પણ બાપનાં નાણાંથી વેપાર ખેડનાર પુત્ર આવડત વિનાના હોય છે ને તે સારા વેપારીની રીત ગ્રહણ કરતા નથી.

હરિલાલ—જ્યારે વેપારની રીતની ચિમનને ખબર નહોતી ત્યારે એણે તેમાં ઝંપલાવવું નહોતું.

હકારેશ—એ તો એમજ બને; અજ્ઞાનવાળાઓ વેપારમાં પહેલા ઝંપલાવે.

હરિલાલ—ઝંપલાવ્યું તો ઝંપલાવ્યું, પણ ખોટ વધુ વધુ આવતી ગઇ તેનો ચિમને કંઇજ જાણે વિચારજ ન કર્યો. કેવો મૂર્ખ !

હકારેશ—એ તો એમજ બને. જેને જ્ઞાન ન હોય તે વિચાર નજ કરે.

હરિલાલ—શું વિચાર ન કરે ? મારાં નાણાં હતાં તેના કરતાં એણે દશગણું જોખમ ખેડયું. એટલું એને ભાન નહોતું હોવું જોઇતું કે આ ભયંકર કામ કરૂં છું ?

હકારેશ—એ તો એમજ બને. બાપનાં નાણાંથી ભયંકરજ રીતે વેપાર ખેડાય. જેને જ્ઞાન ન હોય તે એમજ કરે.

હરિલાલ—શું એમજ કરે ? દેવાં કરીને પણ વેપાર ચાલુજ રાખે ને સોના સાઠ તો ઠીક પણ સોના સાત પણ ન રહે ને ઉલટા સામા હજાર આપવા પડે એમ વેપાર કરે ?

હકારેશ—એ તો એમજ બને. જેને જ્ઞાન ન હોય તે બાપનાં નાણાંથી વેપાર એમજ ખેડે.

હરિલાલ—શું એમજ ખેડે? ખોટ પર ખોટજ આવે ને ચલાવ્યાજ કરે ? ચિમને રંગનો વેપાર કર્યો, તેમાં ખોટ આવી એટલે એણે લોખંડનો વેપાર કર્યો. તેમાં ખોટ આવી એટલે એણે ઘાસતેલનો વેપાર કર્યો. તેમાં ખોટ આવી–વધી ગઇ એટલે એણે

કાપડનો વેપાર કર્યો, પછી દાણાનો વેપાર કર્યો ને છેલ્લાં છેલ્લાં શેર બજારમાં સટ્ટો ખેડયો.

**હકારેશ**—એ તો એમજ બને. તમારો ચિમન તો સારો કે **છેલ્લાં છેલ્લાં** શેરબજારમાં ગયો; બાકી આજકાલ તો સૌથી **પહેલા વહેલા** શેરબજારમાં જનારા અનેક માણસો જોઇ શકાશે.

**હરિલાલ**—પહેલાં તો એ દલાલીજ કરતો, પણ પાછળથી જાતે સટ્ટો ખેડવા માંડયો.

**હકારેશ**—એ તો એમજ બને. માણસને થોડાથી સંતોષ થતો નથી, ને તે ન થાય એટલે ઉંડા પાણીમાં ઉતરે.

**હરિલાલ**—સટ્ટામાં એને શરૂઆતમાં તો ખૂબ લાભ મળ્યો, પણ એ ઉંચો ન બેઠો ને ઝોકાવ્યે ગયો.

**હકારેશ**—એ તો એમજ બને. સટ્ટો એ ચડસ છે; માણસ વધુ વધુ તેમાં ખેંચાયોજ જાય.

**હરિલાલ**—તેમાં વળી એક જણે એને ઠગ્યો. એનાં લ્હેણાંના રૂપીઆ દશ હજારનો એને ખોટો ચેક આપ્યો. તે દગાથી એને વિશેષ ખોટ ગઇ.

**હકારેશ**—એ તો એમજ બને. પરસેવા વિના પૈસો પેદા કરવાના માર્ગમાં અણધાર્યાં કંટક તો હોયજ.

**હરિલાલ**—તેજ વખતે એના જીવજાન મિત્રની સાથેના હિસાબમાં તેનું લ્હેણું એ તરત ન આપી શક્યો એટલે તેણે એક-દમ એને નોટિસ આપી.

**હકારેશ**—એ તો એમજ બને. લ્હેણું ન અપાય ત્યારે નોટિસજ અપાય.

હરિલાલ—શું નોટિસજ અપાય ? દઢ મિત્ર પણ મિત્રતા મૂકી દે ?

હુકારેશ—એ તો એમજ બને. મુશીબતમાં મિત્ર પણ માણસનો અમિત્ર બને. પૈસાની બાબતમાં મિત્રતા પણ કામ આવતી નથી.

હરિલાલ—તે તો ઠીક પણ એકદમ નોટિસજ અપાય ?

હુકારેશ—એ તો એમજ બને. પૈસા ન આપવામાં આવે ત્યારે નોટિસજ અપાય.

હરિલાલ—કેટલી તો બોલાબોલી થઈ.

હુકારેશ—એ તો એમજ બને. લઢાઈ થાય ત્યારે બોલા-બોલી થાયજ.

હરિલાલ—અરે ભાઈ ! છેવટે ચિમનને એના મિત્રે કોર્ટમાં ઘસડયો.

હુકારેશ—એ તો એમજ બને. પ્રથમ નોટિસ, પછી દાવો.

હરિલાલ—પછી કોર્ટે ચિમનની વિરુદ્ધ હુકમનામું આપ્યું.

હુકારેશ—એ તો એમજ બને. નોટિસ પછી દાવો, ને દાવા પછી હુકમનામું.

હરિલાલ—પછી હુકમનામું બજાવવામાં આવ્યું.

હુકારેશ—એ તો એમજ બને. દાવો, દાવા પછી હુકમનામું, ને હુકમનામા પછી બજાવણી.

હરિલાલ—બજાવણીમાં ચિમનના દાદાની મિલ્કત બ ી ખેંચાઈ ગઈ.

હકારેશ—એ તો એમજ બને. બજાવણી તે બજાવણી; તે વખતે કંઈ પોતાની કે બાપની, બાપની કે દાદાની એવો ભેદ મિલ્કતનો રહેતો નથી.

હરિલાલ—અરે ભાઇ! ભેદ તો રહે છે. એ બધી મિલ્કત વખતસર કોઇ બીજાના નામ પર ફેરવી દેવામાં આવી હોત તો મારે આજે દુઃખનો દિવસ ન આવત.

હકારેશ—એ તો એમજ બને. દુઃખનો દિવસ આવવાનોજ હતો, તેથી એ ન સૂઝયું એ સ્વાભાવિક છે.

હરિલાલ—અરે ભાઇ! હું જાતે વકીલ ને મેં ઘણાએ માણસોને એવી એવી સલાહ આપી આપીને પાયમાલીના ખાડામાં ગબડી પડતા બચાવ્યા છે; પણ મારી પોતાની બાબતમાં મેં ગફલત ખાધી.

હકારેશ—એ તો એમજ બને. વકીલો પોતાની બાબતમાં ગફલતજ ખાય છે. વકીલો બીજાઓ પાસે સારાં વિલ કરાવી શકે છે; પણ ઘણાએ વકીલો પોતાનાં વિલ વાંધાઓથી ભરેલાં કરે છે. દાક્તરો પોતાના રોગની પોતે ઉત્તમ ચિકિત્સા ને દવા કરી શકતા નથી.

હરિલાલ—હું તો જીવતો મુવો છું, ભાઇ!

હકારેશ—એ તો એમજ બને. ખોટમાં માણસ પોતાને જીવતો મુવોજ લેખે છે.

હરિલાલ—હવે ફરી ક્યારે ખોટ પૂરાશે? શું હવે હું ભાગ્યહીનજ રહેવાનો?

હકારેશ—એ તો એમજ બને. પડયો તે પડયો.

હરિલાલ—બીજું તો કંઈ નહિ, પણ હવે મારૂં થયું છે ઘડપણ, તેથી મારામાં કમાવાની હોંસ નથી.

હકારેશ—એ તો એમજ બને. ઘડપણમાં પૈસો ફરી મેળવવાની હિંમત હોતી નથી.

હરિલાલ—પૈસો તો ઠીક, પણ હું તો ઉદાસ ને ઉદાસ રહું છું. મારી બૈરી ને મારાં છોકરાં પણ મારાથી આઘાં ને આઘાં રહે છે; હું ગમગીનજ રહું છું.

હકારેશ—એ તો એમજ બને. તમારૂં ઘેરાયેલું ને ઘુમરાએલું મોં જોવાને તે બધાં આખો દહાડો તમારી પાસે નજ આવે. એ તો ઠીક છે કે તમે વૃદ્ધ છો. તમે જુવાન હોત તો બૈરી આ દશામાં એને પિયર નાસી જાત.

હરિલાલ—અરે ભાઇ ! મજાક શું કરે છે ! મારા સાત આઠ મિત્રો રોજ મારી પાસે આવતા, ગામગપાટા મારતા, ચહા વગેરે પીતા–તેમાંથી એક પણ મને દિલાસો આપવા ને આનંદમાં આણવા મથતો નથી.

હકારેશ—એ તો એમજ બને. **धनहीनः स्वपत्नीभिस्त्यज्यते किं पुनः परैः ।**

હરિલાલ—ત્યારે શું તેઓ મારા સુખનાજ સાથી હતા ? શું તેઓ મઝામાંજ મને મળતા ? હવે નહિજ મળે ?

હકારેશ—એ તો એમજ બને. હવે તેઓ નહિજ આવે; તેઓ મઝાનાજ તમારા સાથી હતા.

હરિલાલ—ત્યારે તેમાંનો કોઇ પણ મને મદદ કરે એવું તો મને અશક્યજ લાગે છે.

હકારેશ—એ તો એમજ બને, પડેલાને મદદ કરવામાં મદદ કરનાર પડે છે; ડૂબેલાને તારવામાં તારનાર ડૂબે છે. તે તો આપ જાણો જ છો ને ?

હરિલાલ—અરે ભાઇ જાણું તો છું, પણ ત્યારે શું હવે મારી પાયમાલી રહેવાની?

હકારેશ—એ તો એમજ બને. પાયમાલી ને પાયમાલીજ. ચઢતામાં ચઢતી ને પડતામાં પડતી–એ તો કુદરતનો નિયમ છે. પાયમાલી તે તો પાયમાલીજ રહે–એમાં મને પૂછવાથી કંઇ બીજો જવાબ મળવાનો હતો?

હરિલાલ—અરે ભાઇ! કંઇક તો આશાજનક વાત કર. મારે નિરાશામાંજ રહેવું પડશે?

હકારેશ—એ તો એમજ બને. પડેલા માણસને આશા કેવી? પડનારને આશા મરવાની, બીજી શી?

હરિલાલ—ત્યારે શું હવે મારે શિરે મારા જીવનના આ સાયંકાળમાં અંધારૂંજ જોવાનું છે: શું મારે દુઃખજ રહેવાનું?

હકારેશ—એ તો એમજ બને. સાયંકાળ પછી રાત્રીજ આવે. સાંજે તો અંધારૂંજ હોય; સૂર્યની આશા કેવી! એટલું ભાન નથી?

હરિલાલ—અરે દુષ્ટ! નિષ્કરુણ! અત્યાર લગી તો તારી વાત મેં સહન કરી; પણ હવે તો બહુ થઇ. શું તું આ મુજબજ બોલ્યા કરીશ?

હકારેશ—એ તો એમજ બને. પાલવે નહિ એટલે ચીઢ ચઢેજ.

હરિલાલ—કંઇક તો સમભાવથી સલાહ કે શાન્તિ આપ. આ કંઇ રીત કહેવાય?

હકારેશ—એ તો એમજ બને. ન પાલવે તે રીત ખોટી.

હરિલાલ—રીત કડવું બોલવાની? તારા શબ્દોથી તો મારા બળતામાં ઘી હોમાય છે.

હકારેશ--એ તો એમજ થાય. બળતામાં તો ઘીજ હોમાય; એવી કહેવત પણ છે.

હરિલાલ--જહાનમમાં ગઇ તારી એ કહેવત. મને શાન્તિ આપનાર બે શબ્દ તો આશાના કાઢ. શું હવે મારે સુખ જોવાનું જ નથી ? દુઃખ તે દુઃખજ રહેશે ?

હકારેશ--એ તો એમજ બને. દુઃખ તે દુઃખજ રહે. દુઃખ તે વળી સુખ બને ? દુઃખ તે દુઃખ ને સુખ તે સુખ.

હરિલાલ—પધારો મારા મિત્ર ! પધારો આપને ઘેર. મને આપની વાતો જોઇતી નથી.

હકારેશ--એ તો એમજ બને. ખરૂં કહેનારને કોઇ ચહાતું નથી.

હરિલાલ—અરે દુષ્ટ ! રાખ તારૂં ખરૂં તારી પાસે; મારૂં તો હૃદય અત્યારે બળીને ખાખ થાય છે.

હકારેશ—એ તો એમજ બને. દિલગીરીમાં હૃદય બળેજ, ને બળે એટલે તે ખાખ થાયજ.

હરિલાલ—એક શબ્દ પણ સમભાવનો નહિ ! નિકળ અહીંથી; લેતો જા. ( લગાવે છે. )

હકારેશ—એ તો એમજ બને. ફાવતું ન આવે ત્યારે માણસ ઉશ્કેરાય, ને ઉશ્કેરાય ત્યારે ગરમ થાય, ને ગરમ થાય ત્યારે--

હરિલાલ—ત્યારે શું ? શરમ ! શરમ ! હું ગરમ છું; પણ તને શરમ છે. તારા બોલવામાં નથી ઢંગ ને નથી ધડો; અણગમતું બોલીને મારૂં તો માથું ખાઇ ગયો. બોલ બોલ કર્યાંજ કરે છે !

હુકારેશ—એ તો એમજ થાય. વિચારનું કામ એવું છે. મારા જેવાને વિચાર આવવા માંડયા કે હું બોલવા માંડવાનો ને બોલવા માંડવાનો એટલે પછી બોલ બોલ કરવાનોજ. એમાં સાંભળનારને ચીડ ચડે તેને હું શું કરૂં. બોલવા માંડયું એટલે બોલી નાંખેજ છૂટકો.

હરિલાલ—ઠીક ત્યારે; બોલ ભાઇ, હું તો હવે તને સલામ કરૂં છું. (જાય છે.)

હુકારેશ—એ તો એમજ થાય. વેપારમાં ચિમને ખોટ ખાધી તેથી હરિભાઇને દિલગીરી થઇ, દિલગીરી થઇ તેથી બળાપો થયો, બળાપો થયો તેથી ઉશ્કેરણી થઇ, ઉશ્કેરણી થઇ તેથી ગરમ થયા, ગરમ થયા તેથી હાથચાલાકી પર આવ્યા–કારણ પછી કાર્ય બરાબર ચાલ્યુંજ ગયું: એ તો એમજ થાય. મને તો આમાં નવાઇ જેવું કશું લાગતું નથી.

## ( ૩ )

## " કંઈ કહેવાય નહિ. "

હરિલાલ—ચિમનની પાયમાલી થઇ, સાથે મારી પણ પાયમાલી થઇ, પરંતુ મારી ઇચ્છા હજી એવી ખરી કે ચિમનનું કોઇ શ્રીમંતની પુત્રીની સાથે લગ્ન થાય તો નસીબ ફેરવાય, ને કદાચ એનું નસીબ ન ફેરવાય તોએ એની સંતતિ પણ સુખ દેખે. પણ આજકાલ દ્રવ્યહીનની સાથે કોણ કન્યા દેવાને સંબંધ કરે ?

શંકેશ—કંઇ કહેવાય નહિ. તમારૂં કુળ ઉચ્ચ છે. તેથી જો કે તમે દ્રવ્યહીન છો છતાં તમારા કુળને બળે ચિમનને કોઇ શ્રીમંત કન્યા આપે પણ ખરો.

હરિલાલ—અરે ભાઇ આજ તો સૌ પૈસોજ જોય છે.

શંકેશ—કંઇ કહેવાય નહિ. વિદ્વાન માણસ સાથે સંબંધ બાંધનારા પૈસાને કોઇ જોતા નથી; આજકાલ તો સૌ ગ્રેજ્યુએટને શોધે છે.

હરિલાલ—દ્રવ્ય ન હોય તો વિદ્યા પણ જોઇએ ને? ચિમન બિચારો ગ્રેજ્યુએટ ક્યાં છે?

શંકેશ—કંઇ કહેવાય નહિ. ન હોય દ્રવ્ય, ન હોય વિદ્યા, પણ ગુણ સારા હોય તો બસ છે. માણસ સ્વભાવનો સારો હોય તો તેની પણ લગ્નના બજારમાં કંઇ કિંમત ઓછી અંકાતી નથી.

હરિલાલ—ખરૂં છે; પણ ચિમનનો સ્વભાવ પણ જગ-વિખ્યાત છે. આખી દુનિયા જાણે છે કે એ તાઉસ છે, ઉડાઉ છે, જરા પિધેલ પણ છે, ને સ્વભાવે ચગેલ છે. આ ગુણોથી એને તે કોણ શોધશે?

શંકેશ—કંઇ કહેવાય નહિ. દ્રવ્ય, વિદ્યા, સ્વભાવ, તે બધાં વિના રૂપ સારૂં હોય તો તેવાઓ પણ કેટલીકવાર લગ્નના બજારમાં ફાવી જાય છે.

હરિલાલ—એમ હોય તો તો મારા ચિમનને માટે આશા રાખી શકાય. એ ફાંકડેરાવ તો ખરો. એ છે તો દેખાવડો ને તેમાં પણ વળી વાળબાળ બરાબર કરી સુંદર કપડાંમાં સફાઇથી બહાર જાય છે ત્યારે મને એનું રૂપ જોઇને ખરેખર ઘણો હર્ષ થાય છે. જો રૂપને કન્યા મળે તો ચિમનને તેમ થવુંજ જોઇએ.

શંકેશ—કાંઇ કહેવાય નહિ. રૂપ છે છતાં પણ ચિમન લટકે.

હરિલાલ—તે તો ઠીક; પણ ચિમન કોઇ શ્રીમંતની પુત્રી સાથે પરણે તો એનું ભવિષ્ય સુધરે ખરૂં કે નહિ?

શંકેશ—કંઇ કહેવાય નહિ. ઘણાએ માણસો પરણીને પસ્તાય છે.

હરિલાલ—પણ ઘણાએ પરણીને સુખી પણ શું નથી થતા? તેમ ન હોય તો જે ને તે પરણવામાં જિંદગીનો મોટો લ્હાવો સમજે છે એમ કેમ બને? હું તો ધારૂં છું, ચિમનને ગમે તે પ્રયત્ને પણ પરણાવી નાંખું તેમાં એનું શ્રેયજ છે.

શંકેશ—કંઇ કહેવાય નહિ. મને તો લાગે છે કે પરણવા કરતાં ન પરણવામાં મઝા છે.

હરિલાલ—ત્યારે તારા બાપે એ મઝા કેમ ન લીધી?

શંકેશ—કંઈ કહેવાય નહિ. મારા બાપે એ મઝા કદાચ લીધી પણ હોત.

હરિલાલ—ત્યારે ચિમનને પરણવામાં લાભ થશે ખરો કે નહિ? ચિમનનીજ વાત કરો.

શંકેશ—કંઇ કહેવાય નહિ લાભ થાય પણ ખરો કે ન પણ થાય.

હરિલાલ—ફરી મારે અંગત વાત કરવી પડશે. આમ લગ્નને વિષે આટલી બધી શંકા તને છે તો તારી પુત્રીને તેં શા માટે પરણાવી? શું એ પરણ્યાથી સુખી નથી?

શંકેશ—કંઇ કહેવાય નહિ. એ સુખી હોય પણ ખરી કે ન પણ હોય. તે શંકાથીજ તેની માસીની છોકરી પરણવાંની ના કહે છે.

હરિલાલ—ત્યારે શું તું તેને પરણવાની સલાહ નહિ આપવાનો? ને જો તેને પરણવાની સલાહ ઇષ્ટ છે તો મારા ચિમનને શા માટે તેમ નહિ?

શંકેશ—કંઇ કહેવાય નહિ. મારી સલાહ લેવામાં આવે તો તે છોકરીને હું એમજ કહું કે પરણ્યામાં સુખ છે કે નહિ તે વિષે કંઇ કહેવાય નહિ.

હરિલાલ—તે તો ઠીક; પણ મારે તમારી એટલીજ સલાહ લેવાની છે કે ધારો કે સારા કુળની ને શ્રીમંત માબાપની પુત્રી ચિમનને મળી તો એના સસરાના પૈસાથી વેપાર એને ખેડવા દેવો કે નહિ? એમાં શ્રેય ખરૂં?

શંકેશ—કંઇ કહેવાય નહિ. સસરાના પૈસાથી વેપાર ખેડે તેને પત્નીના હંમેશ નમ્ર સેવક રહેવું પડે, આમ જોતાં શ્રેય નહિ. વેપારમાં લાભ આવે તો સુખ પ્રાપ્ત થાય; આમ જોતાં શ્રેય ખરૂં.

હરિલાલ—પરંતુ મેં ચિમનને માટે એવી કન્યા ધ્યાનમાં લીધી છે કે તેનો બાપ મોટો વેપારી છે. ચિમનને માત્ર દ્રવ્યનો લાભ મળશે એટલુંજ નહિ પણ વેપાર કરવાની રીતનું જ્ઞાન પણ એના સસરા પાસેથી મળી શકશે. ખોટનો સંભવ નહિ રહે. એવા સંજોગમાં પત્નીના સેવક થવાનું ક્યાં રહ્યું?

શંકેશ—કંઈ કહેવાય નહિ. ચિમનને લાભજ થાય તો પણ તેની થનાર પત્ની કોઇ દિવસ કહે કે તમારૂં સુખ મારા પિતાનાં નાણાંથી છે; ક્યાં તમારાં પોતાનાં નાણાંથી છે! સ્વમાન હતું તો કોઈનાં નાણાંની મદદ નહોતી લેવી જોઇતી.

હરિલાલ—સારી સ્ત્રી એવું કહે ખરી?

શંકેશ—કંઇ કહેવાય નહિ; સારી કે નરસી, પણ સ્ત્રી તે સ્ત્રીજ. સ્ત્રીઓનો સ્વભાવજ મેણાં મારવાં, ઉશ્કેરાવું, વાંકું બોલવું, લાગણીથી દોરવાવું–એવી રીતનો છે.

હરિલાલ--આ વાત હું કબૂલ નથી રાખતો. કેટલીક સ્ત્રીઓ એવી હોય માટે બધી સ્ત્રીઓ એવી છે એમ માનવું એ બુદ્ધિનો દુરુપયોગ કરવા જેવું મને તો લાગે છે. એમ તો પુરુષો પણ કેટલાક તેવા હોય છે. જો સ્ત્રીઓ એમ કહે કે પુરુષો બધા એવા છે તો આપણે કબલ રાખીશું? હું તો ધારૂં છું કે ચિમનના ભવિષ્ય માટે મેં જે વિચાર ધાર્યો છે તે ખોટો નથી. એના સસરાનાં નાણાંથી એનો ઉદયજ થશે.

શંકેશ--કંઈ કહેવાય નહિ. ઉદય પણ થાય કે પૂર્ણ અસ્ત પણ થાય.

હરિલાલ--અત્યારે શું ચિમનને પાયમાલીમાંજ રહેવા દેવો? પ્રયત્ન કરવાથી એનું નસીબ ફરવુંજ જોઇએ.

શંકેશ--કંઇ કહેવાય નહિ. પ્રયત્નથી નસીબ ફરેજ છે એવું કંઇ નથી. પ્રયત્નથી નસીબ વધુ ને વધુ પણ બગડે છે.

હરિલાલ--ત્યારે શું હાથ પગ જોડીને એ બેસી રહે એ ઇષ્ટ છે? એથી તો એની પાયમાલીજ રહેવાની.

શંકેશ--કંઇ કહેવાય નહિ. ઘણાએ એવા પણ હોય છે કે તે હાથ પગ જોડીને બેસી રહે છે ને સંપત્તિ તેમને શોધતી આવે છે. નસીબ કોનું નામ? એનો પ્રયત્નની ન્યૂનતા પર કંઇજ આધાર નથી.

હરિલાલ--આ પ્રકારના નસીબમાં મારે માનવું એ શું ઇષ્ટ છે?

શંકેશ--કંઇ કહેવાય નહિ; માનવું એ ઇષ્ટ છે કે નહિ તે તો કંઇજ કહેવાય નહિ.

હરિલાલ—ત્યારે જીવનમાં કરવું શું? ઉદ્યોગ કરવો કે ન કરવો? શ્રેય શેમાં છે?

શંકેશ—કંઇ કહેવાય નહિ. શ્રેય શેમાં છે તે ભલભલાને ખબર નથી. સિંહ જેવા પ્રાણીના પણ મોંમાં સુતાં સુતાં પશુઓ આહાર બનતાં નથી; અને ઉદ્યોગ ઘણાએ કરનારા મિલના મજૂરો કોઇ દિવસ શ્રીમંત બનતા નથી.

હરિલાલ—એવી ચર્ચાનાં ચૂંથણાં મારે ન જોઇએ. મારે તો તારી પાસે મિત્ર તરીકે ટૂંકીટચ સલાહ જોઇએ છે કે ચિમનનું ભવિષ્ય સુધારવા માટે મને સુઝેલો માર્ગ ઠીક છે કે નહિ.

શંકેશ—કંઇ કહેવાય નહિ. ચિમનનું નસીબ પાધરૂં પડે તો તે ઠીક છે ને તેમ ન પડે તો તે ઠીક નથીઃ એમ કહી શકાય એમ મને લાગે છે.

હરિલાલ—આમાં તેં કહ્યું શું? મેં જે સંજોગોની વાત કહી તેવા સંજોગોમાં હું ચિમનનું લગ્ન બહુજ થોડા દિવસમાં કરવાનો છું. હવે મારે એટલીજ વાત જાણવી છે કે તે વિષે તારો શો મત છે? એનું નસીબ ખુલશે ખરૂં કે નહિ?

શંકેશ—કંઈ કહેવાય નહિ. નસીબમાં ખુલવાનું હોય તો નસીબ ખુલે ને ન ખુલવાનું હોય તો ન ખુલે.

હરિલાલ—પણ નસીબ ખુલવાનો આધાર શેના પર રાખે છે? મેં કહેલા સંજોગો પર ખરો કે નહિ?

શંકેશ—કંઇ કહેવાય નહિ. નસીબ ખુલવાનો આધાર નસીબ પર રહે છે.

હરિલાલ—નસીબનો આધાર નસીબ પર રહે છે એમ કહેવાથી તમે શું કહેવા માગો છો? તમારો મત અમુક રીતનો ચોક્કસ તો હોવોજ જોઇએ ને?

શંકેશ—કંઇ કહેવાય નહિ. તે ચોક્કસ હોય પણ ખરો કે ન પણ હોય. હું ચોક્કસ મત રાખતોજ નથી.

હરિલાલ—તમે કોઇ પણ બાબતમાં ચોક્કસ મત રાખતાજ નથી, એ શું? આતો મૂર્ખાઇ.

શંકેશ—કંઇ કહેવાય નહિ; એ મૂર્ખાઇ હોય પણ ખરી કે ન પણ હોય.

હરિલાલ—અત્યારે દિવસ છે કે રાત, એમ તમને પૂછું તો તમો તેવાજ અચોક્કસ રહેશો? શું તમે તેનો જવાબ ચોક્કસ નહિ આપો?

શંકેશ—કંઇ કહેવાય નહિ. દિવસ પણ હોય ને રાત પણ હોય.

હરિલાલ—શું બકે છે? શું અત્યારે રાત છે?

શંકેશ—કંઇ કહેવાય નહિ. અત્યારે કોઇ ઉંઘતો હોય તો એને સ્વપ્નામાં ચાંદરણી રાત જણાય ને આપણે જાગીએ છીએ તેથી આપણને તડકો જણાય છે.

હરિલાલ—પણ આપણને તો તડકો જણાય છે ને?

શંકેશ—કંઇ કહેવાય નહિ. આપણે જે જોઇએ છીએ તે તડકો ન પણ હોય; આપણે જાગીએજ છીએ એની શી ખાત્રી—આપણે ઉંઘમાંજ આ વાત કરતા પણ કેમ ન હોઇએ? તેમ હોય તો પછી આપણે દિવસજ જોઇએ છીએ એની શી ખાત્રી?

હરિલાલ—ઠીક ત્યારે હવે તમને ખાત્રીથી બોલતાં શીખવું. (શંકેશના ગજવામાંથી પાકીટ ખેંચી લઇ ચાલવા માંડે છે.)

શંકેશ—અરે એ હરિલાલ! મારૂં પાકીટ ક્યાં લઇ જાય છે?

હરિલાલ—કંઇ કહેવાય નહિ.

શંકેશ—શું કંઇ કહેવાય નહિ? માંહ્ય રૂપીઆ છે!

હરિલાલ—કંઇ કહેવાય નહિ.

શંકેશ—રૂપીઆ મારા છે.

હરિલાલ—કંઇ કહેવાય નહિ.

શંકેશ—પરસેવાનું નાણું છે.

હરિલાલ—કંઇ કહેવાય નહિ.

શંકેશ—કંઇ નસીબથી મળેલું નાણું નથી.

હરિલાલ—કંઈ કહેવાય નહિ.

શંકેશ—મૂકી દે નહિ તો ખેંચી લઇશ.

હરિલાલ—કંઇ કહેવાય નહિ; ખેંચી લેવાય પણ ખરૂં કે ન પણ લેવાય.

શંકેશ—મારો માલ છે ને ખેંચી ન લઉં? શા માટે તે તારી પાસે જવા દઉં? હમણાં ખેંચી લઇશ.

હરિલાલ—કંઇ કહેવાય નહિ. ખેંચી લેવા જેટલું જોર તારામાં હોય પણ ખરૂં કે ન પણ હોય.

શંકેશ—નથી કેમ, છેજ. (પાકીટ ખેંચી લઇ નાસી જાય છે.)

હરિલાલ—આ વળી એક ઓર મૂર્ખો જોયો. આવા સ્વાર્થી ને પરોપદેશી ધૂતીઓ અનેક દુનિયામાં વસે છે-બીજાને સલાહ આપતી વખતે તેઓ જુદી વૃત્તિ રાખે છે ને પોતાની બાબતમાં જુદી વૃત્તિ રાખે છે. (જાય છે.)

## (૪)

## " પેલી કહેવત છે ને. "

હરિહાલ—ચિમનને આજકાલ એના સસરાને લીધે વેપારમાં ઠીક ફાવટ આવી છે. પરણ્યાને વર્ષ હાલજ થયું, પણ એટલામાં તો એક લાખનો લાભ ને વળી ઘેર પુત્રનો પ્રસવ.

હકારેશ—એ તો એમજ બને. સારા સંજોગોમાં પરણ્યા પછી સુમારે વર્ષમાં સંતતિ થાયજ.

હરિલાલ—અરે ભાઇ ! તે તો ઠીક, પણ પુત્રજ પ્રાપ્ત થાય એ કંઇ નક્કી કહેવાય ?

શંકેશ—કંઇ કહેવાય નહિ, એ તો પુત્ર પણ આવે ને પુત્રી પણ આવે. એ તો નસીબના ખેલ છે.

હરિલાલ—નસીબનાજ ખેલ છે, એમ કહો છો, ત્યારે તો સાથે સાથે એમ પણ કહો ને કે પુત્ર કે પુત્રી કંઇએ ન આવે.

નકારેશ—એમ બનેજ નહિ. તમારો ચિમન તેમજ પુષ્પાવતી બંને તરુણ છે, બંને સારા બાંધાનાં છે, બંને એકબીજા પર આસક્ત છે, એટલે તમે ધારો છો તેમ બનેજ નહિ.

હરિલાલ—એ તો જાણે ઠીક; હસવાની વાતો ચાલે છે, પણ ચિમનનો પુત્ર મોટો થશે ત્યારે હોશિયાર થશે ખરો કે નહિ? -

કહેવતેશ—પેલી કહેવત છેને કે પુત્રનાં લક્ષણ પારણામાંથી. તે મુજબ હોશિયાર થશેજ એમ સ્પષ્ટ સમજાય છે.

શંકેશ—કંઇ કહેવાય નહિ; પારણામાંથી લક્ષણ કંઇ સમજાય નહિ.

નકારેશ—એમ બનેજ નહિ. પારણામાંથી પુત્રનાં લક્ષણ ન કહેવાય તો સવાર પછી બપોર થશે એમ પણ કેમ કહેવાય ?

શંકેશ—કંઇ કહેવાય નહિ; સવાર પછી બપોર ન પણ થાય. સવાર ને બપોરની વચમાં આપણે મરીજ ગયા તો આપણે માટે બપોર ન પણ થાય.

કહેવતેશ—પેલી કહેવત છે ને કે ખોટી શંકામાંજ મઝા માનવી; આ ટેવ ક્યાંથી પાડી શંકેશ? સવાર ને બપોરની વચમાં—એમ ધાતમાં દાખલો આપ્યો તેમ મરી જવાતું હોય તો દુનિયા ચાલેજ નહિ.

હકારેશ—એ તો એમજ બને; આવી બન્યું હોય ત્યારે પલકમાં ચાલ્યા જવાય.

હરિલાલ—આવી ઘોરખોદિયા વાત ક્યાં કાઢી? જવા દો એ મરવાની વાત. ચિમનને વિષે મને ખાત્રી રહે છે કે એ દુઃખી કદાપિ નહિ થાય.

શંકેશ—કંઇ કહેવાય નહિ; સુખ પછી દુઃખ આવે પણ ખરૂં.

નકારેશ—એમ બનેજ નહિ. સુખમાં સજ્જડ જેનાં મૂળ છે તેને દુઃખ આવેજ નહિ. અસ્થિર ઝાડ પડે; સ્થિર, સજ્જડ મૂળ-વાળું ઝાડ ગમે તેવા વંટોળીઆથી પડતું નથી.

શંકેશ—કંઇ કહેવાય નહિ; એમ હોય તો ઇશ્વરને કોઈ માનતજ નહિ.

કહેવતેશ—પેલી કહેવત છે ને કે માણુસની દશા રેંટની પેઠે ઉપર નીચે ચાલીજ જાય છે.

હરિલાલ—એમજ હોય તો પ્રજાઓમાં પણ ચઢતી પછી પડતી હોવીજ જોઇએ; પણ એવું ક્યાં છે?

**કહેવતેશ**—પેલી કહેવત છે ને કે વ્યક્તિ સાથે પ્રજાને સરખાવવી એ ખોટું છેઃ તેમ તમારી સરખામણી ખરી નથી.

**નકારેશ**—એમ બનેજ નહિઃ એ વળી કહેવતજ ક્યાં છે ! કહેવતતેશ તું શું બકે છે ? કહેવત છે--કહેવત છે એમ શેનો ઠોક્યા કરે છે ?

**કહેવતેશ**—પેલી કહેવત છે ને કે કેટલાકને બીજાની ખોડજ શોધવી ગમે, તેમ તું કરે છે.

**હકારેશ**—એ તો એમજ બને; ટીકા થાય છે એટલે સામી ટીકા કહેવતેશ કરે છે.

**કહેવતેશ**—પેલી કહેવત છે ને કે બેની લડાઇમાં ત્રીજાએ માથું ન મારવું! હકારેશ તારૂં ડહાપણ રહેવા દે.

**હરિલાલ**—ભાઇઓ ! તમે લડી પડશો; મારા ઘરમાં લડશો તો હું દુઃખી થઇશ.

**હકારેશ**—એ તો એમજ બને; ચર્ચામાંથી લડાઇ તો થવાનીજ.

**હરિલાલ**—આપ સૌ સીધાવો તો ઠીક.

**કહેવતેશ**—પેલી કહેવત છે ને કે ખરી વખતે ઘરમાંથી કાઢી મૂકવામાં આવે.

**નકારેશ**—એમ બનેજ નહિ; નથી કહેવત ને કહેવત ક્યાં ઘુસાડે છે, મૂર્ખ ! કહેવત છે–કહેવત છે–કરીને માથું પકવી નાંખ્યું. ક્યાં તારા કાકાએ આ કહેવતો તને શીખવી હતી ?

**કહેવતેશ**—પેલી કહેવત છે ને કે દલીલ ના કરાય એટલે ગાળ દેવી; તેનો ઘાટ તું કરે છે.

નકારેશ—એમ બનેજ નહિ, કહેવત, કહેવત શેનો બક બક કરે છે, મૂર્ખના સરદાર !

કહેવતેશ—કર દરકાર, ત્યારે; હું સરકાર તો તું કર દરકાર આ ઠોંસાની (લાકડીનો પ્રહાર ને ઠોંસો મારે છે.)

હરિલાલ—મારા ઘરમાં મારામારી નહિ.

નકારેશ—એમ બનેજ નહિ; મારામારી પારકા ઘરમાં ન થાય એમ બનેજ નહિ. (કહેવતેશને છાતીમાં મારે છે.)

કહેવતેશ—પેલી કહેવત છે ને તેવું કરીશ હમણાં જોવા જેવું.

શંકેશ—કંઇ કહેવાય નહિ; જોવા જેવું કંઇ એમ ન થઇ શકે.

હકારેશ—એ તો એમજ બને; મારામારી વધી પડતાં જોવા જેવુંજ થાય.

હરિલાલ—ભાઇ સાહેબો પેલી કહેવત પણ નથી, એમ બનતું પણ નથી, કંઇ કહેવાય નહિ એમ પણ નથી, એમ બનેજ નહિ એમ પણ નથી-એ બધુંએ એમ છે એ ખરૂં ને નથીએ ખરૂં; જરા અર્ધા કલાક પછી બધા મળીએ તો ઠીક. ફરી મળીશું ત્યારે ખૂબ ચાલવા દઇશું. (હરિલાલ સિવાય બધા જાય છે.)

મારે નસીબે દુનિયા ધૂનીજ માણસોની બનેલી છે. ત્રણ મૂર્ખાઓની સાથે આ છેલ્લો કહેવતીઓ પણ મૂર્ખોજ નીકળ્યો. એમાંનો એકાદ પણ મળવા આવે છે ત્યારે મને મોટી ફાળ પડે છે કે ચાલવાનું હવે પાડાનું પિંજણ. તેમાં આજે તો ત્રણની સાથે એક વધુ-એમ ચાર એકઠા થયા એટલે ત્રાસની બાકી ન રહી. ઇશ્વર આવાઓથી મને હમેશ દૂર રાખો !



( ૧૬ )

# જયશિખરી અને રૂપસુંદરી.



જયશિખરીઃ ( સ્વગત )-પ્રસંગ બહુ કટાકટીનો છે. યોજના શી કરવી એ પ્રશ્ન અતિશય ગમ્ભીર છે. ખરે, આપત્તિયો પણ સમ્પસમ્પીને રહેતી લાગે છે ! અને સમ્પની એવી જ ભાવના માનવ-જાતિમાં જાગતી હોત, તો વિના દુભગ્યે, કલ્યાણીપતિ આજે આ ગરીબડી રૈયતને રંજાડવાના ઉધામા કરત નહીં. ભાવિ પ્રબલ છે. પરન્તુ, રાણી સગર્ભા છે અને એ ચિન્તાએ-ઓહો, એજ આવે છે ને!

રૂપસુન્દરીઃ—પ્રિય, આજે કેમ-આટલી બધી ચિન્તા ? શત્રુઓનો પરાજય કર્યા છતાંયે ગુર્જરપતિને શાન્તિ નથી થઇ શકી શું ?

જયશિખરીઃ—ચિન્તાનું પૂછો છો ? દેવિ ! રાજવીઓના મુકુટજ અનેકધા પ્રવૃત્તિઓની આન્તર્બાહ્ય ચિન્તાઓથી બનેલા હોય છે, અને કેવળ જ બેફિકર તો રાજપ્રપંચ માટે, બહુધા, નાલાયક ઠરે છે. શાન્તિ ? સિંહાસનપર પગ મૂકયો ત્યારથીજ શાન્તિનું ખરૂં સ્વરૂપ-દર્શન તો ભાગ્યેજ પામી શકાય છે; તથાપિ, સન્તોષ એટલો છે કે આવી પડેલી અસ્વસ્થતા અટકાવવાનેજ શાન્તિના ભંગમાં કદાપિ નિમિત્ત થવું પડે છે.

રૂપસુન્દરીઃ—પરન્તુ ગુર્જરેશ્વરની આજની ચિન્તા કંઇ નિત્યના જેવી નથી લાગતી. હૃદય આંખ્યોમાં તરતું જોઇ શકું છું, ને ત્હેમાં દુઃખ-શોચનાં પ્રતિબિમ્બ પણ પારખી શકાય છે. ભૂલી ન પડતી હોઊં તો—

**જયશિખરીઃ**—સાચું છે, દેવિ! સાચું છે. ભૂલતાં નથી. ચિંતા કરૂં છું, ને તે ત્હમારીજ! હમણાંજ હું જાણું છું કે મિહીર જેવા મહારથીનો પરાજય સહી ન શકવાથી આખું સોલંકી કુલ ઉલટયૂં છે; અને રાજ્યલોભી ભુવડ પોતે ભારે લશ્કર લઇને હમારા ચાવડાઓની સોજ્વલ સમશેરને ભેટવા નીકળી ચૂક્યો છે. મામલો બહુજ બારિક છે. ત્હમે—

**રૂપસુન્દરીઃ**—પરમેશ્વર ગુજરાતનું રક્ષણ કરો! ગુજરાતની તરશી રહેલી ધરતી જૂલ્મીના રક્તથી તૃપ્ત હો! ને પ્રતાપી ચાવડાઓની તીખી તરવારોને ઈશ્વર ઇન્સાફ અપાવો! પ્રભો, મ્હારી ચિન્તા ન કરશો.

**જયશિખરીઃ**—ન કરૂં? કેમ ન કરૂં? અને વળી ત્હમારી એકલાંની જ નહિ; પણ હવે તો, ચિન્તા બેવડી કરવાની છે. ગુર્જરીના ભાવિ પાલકની ચિન્તા પણ મ્હારે ત્હમારી સાથેજ કરવાની છે. ત્હમે ભાવિ ગુજરાતનાં રાજમાતા છો, દેવિ!

**રૂપસુન્દરીઃ** ( શરમાઇને નમતી )—સ્વામીના હૈયાની આશીષ સફલ હોઃ પરમાત્મા આપને ચિરાયુ કરો.

**જયશિખરીઃ**—રાણી! તે દિવસે સ્હાંજે મ્હારી શરીરપ્રકૃતિ બગડી આવી હતી ને મ્હેં જે કહેલૂં, તેજ અત્યારે યાદ કરાવવાનૂં છે. શરીરના યોગ-વિયોગ તો દેહધારી માટે નિર્માયલાજ હોય છે. મ્હારાં ત્હમારાં આત્માનાં ગાન જો એકજ મધુરી સ્નેહલીનતાના સુરમાં અખંડ તાલ દઇ શકયાં હોય તો ભલેને શરીરો ગમે ત્યારે—ગમે તે સ્થિતિમાં છૂટાં પડો! વ્હેલીમોડી એ વસ્તુગતિ તો લખાયલીજ છે ને?

રૂપસુન્દરીઃ ( સઅશ્રુ )—ઓ નાથ ! દૈવે શું એવુંજ નિર્મ્યું હશે, કે—

જયશિખરીઃ—બને–એમ પણ બને–આ વખતનું સ્વરૂપ ખરેખર જુદુંજ લાગે છે. વાતાવરણ વધારે ભારે છે ને તુફાની પવનના ઝપાટા આગામી ભયના ભણકારા સંભળાવે છે. કારણ સ્પષ્ટજ છે. મ્હારા કેટલાક સામન્તો ખપી ગયા છે, કોઇ કોઇ બેવફા નિવડયાનું પણ સાંભળ્યું છે, ને તાજા લશ્કર સામે બાથ ભીડવાની પૂરતી તૈયારી થઇ શકી નથી. કેશરીઆં કર્યાં વિના હવે તો બીજો ઉપાય છે જ નહીં ! રક્ષણ માટે ત્હમારે તો કદાચ, અણહીલપૂર છોડીને વનની કોઇ ગુહામાં આશ્રય લેવો પડશે !

રૂપસુન્દરીઃ—શું દેહના રક્ષણ માટે રણભૂમિ છોડીને ગુજરાતની રાણી વગડામાં સન્તાતી ફરશે ? એવું માં બોલો, મ્હારા ચાવડાકુળશિરોમણી ! યુદ્ધમાં ઘોડીલો ખેલાવવો ને તીક્ષ્ણ તરવારો ફરકાવવી એ હમને રાજપૂતાણીઓને કંઇ નવું શિખવવાનું નથી, મહારાજ !

જયશિખરીઃ—યોગ્યજ કહો છો. દેવિ ! ગુજરાતનાં રાણીના હૃદયની એજ ભાવના–એજ ઉછરંગ હોઇ શકે; પરન્તુ, ત્હમારી પોતાની જાતની ખાતર નહિ, પણ, દેશ સમસ્તના હિતની ખાતર ત્હમારે હમણાં તો આત્મગૌરવનો નહીં પણ દેશહિતનો વિચાર કરવાનો છે. સ્વમાનની ત્હમારી લાગણીને કર્તવ્યના યજ્ઞમાં હોમી દેવાની છે. ત્હમે દૂરનો ઉદ્દેશ પિછાની શકો. હમણાં તો સમય ઓળખીને ત્હમારે સ્વસ્થજ રહેવાનું છે. ત્હમારા ભાઇ સુરપાળ સાથે હજી હું મસલત ચલાવીશ, અને વિચારપૂર્વક ઘટિત યોજના

ઘડીશ. આપણો વિયોગ થશે, અને નિર્માયલું હશે તો, કદાચ, ફરી મળવાનો યોગ પણ નહીં બની શકે.

રૂપસુન્દરીઃ (સખેદ)—હા—નાથ ! * *—

જયશિખરીઃ—આમ ઘેલાં શું ક્હાડો છો, રાણી ! વીર-પત્ની છો, વીરજનેતા થશોઃ જો મળેલાં છીએ તો, સાથેજ હોવા છતાં, કદાપિ છૂટાં પડનાર જ નથી. અને સ્નેહના સ્વાનુભવે જો અન્તર-માં એકરૂપતા ઓળખાયલીજ નથી, તો તો યોગ વિયોગનાં આંસુ પણ મિથ્યા મોહના માયાવિ બળાપાજ છે. ઓહો—પેલા આવે મ્હારા વફાદાર મિત્ર, સાચા સમ્બન્ધી ને નિમકહલાલ સામન્ત સુરપાળ. મ્હારા દોહ્યલા દહાડામાં એજ મ્હારા અન્તરની કુમક છે. ઓ વ્હાલા સુરપાળ ! બધી જ હકીકત મ્હને વિદિત થઈ ચૂકેલી છે. ભાવિ તો ભગવાનને હાથ છે, તો પણ—હાલ્પે ગમે તે થાય, તથાપિ ત્હારી ઓથ છે ત્યાંસુધી ગુજરાતનું ભાગ્ય હૂં તો આશાવન્તૂં અને ઉજમાળૂંજ જોઇ શકૂં છૂં.

( સુરપાળ આવી પહોંચે છે, ને યુદ્ધની તથા રૂપસુન્દરીના રક્ષણની મસલત થાય છે. )



# (૧૭)
# શિવાજી અને તાનાજી.

[ સ્થળ: મુર્શિદાબાદથી થોડા કોસ ઉપરનું એક અરણ્ય.
સમય: દહાડો ઉગતાં.]

[ પાત્રો: મહારાજ શિવાજી સંન્યાસીના વેશમાં અને સરદાર તાનાજી અફઘાન સિપાહીના લિબાસમાં. ]

તાનાજી (નમીને પ્રણામ કરતાં)—જય હો શ્રી સમર્થનો !-

શિવાજી—કોણ તાનુ ? મ્હારો તાનુ ? આ વેશમાં-અહીં ક્યાંથી-તૂં ? અરે ! આ તે સ્વપ્નું છે કે સાચૂં છે ? !

તાનાજી—મહારાજ ! દાસનો અપરાધ ક્ષમા કરશો. સ્વપ્ન નથી અને સાચૂં જ છે, કે મહારાજની આજ્ઞાનો અનાદર કરનાર આ ધૃષ્ટ તાનુ જ મહારાજની સેવામાં ખડો છે.

શિવાજી—અપરાધ ?! એ શું બોલે છે, તાનુ ! ત્હેં તો મહાન્ પરાક્રમ કર્યૂં છે. મ્હારી પ્રતીતિ જ છે કે મ્હારો તાનુ અપરાધ કદાપિ કરે નહિ, પણ, તું આ વખ્તે અહીંઆં ક્યાંથી ? તૂં તો દેશમાં હતો ને ?

તાનાજી—દેશમાં હોવો જોઇતો હતો, મહારાજ ! પણ દેશમાં ન હતો. મહારાજની આજ્ઞા હતી, કે મ્હારે અને રાજેશ્રી યસાજીરાવે શ્રીમન્ત બાળ મહારાજની સાથે દેશમાં જવૂં. શિરછત્ર બાળ મહારાજ સાથે રાજેશ્રી યસાજીરાવે દેશ તરફ પ્રયાણ કર્યું. એમના સુખરૂપ પ્રવાસના સમાચાર પણ દાસને મળ્યા છે. મહારાજની આજ્ઞા આ દાસને એકદમ જ શિરમાન્ય થવી જોઇતી હતી, પરન્તુ,

તે એ પાળી શક્યો નથી, અને એજ અપરાધની તે મહારાજ પાસે ક્ષમા યાચે છે.

શિવાજી—એવું ન બોલ, તાનુ ! સમર્થસત્તાએ ત્હને અણીને વખતે જ અહીં મોકલી આપ્યો છે–પણ, આવું આશ્ચર્યકારક સાહસ–આવું અદ્વિતીય પરાક્રમ–અને તે પણ શત્રુની જ ભૂમિમાં–શત્રુની જ સ્હામે–વળી તું એકાકી–અસાહાય્ય છતાં–! એ શી રીતે બન્યું, તાનુ ?

તાનાજી—મહારાજ ! શ્રી સમર્થની મહા બળવાન પ્રેરણા અને શ્રીમન્તની સતત પુણ્યમયતાનોજ એ પ્રભાવ છેઃ–બાકી તાનુ તે કોણ માત્ર ? યંત્રની પૂતળી જેવો આ તાનુ તે શું કરી શકે ? તાનુ તો નિમિત્ત માત્ર જ છે, મહિમા તો શ્રી ગુરુદેવની વિશ્વ-વિજયી પ્રભુતાનો અને મહારાજની તેજોમયી વીરશ્રીનો ! આ તૃણ-વત્ તાનુને પળે પળે મહાન્ ચેતનબળ આપીને ચલાવનાર તો એ જ છે.

શિવાજી—એ તો ત્હારી સદાની વિનીત સહૃદયતા, તાનુ ! તું સાચો વીર છે. શ્રી સમર્થની કૃપાથી મહારાષ્ટ્રમાં તું જેવા લાખો વીરો પેદા થાવ ! પણ પછી ?

તાનાજી—દેશમાં સત્વર જવાને મ્હને આજ્ઞા હતી. મહારાજની આજ્ઞા દાસને વિના વિલંબે શિરમાન્ય થવી જોઈતી હતી; પરન્તુ, આન્તરનો પ્રતિધ્વનિ મહારાજની આજ્ઞાને અનુસરતો ન હતો. મુર્શિદાબાદ છોડવાને મ્હને અન્દરથી ઉપરાઉપરિ કોઈ ના જ કહ્યાં કરતું હતું–શત્રુની રાજ્યધાનીમાં મહારાજને અશક્ત શરીરે એકલા મૂકીને જતાં દાસનો જીવ ચાલતો ન હતો. મહારાજની આજ્ઞાનો વિચાર તો વારંવાર આવતો હતો, પણ અંતઃકરણમાંનો શબ્દ તેના કરતાં પણ બળવત્તર લાગતો હતો.

શિવાજી—જય હો શ્રી સમર્થનો ! ખરે, સમર્થ સત્તાને સોંપેલી બધી બાજી તે સત્તા જાતે જરૂર જ સંભાળે છે, અને હરકોઈ મનુષ્ય કરી શકે તેના કરતાં અગણિત ગણા બળથી આશ્રયે રહેલાંનું તે અવશ્ય સંરક્ષણ કરે છે. ત્હને થયેલી પ્રેરણા એ સમર્થ સત્તાની હતી–ત્હેં સાંભળેલો શબ્દ તે અન્તર્યામીનો હતો. એની લીલા અપાર ડહાપણભરેલી છે, તાનુ !

તાનાજી—એમ જ, મહારાજ! એમ જ ! મ્હને પણ એમ જ લાગ્યાં કરતું હતું અને ખાત્રી થતી જતી હતી, કે આજ્ઞાના થતા અનાદર માટે મહારાજની પાસેથી હું જરૂર જ ક્ષમા પામી શકીશ. મહારાજની આજ્ઞાનું પાલન કરવાને દાસ અતિશય ઉત્સુક હતો–તત્પર હતો, પણ જાણે કોઈ બળાત્કારે જ મ્હને મુર્શિદાબાદમાં રોકતું હોય એવું મ્હારા ઉપર અનિવાર્ય દબાણ હતું. સાથે સાથે ભયની કાંઈ આગાહી જેવું પણ હૃદયને લાગી જતું અને એવી સ્થિતિમાં, મહારાજની આજ્ઞા નહીં છતાં, દાસ મુર્શિદાબાદમાં જ રહ્યો.

શિવાજી—સાબ્બાશ ! તાનું ! સાબ્બાશ ! ત્હારી છાતીને ધન્યવાદ આપવાને આ વાણી તો જાણે અધૂરી લાગે છે.

તાનાજી—નહીં, મહારાજ ! તાનુએ તો કશુંયે કર્યું નથી. કરાવનાર શ્રી સમર્થની અદ્દભુત સત્તા જ છે. તાનુ તો તેના હાથમાં માત્ર રમકડા જેવો જ હતો અને છે.

શિવાજી—તાનુ ! વીરો પોતાનાં પરાક્રમો સ્વમુખે કહી બતાવતા નથી. તેમનાં કાર્યો, તેમનો યશમહિમા સ્વયં પ્રકટ કરે છે. વીરો તો વિભુની વિભુતિ છે. વારૂ, તું છુપો રહ્યો શી રીતે ?

તાનાજી—મહારાજથી વિખૂટા થયા પછીનો સમય દાસે શ્રી ભવાનીના મન્દિરમાં પૂજારી તરીકે ગાળ્યો છે. કર્મકાણ્ડ અને

અનુષ્ઠાનના બ્હાના નીચે દાસ ત્યાં રહેલાઇથી રહી શકતો, અને શ્રીમન્તની ખબર ઉપરાન્ત, સુબાની કચેરીમાં બનતા બધા ઉપયોગી બનાવોની માહેતી પણ મેળવી શકતો. શ્રીસમર્થની કૃપાથી ભાવિ પણ એટલું બધું અનુકૂળ, કે આટલા મહીના પોતાના જ ઘરમાં રહેલાને, આપણો ધર્મનિષ્ઠ યજમાન શ્રીયુત્ ચક્રવર્તી–સુદ્ધાં ઓળખી શક્યો નહીં! બીજા બધા લોકોની પેઠે તે પણ મહારાજના દાસને કાળીનો ખરો ઉપાસક જ લેખતો!

શિવાજી—અને વેશ પલટવાની કળામાં તો તૂં એકકો છે, તાનુ!

તાનાજી—પ્રસંગ પોતે પોતાનો ભાર ઉપાડી લે છે, મહારાજ! કર્તવ્ય જાતે જ મનુષ્યને શિખવતૂં આવે છે. મહારાજના અહીં હોવાની બાતમી શાહિસ્તખાન મેળવી શક્યો એ બાબત દાસને બહુ ભેદભરેલી લાગે છે.

શિવાજી—ભેદભરેલી તો નહીં, પણ તાનુ! શાહિસ્તખાન માટે એ અતિશય મુશ્કેલ બાબત હતી. વાત એવી છે, કે શાહિસ્તખાને મ્હારી બાતમી મેળવવાને પ્રયાસ જ કર્યો ન હતો–કરવાનું એને કારણ ન હતું. ખુદ એની સુબાગિરીના મથકમાં જ એનો વૈરી આવીને વસે એવી એને સ્વપ્ને પણ કલ્પના ક્યાંથી હોય? જે બન્યૂં છે તે બધું અનાયાસે જ બની ગયૂં છે–કુદરતે કર્યૂં છે.

તાનાજી—ખરેખર, બહુ અદ્ભુતતા લાગે છે, અને એ સમજવામાં આવતી નથી. દાસની મન્દબુદ્ધિ માને છે, કે મહારાજ સ્વતઃ જાણી જોઈને જ પ્રકટ થયા હોય! એ બ્રાહ્મણનું કહેવૂં સાંભળવા ઉપરથી એ અનુમાનને પુષ્ટિ મળે છે.

શિવાજી—ઘણે ભાગે એવૂં જ છે, તાનુ ! પણ નવાઈ તો ત્હેં જ કરી બતાવી છે, કે આવા દગાબાજ દુશ્મનની હુકુમતમાં એની જ વિરુદ્ધ લશ્કર ઉભૂં કરીને ઓચિન્તા આવી યુદ્ધ કર્યૂં અને આ પ્રમાણે મ્હને છોડાવી—

તાનાજી ( વચ્ચે જ બોલી ઉઠે છે )—હર ! હર ! હર! એ શું બોલો છો, મહારાજ ! દાસે તો કશું જ કર્યૂં નથી. કરવાનું એનું ગજૂં શું ! મહારાજ સાધન મૂકી ગયા હતા અને દાસે તો માત્ર યથાધર્મ એનો ઉપયોગ જ કર્યો છે. શત્રુની સમક્ષ ઇચ્છાપૂર્વક જ પ્રસિદ્ધ થવામાં શ્રીમન્તનો હેતુ નિઃસંશય મહા ભવ્ય હશે.

શિવાજી—અવસ્યમેવ, તાનુ ! એ અનિવાર્ય ધર્મકર્મ હતૂં. એ વૃત્તાન્ત ત્હને હમણાં કહૂં છૂં-પણ કયાં સાધનોની તૂં વાત કરે છે ? અને મ્હેં એ મૂકયાં એમ કહે છે તે ? માંડીને ત્હારી વાત સંભળાવ, વીર !

તાનાજી—મહારાજ ! એ લોકોની સાથે શ્રીમન્તના સિધાવ્યા પછી બધા નાગરિકોને શાહિસ્તખાને એવૂં પ્રસિદ્ધ અનુશાસન કરેલૂં, કે આ બનાવ વિશે કોઇએ કશી જ ચળવળ કરવી નહીં; પરન્તુ જનસ્વભાવનૂં લક્ષણ જ એવૂં છે, કે બાધિત વા રોધિત વિષયો પ્રત્યે મનુષ્યના હૃદયનૂં વલન ઉલટૂં વધારે ને વધારે બળથી વળે છે અને તદનુસાર એ જ બાબત માણસોમાં વાયુને વેગે પ્રસરી ગઇ. મહારાજનો દાસ તુરત જ આપણા બ્રાહ્મણ યજમાનને ત્યાં દોડી ગયો-ત્હેમ પણ પહેલાં તો એના ઉપર જ આવ્યો હતો.

શિવાજી—અરેરે! કેવો પવિત્ર-પૂજ્ય બ્રાહ્મણ! પરમાત્મા એનૂં સર્વથા સંરક્ષણ કરો! પણ એવો સંશય ત્હને આવે એ સહજ હતૂં, તાનુ!

તાનાજી—એ સંશય તો, મહારાજ! એને પ્રત્યક્ષ મળતાં જ લય થઇ ગયો. એ મુખની આકૃતિ–નિર્મળ આંસુમાં તરતાં એ સ્નેહાર્દ્ર નેત્રો–ખરેખર પારદર્શક હતાં. મહારાજને માટે એને થતી હૃદય–વ્યથા જાણે કે મ્હારા જેવી જ હતી. એની ગભરામણનો તો પાર ન હતો અને એવી ભયભીત સ્થિતિમાં એણે મ્હને એ સ્હમજ્યો હતો તેટલું કહ્યું. શાહિસ્તખાન પાસેથી એને સોનામહોરો મળી હતી, તે પણ એણે મ્હને સ્વાધીન કીધી–જાણે કે એ દ્રવ્ય રાખવામાં તે પ્રભુનો મહાન્ અપરાધ સ્હમજતો હોય! બસ એ જ સાધન પૂરતું હતું. સુવર્ણને કયો પ્રપંચ અશક્ય છે? અને શાસક સત્તા જ્યાં ઝૂલ્મી હોય, ત્યાં પ્રજા પ્રપંચને પોષનારી બને એ સ્વાભાવિક છે. આ દાસે નહીં, પણ એ સુવર્ણે જ અફઘાનોની એક જબરી ટુકડી ઉભી કરવામાં વિજય મેળવ્યો. પછી તો શું બન્યું એ મહારાજને પ્રત્યક્ષ થયું છે.

શિવાજી—ધન્ય હો! તાનુ! ધન્ય હો! અનેકવાર ત્હને ધન્ય હો! એ બિચારા ચકરબતીને દુશ્મન પાસેથી અપાવેલું દ્રવ્ય છેવટે વિધાતાએ શું પાછું જ લઇ લીધું! પ્રારબ્ધનો ખેલ કેવો અજબ છે! તાનુ! कर्मणो गहना गतिः॥

તાનાજી—એવું નથી થયું, મહારાજ! શ્રીમન્તનાં પુણ્ય-ચરણોને પ્રભાવે એનાં પૂર્વનાં પાપો ધોવાયાં છે અને એનું પ્રારબ્ધ તો એને ફળ્યું છે. એને મળેલી હઝારો મહોરોમાંથી માત્ર ત્રીજા હિસ્સાનું જ દ્રવ્ય સૈનિકો માટે ખર્ચાયલું છે, બાકીનું બધું દાસે એને જ સુપ્રત કર્યું છે. મહારાજની કૃપાથી એનું દારિદ્રય લય પામ્યું છે. મહારાજની બાબતમાં બનેલી આ વસ્તુસ્થિતિથી જ એ દુઃખી છે–બાકી તો શ્રીમન્તે એને સુખી કર્યો છે.

શિવાજી—અને, પરમાત્મા એને નિરન્તર સુખી રાખો ! પણ, તાનુ ! શિવાજીની બાહ્ય અને આન્તર બન્ને ઝિન્દગાનીમાં મુર્શિદાબાદનો આ બ્રાહ્મણ બહુજ અગત્યનો ભાગ ભજવી ગયો છે! માનવજીવનમાં–આહા ! કેવા કેવા ગૂઢ બનાવો બની જાય છે! સાંભળેલી પણ અનુભવેલી નહીં એવી કર્મસંસ્કારની અદ્દભુત ઘટના આ પ્રસંગે સ્વાનુભવસિદ્ધ થઈ છે. શ્રીસમર્થના પ્રબોધનનો મહિમા અપાર છે–શાં નિગૂઢ રહસ્યો એમાં સમાયાં છે, એ આથી મ્હને પ્રત્યક્ષ થયું છે. જય હો ગુરુ–દેવનો ! શત્રુને હસ્તગત હું કેમ થયો એ ત્હને કહું, તાનુ ! સાંભળ !

તાનાજી—આજ્ઞા, મહારાજ !

શિવાજી—તમને ત્રણેને સ્વદેશમાં વિદાય થવાને આજ્ઞા આપી ત્યારે, તું જાણે છે કે, મ્હારો મણુ તો રૂઝાઈ ગયો હતો. કંઈક અશક્તિ હતી પણ ધાસ્તી તો કશી જ ન હતી. મ્હને સંન્યાસી જાણીને એ બિચારો ગરીબ બ્રાહ્મણ અને એ વૃદ્ધ ભાવિક માતા મ્હારી બહુ-જ શ્રદ્ધાથી–પૂજ્યભાવથી સેવા કરતાં હતાં–એટલે સુધી કે ભિક્ષાન્ન લાવીને મ્હને તથા માતાજીને જમાડયા પછી જ એ પ્રસાદ લેતો. આહા ! એ વૃદ્ધ માતા ! જનેતાની પેઠે એ મ્હારી શુશ્રૂષા કરતી, એટલું જ નહીં, પણ મ્હને જમાડયા વિના પોતે કદાપિ કાળે જમતી જ નહીં. એક સંન્યાસી પ્રત્યે પ્રજાનો આટલો બધો આદરભાવ–આટલી બધી ભક્તિ અને આવી ધર્મપરાયણવૃત્તિ જોઈને મ્હારા હૃદયને ઘણું જ લાગતું હતું. શું કહું ! તાનુ !

તાનાજી—મહારાજ ! પ્રજાવત્સલ છો–ધર્મપ્રીતિના રક્ષક છો–પોષક છો.

**શિવાજી**—તાનુ ! વારંવારના આવા વિગ્રહી–કેવળ જ સત્ત્વ વિરોધી–વાતાવરણુ વચ્ચે નિરન્તરનો વસવાટ છતાં ધર્મની પ્રીતિમાં જે પ્રજા લેશ પણુ શિથિલ થઈ નથી તે આર્યપ્રજાને ધન્ય છે! હું તો સ્પષ્ટ જોઈ શકું છું, કે કાલાન્તરે કદાપિ વિધર્મીઓ આખા ભરતખંડના વિજેતા થઈ જાય અને દેશમાં અનેક ફેરફારો દેખાય, તથાપિ, આર્યહૃદયની શ્રદ્ધા અને ભક્તિનાં આવાં સજીવન ધર્મ-મંદિરોને કોઇ કશી હાનિ કરી શકે એ તો અસંભવિત છે. આ દૃષ્ટાન્તની સાથે તૂં જો કે ધર્મ અને ધર્મ એ એક જ ભરતખંડનું જીવન છે–અને આર્ય હૃદયમાં તે અવિચળ છે.

**તાનાજી**—મહારાજનાં વચન યથાર્થ છે.

**શિવાજી**—આ બ્રાહ્મણકુટુમ્બ દ્વારા થયેલા ધર્મદર્શને મ્હારા વિચારોને કોઈ નવું જ રૂપ મળ્યું. આહા! એ અદૃષ્ટપૂર્વ દર્શનનો શો મહિમા! શ્રી સમર્થે ઘણી વાર સ્હમજાવેલી ભગવત્‌ગીતાનું મનન જાણે કોઈ ગહન ઉંડાણમાં મ્હને ખેંચી જતૂં હતૂં, તાનુ! ગુરુદેવની પ્રેમ અને શાન્તિભરી મૂર્ત્તિ ઘડીએ ઘડીએ મ્હારી સમક્ષ જ હું નિહાળતો અને પથારીમાં પડયા પડયા પણુ જાણે કોઈ દૂરના દૈવી પ્રદેશમાં પ્રવાસ કરતો હઉં એવૂં હું અનુભવતો. વ્રણની વેદના તો હવે નાબૂદ થઈ હતી અને નવી શક્તિ પણુ આવતી હતી. આંગણુામાં કોઇકિ વાર થોડૂંક બેસતો અને ફરતો પણુ હતો. વેશ તો એવો વરવો હતો કે કોઈ ઓળખી શકે એ લેશ પણુ શક્ય ન હતૂં.

**તાનાજી**—અને નીડરતા તો બાલ્યથી જ મહારાજનો આશ્રય કરીને રહેલી છે.

શિવાજી—તાનુ! જન્મથી મળેલી એ નીડરતામાં આ ચક્રવતી અને ગંગાજી જેવાં એ માતાજીની નિર્મળતાએ મ્હારામાં ધાર્મિક બળનો ઉમેરો કર્યો અને મ્હને કેવળ નિર્મળ બનાવ્યો. ઓ તાનુ! મ્હારાં તો અંગોપાંગમાં કોઈ અવનવું જ તત્ત્વ ઉભરાતું હતું, અને મ્હને તો જાણે આખું વિશ્વ જ મ્હારી સાથે તાજું અને અને નવું જન્મેલું લાગતું હતું. હું રાજવી છું અને સંન્યાસીનો તો મ્હેં વેશ જ લીધો છે, એ કોણ જાણે શી યે રીતે મ્હારાથી ભૂલી જવાયું અને હૃદય સંન્યાસરુપ જ બની ગયું, સાધુતા શી વસ્તુ છે એનો પરિચય થવાથી અભ્યાસ અને અનુભવ સુદ્ધાં મ્હને ક્રમશઃ થવા માંડયો—એટલે સુધી કે—સાધુના વેશમાં હું સાધુ નહીં, પણ જાતે સાધુતા બન્યો.

તાનાજી—મહારાજને શ્રીમુખે અશ્રુતપૂર્વ પ્રબોધવાણી સાંભળું છું!

શિવાજી—ત્હને આશ્ચર્ય થાય એમાં, તાનુ! નવાઈ કશી નથી. જે આંખો ભારેમાં ભારે દુશ્મનને ડરાવવાને શક્તિ ધરાવે છે તે આંખો સારામાં સારી રીતે—ઝીણામાં ઝીણી નઝરે ધર્મને સુદ્ધાં પિછાની શકે છે, એ તું હજી હવે જાણશે. પલટો પામેલી આવી સ્થિતિમાં એક બે સાંઈ બાવાઓના સમાગમનો મ્હને અચાનક લાભ મળ્યો, તાનુ!

તાનાજી—સાંઈ—?! સાંઈ એટલે તો મુસલ્‌મિન્—મ્લેચ્છો! મહારાજ!

શિવાજી—હાં! મ્હારી પણ સ્હમજ આજ સુધી એવી અડધી જ હતી, તાનુ! પણ કેવળ અમળ દૃષ્ટિ વિના સર્વોપરિ

સત્યનું દર્શન કદાપિ થતું નથી. હૃદયનું સંસ્કરણ પામ્યા પછી જ પ્રકાશના પૂજન માટે પાત્ર થવાય છે. બિમારી જેમ બાહ્યમાં તેમ આન્તરમાં પણ કેવી શ્રેયસ્કર છે! આ બિમારી પછી જ ખરૂં જોતાં મ્હને આવડ્યું. અનુભવે હું જોઈ શક્યો કે માત્ર માટી જ મ્લેચ્છ હતી, હૃદયમાં–આત્મામાં તો તેઓ પૂરા આર્ય છે, સાધુ પુરુષો છે, સન્ત મહાત્માઓ છે. કોણ જાણે કેવીયે આત્માકર્ષક દિવ્યતા તેમની અંદર અને આસપાસ બધે રેલી રહેલી કે મ્હારૂં હૃદય જ જાણ્યે અજાણ્યે એ પ્રભુતાને નમી ગયું. અમીભરી એમની શાન્ત આંખોમાં મ્હેં શ્રી સમર્થની વિલસતી મૂર્ત્તિને તરવરતી જોઈ.

તાનાજી—આશ્ચર્ય, મહારાજ! આશ્ચર્ય!

શિવાજી—આશ્ચર્ય લાગશે તાનુ! થોડી જ વાર સુધી વસ્તુમાં અવગાહન થતાં સત્યના સ્વરૂપમાં એ આશ્ચર્ય શમી જશે. વારૂ, તાનાજીને એટલું તો તૂં જાણે છે ને કે શિવબાની આ શમશેર ભવાની અસત્યો અને અધર્મોરૂપી અસુરોને જ છેદવા માટે છે: મનુષ્યજાતિના દુશ્મન તો આપણે કદાપિ ન્હોતા અને નથી જ!

તાનાજી—સત્ય છે, મહારાજ! પ્રેમ અને શૌર્ય એ જ શ્રીમન્તનો જીવનમંત્ર છે.

શિવાજી—કેવળ જ ત્રાસદાયક અને મનુષ્યનામને અણછાજતાં કૃત્યો સ્હામે શિવાજી ખુલ્લી તલ્વારે હમેશ જ ખડો રહ્યો છે. પણ શું ઘણી વાર આપણા સરદારોની આપ્તમંડળી સમક્ષ વાત કરતાં પેલા ભલા શાહ જલાલુદ્દીનની પ્રશંસા તેણે મુક્ત કણ્ઠે નથી કરી કે?

તાનાજી—મહારાજ! મિત્ર હો વા શત્રુ હો; પરન્તુ સૌના સદ્‌ગુણોનું સમાન બુદ્ધિથી અન્વેષણ કરવાની શ્રીમન્તની ઉદાર અને

પ્રામાણિક રાજ્યનીત પ્રત્યેક મહારાષ્ટ્રી જાણે છે અને વખાણે છે.

શિવાજી—ખરી વાત તો એ છે, તાનુ! કે માણસ જાતે માણસનું મિત્ર કે વૈરી કદાપિ હોતૂં નથી-હોવાનું સંભવતૂં નથી; તેનામાં રહેલા ગુણો અને તે દ્વારા ઉપસ્થિત થતાં કર્મો જ સ્નેહી કે શત્રુ પરસ્પરને બનાવે છે-મનાવે છે. એ ત્રિગુણાત્મક જીવનને આત્મદૃષ્ટિથી ઉલ્લંઘીને સમીક્ષણ કરતાં તો કોઈ કોઇનું દુશ્મન કે કોઇ કોઇનૂં મિત્ર નથી જ, તાનુ !

તાનાજી—મહારાજ !

શિવાજી—અને, તાનુ! મ્હને આવો સંન્યાસી જોઇને મ્હારા પ્રત્યે આકર્ષાયેલા એ સાંઇ મુર્શિદ પૂજ્યપાદ શ્રી સમર્થની પેઠે સર્વદા આત્મામાં જ રમનારા હતા. અમારો સત્સંગ જામી જતાં ઘણી રાત્રિઓ અમે સાથે ગાળી. તેઓ ગાતા-બજાવતા અને આપણા વિઠોબાના ભક્તોની પેઠે તલ્લીન આર્દ્ર હૃદયથી પ્રભુના પ્રેમ-ગેગને અને નિજાનન્દની ઉન્મત્ત લહરોને આલાપતા. ખરે ! એમનામાં કંઈ અકથ જ ચમત્કાર હતો.

તાનાજી—મ્લેચ્છોના તેઓ ગુપ્તચર હોવાનો મહારાજને સંશય ન જ આવ્યો ?

શિવાજી—વીરો સ્વભાવે કદાપિ વ્હેમી નથી હોતા, તાનુ! અને છતાં ગુપ્તચરને તો તેઓ એક જ દૃષ્ટિપાતે ઓળખી કહાડે છે. આ સ્થૂલ રાજ્યના ગુપ્તચર તો તેઓ ન જ હતા, પણ આત્મના ઊંડા અને સ્વાનુભવ સામ્રાજ્યના તેઓ મહાન્ ગુપ્તચર હતા. મ્હને પોતાને એમનાથી અભિન્ન અનુભવતાં હૂં શિખ્યો એ એમની સર્વતોભદ્ર કૃપાલુતા ! સન્તસમાગમ આત્માનૂં કયૂં હિત નથી સાધતો ?

તાનાજી—ત્યારે, મહારાજ ! આપણા ધર્મ સાથે એમની સમભાવના—

શિવાજી (વચ્ચે બોલે છે)—ધર્મને જે ખરી રીતે જાણે છે તે ધર્મરૂપ બને છે. ધર્મ એટલે જ એકતા--સકલમયતા અથવા સમદૃષ્ટિ અને એવી ધર્મરૂપતાને આપણો અને પારકો એવું દ્વૈત છતમાં જ રહેતું નથી-છતાં, ત્હારા અર્થમાં-તાનુ ! સમભાવના જ નહીં, પણ ઊંડી એકતા. શ્રી સમર્થે જે અન્તિમ રહસ્ય તે દિવસે સ્હમજાવેલું તે અભેદ જ એમનો ધર્મ છે. ઈસ્લામનાં પુરાણો સાથે આ સાંઇબાવાના ધર્મને ઘણીક વાતે મેળ નથી ખાતો. જે મ્લેચ્છો મંદિરો તોડે છે, આર્યોને ત્રાસે છે અને ગૌમાતાનો વધ કરે છે તેમના તેઓ વિરોધી છે. એવાં કૃત્યોને તેઓ ખુલ્લી રીતે અમાનુષિક કહે છે અને એવા અધર્મીઓની સાથે કશો સંબન્ધ રાખતા નથી. આ લોક તો જાણે માટીમાં મુસલ્મિન અને જીવનમાં આર્ય-ધર્મ-રૂપ એવા છે. એમની તો ' મથુરા ન્યારી ' જ છે!

તાનાજી—તો એવા લોકો મહારાજને યુદ્ધ પ્રસંગે સાહાય્યક નીવડે ખરા !

શિવાજી—સાહાય્યક નીવડે-નિઃસંશય, પણ તે મુમુક્ષુની દૈવી અને આસુરી સંપતના આન્તર વિગ્રહમાં, તાનુ ! યુદ્ધની તેઓ અગત્ય સ્વીકારે છે અને જાતે મહા પ્રબલ જોદ્ધાઓ છે પણ તે મનુષ્ય હૃદયમાં યુગોથી ચાલતા પળેપળના અટપટા યુદ્ધમાં-બાકી આ બહારનાં યુદ્ધો જે આપણે લ્હડયાં જ કરીએ છીએ તેની તો તેઓ જરૂર જ જોતા નથી. પ્રેમ એ એમનું જીવનસૂત્ર છે, અને તેઓ માને છે કે માણસ માત્ર જો પ્રેમનો જ આશ્રય કરીને જીવન ગાળે અને રાજાઓ જો પ્રેમને જ અનુસરે અને અનુસરાવે

તો શસ્ત્ર જેવી કોઈ વિઘાતક વસ્તુની જ વિશ્વમાં કદાપિ જરૂર પડે નહીં. એમણે મ્હારામાં શ્રી સમર્થનો જ ગુરુઆદેશ જગાડ્યો, કે હુંપણાના વિલય માટે જ મનુષ્ય મનુષ્ય બન્યું છે.

તાનાજી—વીરશિરોમણિ મહારાજને મુખે વિરાગની વાર્તા સાંભળું છું !

શિવાજી—વસ્તુમાં તો રાગ અને વિરાગ એવી બે વાતો વિદ્યમાન જ નથી, તાનુ ! પરન્તુ, નિઃસરણીએ ચ્હડનારની અને મુકામે પહોંચેલાની સ્થિતિ અને દૃષ્ટિનો ફેર સ્વાભાવિક છે. રાગ અને વિરાગ બન્નેનો જ્ઞાનમાં લય છે એવું શ્રી ગુરુદેવે રાઘવ-ચરિત્ સહમજાવતાં સ્પષ્ટ કર્યું હતું. આ સુફીસન્તો પણ એ જ તત્ત્વસુધા પાય છે અને મોહમાં મરેલાને પરમાત્મામાં જીવાડે છે. શ્રી સમર્થે યોગવાસિષ્ઠની ટીકા શ્રવણ કરાવતાં જીવ અને જગતને પ્રેમસાગરમાં ઝબકોળીને જે નૈષ્ઠિક જીવન દાખવ્યું હતું તે જ આ મહાત્માઓનું નિરન્તરનું આહ્નિક છે. પાપ અને પુણ્ય, સત્ અને અસત્ વસ્તુમાં કશું નથી—માત્ર હેતુ પરથી નીપજતી એ ક્રમિક નિયંત્રણા છે. સૃષ્ટિને નિરૂપનાર અને નિયમનાર દૃષ્ટિ વિના ઇતર કોઈ છે જ નહીં.

તાનાજી—તો શું આવી રીતે પ્રસિદ્ધ થવાને શ્રીમન્તને એ ફકીરોએ પ્રેરણા આપેલી ? દાસને અવિનયની ક્ષમા, મહારાજ !

શિવાજી—એવા આર્જવની શી અગત્ય છે ? તાનુ ! હવે એ જ વાત આવે છે. પેલો જીવલેણ વણ રૂઝાઇ જવાની સાથે એ જૂનો શિવાજી પણ ખોવાઇ જવા આવ્યો હતો. મ્હારો બધો કાળ બ્રહ્મચારી ચાકરબતી અને એ માતાજી સાથે ધર્મવાર્તામાં જ હું ગાળતો. કોઇ વાર એ દેવીભાગવત અને કોઇ વાર ઉપનિષદોનો

પાઠ મ્હને સંભળાવતો અને રાત્રે સાંઇબાવા પધારતા ત્યારે દિવસે શ્રવણ અને મનન કરેલું હું એમને નિવેદન કરતો. એને જ અનુરૂપ સિદ્ધાન્તો અને અનુભવો ફારસી અને અરબ્બીમાંથી તેઓ અમને સ્હમજાવતા. શ્રી જયદેવનું ગીતગોવિન્દ અને રામ-ગીતાના ઘણા શ્લોકો એમને મુખપાઠે હતા, અને અમે વારંવાર સંસ્કૃત સૂત્રોની તુર્કીસ્તોત્રોની સાથે એકવાક્યતા વિચારતા. પણ, તાનુ! સંસ્કૃતિના આ નવયુગમાં એક બનાવ અતિશય જ ગમ્ભીર બન્યો અને તેણે ઝિન્દગાનીનું બધું જ ચક્ર એકદમ ફેરવી નાંખ્યું.

તાનાજી—મહારાજની ધર્મકથાનું પિયૂષ દાસ બહુ ઉત્સુકતાથી પીએ છે, અને એવું જ લાગે છે, કે આ વચનામૃત જાણે પૂજ્યપાદ શ્રી સમર્થને મુખેથી ઝરે છે! આટલા ટૂંકા સમયમાં શો મહાન્ ફેરફાર મહારાજના વિચારોમાં થયેલો અનુભવું છું!

શિવાજી—અને-શિવબાની કયી રગમાં શ્રી સમર્થનો વાસો નથી? રગે રગે-રોમે રોમે શ્રી ગુરુદેવનો જ વાસ અન્તરંગે અનુ-ભવું છું. માત્ર વિચારો જ નહીં, પણ તાનુ! ઝિન્દગી આખી ફરી ગઈ છે અને આ બનેલો બનાવ આન્તરની એ મહાન્ ક્રાન્તિનું જ પરિણામ છે. મનુષ્યને નવું જીવન અનુભવવાને અમુક લાંબાં વર્ષો જ જોઇયે એવો કંઇ ચોક્કસ નિયમ નથી. એક પ્રસંગ-એક નિમિત્ત વા એક જ પળ સંસ્કારી જીવને સિદ્ધાર્થ બનાવવાને પૂરતી છે. વારુ, ત્હને માહેતી તો છે, કે આપણા યજમાન બ્રહ્મચારીને અન્નને અને દાંતને જૂનું વૈર ચાલતું હતું.

તાનાજી—કેમ ન જાણું, મહારાજ! ભિક્ષા લેવા તે સંગાથે આવતો ત્યારે ઘણી વાર અમે વિવિધ પ્રકારની વાતોએ ચ્હડતા. દારિદ્ર્યનું દુઃખ તે કદાપિ રડયો નથી-છતાં સાધનો જો હોત તો

મહારાજની ઉત્તમ પ્રકારે સેવા તેનાથી બની શકી હોત, એ તેનો આન્તર અભિલાષ અને અસંતોષ વિના કહ્યે જ મહારાજના દાસે વર્તી લીધો હતો.

શિવાજી--સાચૂં છે, તાનુ! પરન્તુ, બાધ સામગ્રી ન હોવા છતાં પણ, ચક્રબતીએ ત્હારા રાજાની એવી તો ઉત્કૃષ્ટ સેવા કરી છે, કે અખૂટ સાધનો ધરાવનારા દેવો પણ કદાચ એવી ન કરી શકે. સાચી સેવા કરવામાં દ્રવ્યની જ અગત્ય છે એવું નથી. અખંડ જાગતી પ્રેમની જયોત એટલે સાત્ત્વિક હૃદયની સ્વાર્પણવૃત્તિ જેનામાં ઓતપ્રોત છે તે સ્વર્ગના દેવોથી પણ ઉત્તમ કર્મ સાધી શકે છે. સાધનસંપન્નતા વિત્તની નહીં, પણ ચિત્તની જ અપેક્ષ્ય છે. અને એ બ્રહ્મચારીએ એવા પ્રાપ્ત સાધન વડે જ દિવ્યતા આચરી દેખાડી છે.

તાનાજી—એ એવો જ દૈવી જીવ છે, મહારાજ! વળી શ્રીમન્તના પુણ્યસમાગમે હીરાને ઓપ ચ્હડયો.

શિવાજી—એવું કથન તો યથાર્થ નથી, તાનાજી! વીરતા માત્ર તલ્વારથી જ દીપે અને સમરાંગણમાં ખેલનારા શૂરવીરો જ પરાક્રમી હોય, એવૂં અધુરૂં સત્ય આજ સુધી હૂં જાણતો હતો અને દેશોન્નતિ માટે યુદ્ધની જ પરમ આવશ્યકતા ભ્રાન્તિથી માનતો; પણ હવે એ ચક્રબતીના જ દૃષ્ટાન્તે મ્હને શિક્ષણ મળ્યૂં અને સંત સમાગમનો પુણ્યપ્રસાદ પામવાથી મ્હેં જોયું, કે ખરૂં વીરત્વ તો આત્માના સમર્પણમાં જ છે. અનિગ્રહિત મનના ઉન્માદોની ભયંકર ક્ષણોએ પણ શ્રીહરિનૂં અનન્ય શરણું ગ્રહણ કરીને સંકલ્પોવિકલ્પો સૌ તેને સોંપવા અને તેનામાં જીવવૂં એ જ ખરી-સર્વોપરિ વીરતા છે. ચિત્તના શુદ્ધિકરણ વિના સાચી વીરતાનું ઉદ્દીપન થતૂં જ નથી. યુદ્ધમાં જેટલૂ બળ જોઇએ, તેના કરતાં શાન્તિમાં ઘણૂં-ઘણૂં

વધારે સામર્થ્ય જોઇએ છે. કાપાકાપી અને અગણિત મનુષ્યોનો વધ એ કંઈ વીરતાનાં લક્ષણ નથી. અરે–એ તો વીરતાને લજાવે, કદાચ–તાનાજી ! શાન્તિ એ જ સાચા વીરનું તો લક્ષણ છે.

તાનાજી—મહારાજ ! દાસની અલ્પ બુદ્ધિ વસ્તુને ગ્રહી શકતી નથી.

શિવાજી—સ્વાનુભવ ન હોવાથી બુદ્ધિ મૂંઝાય એ સ્વાભાવિક છે, તાનુ ! પ્રત્યેક સુભટ જાણે છે, કે શિવાજી અજીત જોદ્ધો છે. તે પોતે પણ એમ જ માનતો. પરન્તુ, વીર ચક્રરબતીની વીરતાએ જ એને સાચા વીરત્વનો–સ્વાર્પણનો પાઠ ભણાવ્યો છે અને એનો ગર્વ ગાળી નાખ્યો છે. ખરો વીર તો શિવાજી હજી આજથી થાય છે. બન્યૂં એવું કે ભિક્ષાન્ન પૂરતું પ્રાપ્ત ન થઇ શકવાથી એ ધર્મવીર મ્હને અને માતાજીને જમાડતો અને જાતે ઉપવાસ કરતો. આ વાર્ત્તા એણે મ્હારાથી ગુપ્ત જ રાખેલી, પણ તાનુ ! ત્રણ ત્રણ દિવસો સુધી અન્નના એક પણ કણ વિહીન કેવળ જળાશ્રિત રહેલાની મુખમુદ્રા એ દશા છાની રાખી શકે ક્યાં સુધી ?

તાનાજી—સાંભળું છું દુઃખથી, મહારાજ !

શિવાજી—વસ્તુસ્થિતિ ઓચિન્તી મ્હને સ્પષ્ટ થઇ અને એ જ ક્ષણમાં આ ક્ષાત્ર લોહી એકદમ ઝડપથી કૂદી ઉઠયું. ગૌબ્રાહ્મણ પ્રતિપાળ શિવાજી એક મહાત્માને ભૂખે મારીને પેટ ભરે ! ભૂત, વર્ત્તમાન કે ભાવિમાં કદાપિ ન બને એવો એ અધર્મરૂપ બનાવ લાગ્યો. હું આ ભગવો વેશ છતાં સંન્યાસી ન હતો. ઉદયપુરના સૂર્યવંશી મહારાણા બાપ્પારાવળનો વંશજ આવા હીણ કર્મનો આશ્રય કરીને જીવે કેમ ? આ ખોળીઆને એવી રીતે પોષવા કરતાં

એક લાખ વાર એને નષ્ટ થવા દેવું એ જ એક ધર્મસંરક્ષક નૃપાલને વધારે ઉચિત છે. બીજાના ભોગે અન્યાય્યથી–અધર્મથી આ માટીને પોષવી ! અરે ! એ કરતાં તો એને બિચારાં શ્વાનો અને શૃંગાલોની ઉજાણી બનાવવી એ જ યોગ્ય છે. બોલતો કેમ નથી, તાનુ ?

તાનાજી ( ગદ્‌ગદ કણ્ઠે )—મહારાજનું કષ્ટ નથી સહી શકાતું.

શિવાજી—અને તાનુ ! આ સીસોદીઓ પણ એ કલંકને બિલકુલ સહી શક્યો નથી. ચક્રવતી મનુષ્ય નહીં, પણ, મ્હેં દેવ જ જોયો–એ મહાત્માની દિવ્યતાનું આલમ્બન કરીને મ્હારામાં મ્હેં શાન્તિનું—શક્તિનું–જ્યોતિનું આવાહન કર્યું. આ બધા બનાવને મ્હેં નવી જ નઝરે તપાસ્યો. મનસા, વાચા અને કર્મણા ગૌબ્રાહ્મણની સેવા કરવાને આ શરીર જન્મ્યું છે–સેવા કરાવવાને નહિ. પણ બની ગયેલા બનાવોને માત્ર શોચ્યાં જ કરવાથી અર્થ-સિદ્ધિ થતી નથી; ચાલતી ઘડીએ શું કર્તવ્ય છે તે એમાંથી ડહા-પણ વાપરીને શોધી કહાડવું અને તદનુસાર વર્તમાનમાં જ વિહરવું એ પ્રાપ્ત ધર્મ છે. સ્વાર્પણબોધ પીધેલું હૃદય નિમિત્ત પ્રાપ્ત થતાં જ, દીપકમાં જેમ પતંગ ઝંપલાવે તેમ, અનાયાસે જ હોમાઇ ગયું. એજ પરમ સ્વધર્મ અને સુખ ! ચાપલ્યનો ક્ષોભ ચિત્તમાં લેશ ન હતો, દેહમાં કશી લોલુપતા ન હતી અને વિવેકબુદ્ધિ પ્રકૃતિ પુરુષના ત્રિલક્ષણ દ્વૈતાદ્વૈતનું ગ્રહણધારણ કરતી સ્વસ્થ હતી. નારાયણે તે દ્વારા આ હસ્તવડે શાહિસ્તખાનને એક પત્ર મોકલ્યો. શિવાજીની પ્રસિદ્ધિનો અને પત્રના દૂતને–એ ચક્રવતીને–સુવર્ણ-દાનનો એમાં ઉલ્લેખ હતો.

તાનાજી—મહારાજ ! એ પૂર્ણ પ્રકરણ દાસને યથાવત્ સ્પષ્ટ થાય છે. પોતે સુખદુઃખના દ્વંદ્વથી રહિત છો, મનોવિકારથી અતીત

છો, દેહના વિચારથી પર–ઇન્દ્રિયજીત છો; પણ દાસનું ધાષ્ટર્ય ક્ષમા કરશો–છત્રપતિ મહારાજ સંગ્રામને ઉત્તેજવાને બદલે આવી નિવૃત્તિની જ દિશા લેશે ત્યારે આ દુઃખી દેશનું શું થશે? દેશના ભાવિનો વિચાર શ્રીમન્તને ન જ આવ્યો? **शिवाजी न होत तो सुन्नत होत सबकी** એ સત્યપૂર્ણ વીરવચનો પણ દેશના ભવિષ્યની ચિન્તા માટે શ્રીમન્તને પ્રેરણા અને ઉત્સાહ આપવાને અશક્ત નીવડયાં!

**શિવાજી**—એવો વિપર્યય ન કર, તાનુ! વસ્તુની અંદર ઉતર. જે સમર્થ સત્તાએ શિવાજીની માટીને ઘડી છે તે સત્તા દુર્બળ કે કૃપણ નથી જ. દેશનો કે ભાવિનો વિચાર મ્હારા કરતાં અનન્તગુણ દાક્ષિણ્યથી તે નિરન્તર કર્યા જ કરે છે. નથી હું પંડિત કે શાસ્ત્રી–અરે! વધારે ભણેલો પણ હું તો નથી, સ્વદેશનું હિત માત્ર તલ્વારથી જ સાધવામાં હું તો ઉદ્યુક્ત થયો છું–મ્હને પૂર્વદૃષ્ટિ ન્હોતી–અને આવા અશાન્તિના યુગમાં એથી કદાચ અશાન્તિનો ઉમેરો પણ થયો હશે–કદાચ તલ્વારની જ અત્યારે દેશને ખરી આવશ્યકતા હશે. **ભાવિમાં એવો પણ યુગ આવશે, કે વગર હથિયારે શાન્તિનું સામ્રાજ્ય સ્થાપનારી કોઇ નિપૂણ સત્તા પ્રકટ થશે–લોહીના એક પણ બુંદ વિના ભારતમાં સુખશાન્તિ ફેલાશે અને આવાં યુદ્ધો તો અનાર્યનાં લક્ષણો મનાશે–કદાચ.** નિર્માણની સત્તા સર્વદા સુન્દર અને સર્વોપરિ છે. શિવાજી તેમાં ભળી ગયેલો નિશ્ચિન્ત અને અધીન સૈનિક છે. સમર્થ સત્તામાં તેને અચળ વિશ્વાસ છે. ભૂખણ કવિને અપાયલી જાગીરનો આપણા પ્રધાનોએ પણ કંઇક ખોટો જ અર્થ કર્યો લાગે છે, તાનાજી!

તાનાજી—એ વીર વાણી સુણીને શ્રીમન્ત એના પ્રત્યે પ્રસન્ન થયા અને 'यावच्चन्द्र दिवाकरौ' મહાન્ જાગીરની બક્ષિસથી નવાઝયો-ભૂષણને રાજકવિનું ભૂષણ આપી શ્રીમન્તે વિશિષ્ટ કૃપાલુતા દર્શાવી એવી મહારાજના ભૃત્યવર્ગની માન્યતા છે.

શિવાજી—છતાં, એનો અર્થ એવો નથી કે મ્હારી પ્રશંસાથી રીઝીને મ્હેં એને જાગીર આપી! નહીં, તાનુ! નહીં! વખાણથી ફુલાઇ જઇને એ ઇનામ અપાયલું નથી. સ્તુતિથી રીઝાવું અને નિન્દાથી ખીજાવું એ તો ક્ષુદ્ર મનુષ્યનું અપલક્ષણ છે. એવા હલકા મનવાળું માણસ માણસ પણ થઇ શકતું નથી, તો મનુષ્યો ઉપર શાસક અને પાલક રાજા તો થઇ શકે જ શી રીતે? નહીં! શિવાજી એવા નબળા મનનો કદાપિ ન હતો અને નથી જ.

તાનાજી—મહારાજનું દૃઢ આત્મબલ વિશ્વવિખ્યાત છે અને એવું ક્ષુલ્લક આરોપણ મૂકવાની ધૃષ્ટતા તો સાધારણ લોકસુદ્ધાં કરી શકે એમ નથી.

શિવાજી—સાંભળ, તાનુ! ઔરંગઝેબ જેવા ક્રૂર સત્તાધીશની અમાનુષિક છતાં દમ્ભી રીતભાત તેના પોતાના જ મ્હોં ઉપર ખુલ્લી કહી બતાવવામાં કેટલી બધી વીરતા જોઇયે? એ પ્રબલ સત્યાગ્રહનું, એ ધર્મપ્રેમનું, એ સ્વદેશભક્તિ અને હૃદયબળનું જેટલું પૂજન થાય તેટલું ઓછું છે. દિવ્યતાનું પ્રકટીકરણ જેનામાં થાય તે દેવ અને એવી દિવ્યતાનો સ્નેહાદર એ દેવપૂજા છે. જ્યાં જ્યાં એવી પ્રભુતાનું પ્રેરક દર્શન થાય ત્યાં ત્યાં ત્હેને ઉત્તેજવાને અને પૂજવાને તત્પર રહેવું એ મનુષ્યધર્મ છે. ઉપરાન્ત સરદારોને, સૈનિકોને અને તદેતર વર્ગને આવા પૂજનમાં દૃષ્ટાન્તરૂપ થવાને અગ્રણી બનવું એ

નૃપાલનો રાજ્યધર્મ છે. વળી શત્રુને અધિકતર કુપિત કરવાને શત્રુના શત્રુને સન્માન અને ઉત્તેજન આપવું એ લક્ષ્ય પણ રાજ્ય-નીતિનું છે.

તાનાજી—મહારાજ ! સામાન્ય જણાતાં કાર્યોમાં પણ શ્રીમન્તનો આન્તર હેતુ તો બહુ દૂરદર્શી હોય છે. અમ સમા નિકટ-વાસીઓને પણ મહારાજની હૃદયગુહામાં તલસ્પર્શી થવું મહા કઠિન છે.

શિવાજી—એમ જ હોય, તાનુ ! આન્તરના ઊંડા હેતુ-ઓની–હૃદયની ભાવનાઓના સૂક્ષ્મ પ્રદેશની વાતો એવી જ ઝીણી અને અટપટી છે. કેટલીક વાર સ્પષ્ટતા કરવાને પ્રસંગ જ પ્રાપ્ત થતો નથી અને કેટલીક વાર તો મામલો એવો હોય છે, કે વાણીનો કાર એમાં ચાલી શકતો જ નથી. પરન્તુ, તાનાજી ! આવું બધુ બનવા છતાંયે નિર્માણની યોજના તો વિલક્ષણ છે. પ્રારબ્ધનો ભોગ મ્હને ખેંચે છે, અને ભલે ખેંચે !

તાનાજી—મહારાજનો હવે શો નિશ્ચય છે? સ્વદેશ પ્રયાણ અને નવી તૈયારી બાબત–આજ્ઞા ?

શિવાજી—ગુરુ મહારાજનો શબ્દ એ જ મ્હારો નિશ્ચય. જીવની મનસ્વી ઇચ્છાઓ પ્રમાણે નિર્માણને કંઇ બળાત્કારે ફેરવી શકાતું નથી, તાનુ ! જે યજ્ઞમાં બલિ બનવાને હું ઝંપલાયો તે યજ્ઞના દેવતાએ મ્હારો પ્રતિકાર કર્યો છે–શ્રી પ્રજાપતિએ મ્હને અપાત્ર ગણ્યો છે.

તાનાજી—અને મહારાજ ! એ નિર્માણ એટલા જ માટે, કે શ્રીમન્તને વરદાયી હસ્તે દેશમાં ધર્મસંસ્થાપનાનો જે મહારાણીય યજ્ઞ

મંડાયો છે તેની પૂર્ણાહૂતિ પણ શ્રીમન્ત મહારાજને સ્વહસ્તે થાય એવી યજ્ઞનારાયણની ઇચ્છા છે.

શિવાજી--એ તો શ્રી હરિને જે ગમે તે ખરૂં! આખું જીવન જ મ્હારૂં ગૂઢ છે-અરે જીવન જાતે જ એક ગૂઢતા છે, અને તેમાંયે આ બનાવ તો રહસ્યરૂપ છે. કર્મનું નિયંત્રણ ખરેખર સખ્ત છે અને તદન્તર્ગત ભાવનાઓનું સૂક્ષ્મ તંત્ર તો તેના કરતાં પણ અધિક-તર બલવાન છે. સંસૃતિ માત્ર ભાવનાનું બાલક છે. કેવા સંજોગો વચ્ચે હું શાહિસ્તખાનની બેડીમાં જકડાયો એ ત્હને વિદિત છે. પરન્તુ, શામાટે મુક્ત થયો છું એ પ્રશ્નની મીમાંસા તો બહુ ગહન છે, અને એક વિના અન્ય કોઇએ તે સ્હમજી કે ઉકેલી શકે એમ નથી. સ્વદેશમાં નિઃસંશય હું આવું છું, તાનુ! પરમાત્મ સ્વરૂપ શ્રી ગુરુદેવનાં પુણ્યદર્શનથી પાવન થઇશ અને તેઓશ્રીની જે આજ્ઞા થશે તેનું પાલન કરીને કૃતકૃત્યતા માનીશ.

તાનાજી--મહારાજ! દાસની પણ એ જ ઇચ્છા છે.

શિવાજી--આહા! શી અદ્ભુત બ્રહ્મલીલા છે! અવશ્ય મોહિની પમાડે એવું જ આ બધું ગોપીશ્વરનું અજબ રાસખેલન છે! અકળ છે રામ! ત્હારી માયા! ક્યાં હસ્તિનાપુર જવું-કારા-ગૃહમાં કબજ થવું-ત્યાંથી વળી છટકવું-ગિરિરાજ હિમાચલની યાત્રા થવી-રસ્તામાં પાછું વાઘથી ઝખ્મી થવું-મુર્શિદાબાદમાં બિમારી ભોગવવી-અને સાંઇ બાવાનો સત્સમાગમ થવો-શ્રીયુત ચક્રવર્તી દ્વારા સ્વાર્પણનું શિક્ષણ પામવું-ફરીથી શાહિસ્તખાનના બંધીવાન થવું અને છેવટ આ પ્રમાણે છૂટીને સ્વદેશમાં પરત જવું! એક પછી એક બનેલા આ બધા આકસ્મિક બનાવોને હું કોઇ જુદી

જ રીતે નિહાળું છું. મ્હારી મૂળ ધાર્મિક વિચારણાને જ આ બનાવોએ વધારે સ્પષ્ટ કરી આપી છે. કરવાનું આપણે તો કશું નથી, માત્ર એટલું જ કેઃ—

**धार्यू धणीनूं थवा हो ! आपण धरीए अधीन तत्परता ।**
**लसित उरे अनुसरीए, दोरे ज्यां श्री समर्थनी सत्ता ॥**

બોલો—જય હો શ્રી સમર્થનો !

**તાનાજી**—શ્રી સમર્થનો જય હો! છત્રપતિ મહારાજનો જય હો! એક વિજ્ઞાપન છે, મહારાજ ! (અફઘાન લશ્કરીનો પોશાક રજુ કરીને ) શ્રીમન્ત કૃપાવન્ત થઇને આ સ્વાંગ ધારણ કરશે? અશ્વ પણ તૈયાર છે, મહારાજ !

( શિવાજી પોષાક બદલે છે-તાનાજી ઘોડા લાવે છે. )

**શિવાજી**--( બન્નેના ઘોડેસ્વાર થયા પછી )-હાં ! ૐ હર! એડી માર-ઘોડાને-તાનુ !

**તાનાજી**--આજ્ઞા, મહારાજ! ૐ હર !

( બન્ને સ્વારો ઘોડા દોડાવી અદૃશ્ય થઈ જાય છે. )

ફેબ્રુઆરી,
ઈ. સ. ૧૯૧૫. } **सागर.**



## ( ૧૮ )

# મેનાવતી અને ગોપીચંદ.

---

મેનાવતીઃ

પદ.

તત્ત્વ શોધ્યા વિના જીવનઉદ્ધાર ના,
બ્રહ્મદર્શન થયું ન તો તો સર્વ નિઃસાર આ.
ભોગ ભોગવે અનન્ત,
જગત્‌–લ્હાવ લે અત્યન્ત,
મૃત્યુનો એ સુગમ પન્થ; જીવ તું તે સ્વીકાર ના; તત્ત્વ૦

અહો ! આજ નગરમાં સર્વત્ર આનન્દ આનન્દ છલકાઇ રહ્યો છે, પુત્રના જન્મદિવસનિમિત્તે. આનન્દમાં વિહાર કરી રહ્યો છે બાલક. આનન્દસરિતાના બે કાંઠાઃ વિષયાનન્દ અને નિર્વિષયાનન્દ. કયે કાંઠે ઉતારૂં મારા બાલકનું નાવ ? બાલકને કેવો કરૂં–રાગી કે વિરાગી ? ભોગી કે યોગી ? મારો મોહસ્વાર્થ વિચારૂં કે વિચારૂં એનો મોક્ષસ્વાર્થ ? મેં એને જન્મ આપી ખરૂં જોતાં કરી મૃત્યુશિક્ષા, પણ આજ એને આપું સાચી અમરદીક્ષા. જન્મદાતા માતા બાલકને બનાવશે અતઃપર અજન્મા.

( અન્દરથી સંભળાય છે. )

રાજ્યતણા લાડકડાકેરો, જન્મદિવસ છે આજે.

મેનાવતી—અહો ! એ જ આવતો જણાય છે.

દાસીઓ—( અન્દરથી )

રાજ્યતણા લાડકડાકેરો, જન્મદિવસ છે આજે;

( બહાર આવતાં )

રાજવિ ! સંચરીએ આનન્દે, માતા દર્શનકાજે.
ઉરના ઉછળતા ઉલ્લાસે,
અંકે ધરીને મધુરાં હાસે,
માતા દિલદુઃખ ભાજે; રાજ્ય૦

( મેનાવતી પ્રતિ )

રાજ્યતણા દૈવતપર આજે, હૃદયવડે આહ્લાદો,
અનવધિ અનુપમ શુભના માતા ! આપો આશીર્વાદો.
દિવ્યામૃતવચને સંતોષો,
બાલકના ઉરને અતિ પોષો,
માતાને જેમ છાજે; રાજ્ય૦

ગોપીચંદ ( મેનાવતીને )—વન્દન કરૂં છું, મારા પરમ દૈવતને.

મેનાવતી—બાલક ! તત્ત્વતપસ્વી થાઓ.

ગોપીચંદ ( માતું ખિન્ન મુખ જોઇ )—માતા ! કેમ આજે વદને વિષાદછાયા ધરી છે ?

મેનાવતી—બાલક ! અમૃતવૃષ્ટિ થવાની એ તો હૃદયની મેઘછાયાએ હોય.

ગોપીચંદ—આ બાલવલ્લિપર એ અમૃત વરસશે ?

મેનાવતી—વરસે તો ઘણુંય, પણ ઝીલાશે ?

ગોપીચંદ—એટલા પુરતું મારા ચિત્તને ચાતક કરીશ.

**મેનાવતી** ( દાસીને )--દાસી ! અગ્નિ લાવ. ( લાવે છે. ) ગોપીચન્દ ! આ જો. ( વસ્ત્ર બાળે છે. ) આ અગ્નિ કેવો છે ?

**ગોપીચંદ**—સર્વભુક હુતાશન. એમાં સઘળું બળીને ભસ્મ થાય છે.

**મેનાવતી**—એવો જ એક કાલાગ્નિ છે, તેમાં પ્રાણીમાત્ર હોમાય છે, અને કયાંય ચાલ્યાં જાય છે, તે ખબર પણ પડતી નથી.

**ગોપીચંદ**—ત્યારે માતા ! એવી એક પણ વસ્તુ નથી કે જે આ પ્રત્યક્ષ અગ્નિમાં ન બળે ?

**મેનાવતી**—છે; અને તે અત્યન્ત ચમત્કારિક. ( ડોકમાંથી કહાડીને ) જો ! આ શું છે ?

**ગોપીચંદ**—વસ્ત્રનો કકડો.

**મેનાવતી**—લે, એને બાળી દે. ( બાળે છે પણ બળતો નથી. )

**ગોપીચંદ** ( આશ્ચર્યથી )—માતા ! આ તો વસ્ત્ર છતાં બળતું નથી શાથી ?

**મેનાવતી**—યોગીજનના તપઃપ્રભાવથી. એ યોગીના સંકલ્પથી સંસ્કારિત છે. અને એ જ પ્રભાવે અજર અને અમર રહે છે માનવીનો દેહ.

**ગોપીચંદ**—એવો તપઃપ્રભાવ શાથી પ્રકટતો હશે ?

**મેનાવતી**—કેવલ એકજ વસ્તુથી, અને તે યોગબલે.

**ગોપીચંદ**—માતા ! મને એવું યોગબલ ન મળે ?

**મેનાવતી** ( સ્વગત )—ઉત્સુકતા તો ઉઠી છે; પણ હજી તેને અધિક ઉત્તેજિત કરવો જોઇએ. ( પ્રકટ ) કહે, માખીની જીભ વિષ્ટા ચાખે છે, દેવોની જીભ અમૃત ચાખે છે; કોની જીભ સારી ?

**ગોપીચંદ**--દેવોની.

મેનાવતી—માનવી ભોગ સાધે છે તો માખી બને છે; યોગ સાધે છે તો દેવ બને છે; કયો માનવી સારો ?

ગોપીચંદ—યોગ સાધનાર.

મેનાવતી ( દાસીને )—દાસી ! થાળ લાવ. ( લાવે છે. ) ગોપીચન્દ, આ સોનાની પાવડી ને આ પવનપાવડી. (બતાવે છે.) એ બેમાંથી શું ગમે છે? સુવર્ણની પાદુકાથી તું ભૂતલ ઉપર ચાલી શકીશ.

ગોપીચંદ ( પવનપાવડી બતાવી )—અને આનાથી ?

મેનાવતી—એનાથી તું ગગનમાં ચાલીશ.

ગોપીચંદ—તો તો મને એ જ ગમશે.

મેનાવતી ( બતાવીને )—આ રત્નમાલા અને આ રુદ્રાક્ષ-માલા: કહે કઇ ગમે છે ? રત્નમાલાથી તને વિભવદર્શન થશે.

ગોપીચંદ ( રૂદ્રાક્ષમાલા બતાવીને )—અને આનાથી ?

મેનાવતી—એનાથી તને વિશ્વદર્શન થશે.

ગોપીચંદ—તો એ જ મને રુચે છે.

મેનાવતી ( બંને હાથથી વસ્ત્ર બતાવી )—

આ રાજવસ્ત્રવડે ગણાઇશ, જગત્‌માં તું ભૂપતિ,
આ વલ્કલો ધરવાવડે તું થઇશ ભૂતાધિપતિ;
તો બોલ, એમાંથી તને શું વસ્ત્ર રુચિકર છે અતિ ?
ગોપીચંદ—આ વલ્કલે લલચાય છે સહજ સ્વભાવે મુજ મતિ.

મેનાવતી (સ્વગત)—બાલક યોગ માટે તત્પર તો જણાય છે, પણ હજી તેને કસવો જોઇએ. ( પ્રકટ ) ગોપીચન્દ ! કહે, એમાંથી શું ગમશે: જનસંગ કે વનસંગ ?

જનસંગથી મૃત્યુ અને વનસંગથી અમરત્વ છે,
ગોપીચંદ—સેવીશ તો વનસંગ જે એ તત્ત્વનું પણ તત્ત્વ છે.

**મેનાવતી**—સમજ કે બે સ્થાન છે: રાજ્યવાસ અને વનવાસ. રાજ્યવાસ નિર્ભય અને વિભવવિલાસ આપનાર છે, જ્યારે વનવાસ ભયંકર છતાં આત્મવિશ્વાસ આપનાર છે; શું સ્વીકારીશ ?

**ગોપીચંદ:** પદ. ( રમ્ય મૂર્તિ નાથની–એ લય. )

માત ! શું પૂછો છો મને, કરીશ વનવાસ હું,
જાણજો નથી કદાપિ, વિભવતણો દાસ હું; માત૦
સહન કરીશ વનનાં કષ્ટ, પ્રકટ અને જે અદૃષ્ટ,
સાધવા યોગાંગ અષ્ટ, ધારીશ ઉલ્લાસ હું; માત૦
વનવિષે રહીશ એકાન્ત, અનાસક્ત ને અભ્રાન્ત,
જીવન ગાળી પરમ શાન્ત, કરીશ તપાભ્યાસ હું. માત૦
ક્ષુધાતૃષાદિ સહીશ, તમારો વિયોગી થઇશ;
દેહે પણ અનુભવીશ, અમરતાને ખાસ હું; માત૦

**મેનાવતી**—ધન્ય છે, બાલક! ધન્ય છે તારા સન્નિશ્ચયને. ક્ષણિક સંસારસુખની વાસનાને તિલાઞ્જલિ આપનાર યોગપથ-પ્રવાસિન્! તારો જય થાઓ.

**ગોપીચન્દ**—ત્યારે માતા! આ સંસારમાં જ આવું મિથ્યાત્વ છે કે બ્રહ્માંડભરમાં ? બ્રહ્માંડમાં ચિર શું ?

**મેનાવતી**—ચિર એક બ્રહ્મ. ઇતર સર્વ વિનાશી. ઉત્સુક બાલક! તને કહી બતાવું બ્રહ્માંડનું કિંચિદ્ સ્વરૂપ ?

**ગોપીચન્દ**—જરૂર.

**મેનાવતી**—શ્રવણ કર ત્યારે.

પદ. ( શો શુણાય, શો શુણાય, સોહં શબ્દ,–એ લય. )

શું ઘુમાય, શું ઘુમાય, આ બ્રહ્માંડ શું ઘુમાય,
ગરબે ચોપાસ બ્રહ્મ-દીવડીતણે.

શું ઉલ્લસિત થઇ ગાય, શું ઉલ્લસિત થઇ ગાય,
બ્રહ્મનાદે મસ્ત બની આત્મ-આંગણે.
અગમ્ય ગતિથી ઘુમતું, અસ્થિર આ બ્રહ્માંડ,
તે મધ્યે સુસ્થિર દિસે, કેવલ બ્રહ્મવિરાડ્,
તેના કોઇ ગૂઢ નિરવ રવને વશ વર્તીને,
સકલ અણુ-પુત્તલિકા નર્તન કરે.
ઉંચે નીચે સ્વરથી, પણ તાલબદ્ધ તે હઇ,
બ્રહ્મદોરચાલનને તે અનુસરે; શું૦
નર્તન કરતાં પેલું કોઇ, સુરમ્ય ચિત્તહરિણ,
મધ્યબિન્દુના નાદમાં, બની ગયું રસલીન,
એ તો સહજ સ્વભાવે અધ્રુવ અણુતા ત્યજી,
જોઉં ભળતું એ ધ્રુવ-બ્રહ્મતેજમાં,
આવો અપૂર્વ અને અટપટો રચ્યો અહો!
ગરબો બ્રહ્મે અજ્ઞાત દેશી સેંજમાં, શું૦

ગોપીચન્દ—અહોહો ! મારૂં ચિત્તહરિણ ક્યારે ધ્રુવરૂપ થશે, માતા !

મેનાવતી—એ તો સહજ છે. યોગ સર્વ કાંઇ કરવા સમર્થ છે; અને તે સહજમાં.

ગોપીચન્દ—જનનિ ! મને એ યોગદીક્ષા આપોને.

મેનાવતી—વત્સ ! એ કર્તવ્ય મારૂં નથી-યોગીશ્વર જાલન્ધર જ તને તે આપવા કૃપા કરશે.

ગોપીચન્દ (ખેદપૂર્વક)—માતા! તેમને તો મેં કૂપમાં પુરાવ્યા છે.

મેનાવતી ( હસીને )—બાલક! એ તારી ભ્રાન્તિ છે. જે ત્રિલોકમાં પણ ન પૂરાય તે કૂપે શું શમાય ? એ તો પોતાના સિદ્ધાશ્રમમાં જ સ્થિત છે.

**ગોપીચન્દ**—પણ માતા! મેં તો તમને ગુરુ જાણ્યાં છે, તો કંઇક સંસ્કાર તો કરો.

**મેનાવતી**—તને જન્મથી જ સ્થૂલરૂપતા આપવામાં મારો અંશ રહ્યો છે, તો આ ક્ષણે પણ તારી ઇચ્છા છે તો યોગદીક્ષાનું બાહ્ય ચિહ્ન હું તને ધારણ કરાવું છું. પુત્ર! તેને દીપાવજે.

**ગોપીચન્દ**—માતા! આપના આશીર્વાદે.

**મેનાવતી**—હવે તો યોગસિદ્ધિનું અક્ષયતિલક કરૂં ભસ્મનું. ( કરે છે. ) ( હાથમાં કન્થા પકડી )

પદ. ( મેનાવતી રાણી—એ લય. )

હે બાલક યોગિન્! કાષાયામ્બરની કન્થા ધારો હવે.
સરિતાતટપર સ્થિત થઇ હાવે, ક્ષેત્રે તપસાનન્દ
હવે કન્દરાને મા ગણજે, વહાલા ગોપીચન્દ રે;
હે બાલક યોગિન્! સજી રત્નો રુદ્રાક્ષમાલ ધારો હવે.

દ્રુમને પોષક પિતુસમ જાણો, રાજ્યાસન પાષાણ,
આરૂઢ થઇ તે પર સિદ્ધબલે, કરો જગતનું ત્રાણ રે; હે૦

**ગોપીચન્દ**—હે તારિણિ માતા! બાલકનું આ અન્તિમ નમન સ્વીકારજો.

વન જાવું એ તો મારે મન જીવનની ક્ષણ ધન્ય,
પરમાનન્દસહિત વદો મા! સિદ્ધાશિષ્-વચન રે; હે૦

**મેનાવતી**—હે બાલક યોગિન્! રંગે ચંગે વનમાં સીધાવો હવે.

આ સંસાર ગણી સ્વપ્નું બધી, ભુલજો તેની વાત,
સકલ સમર્થ જનોના પામો, સિદ્ધ શુભાશીર્વાદ રે,
હે ભવિષ્યદ્ યોગિ! અમરસિદ્ધિ પામીને વહેલા આવજો.

**ગોપીચન્દ**—હે તારિણિ માતા! બાલકનું આ અન્તિમ નમન સ્વીકારજો.



## ( ૧૯ )

## સાધક અને શ્રદ્ધાત્રયી.

પાત્રો: સાધક અને ત્રણ દેવીઓ.
સ્થલ: સાધકનું ચિન્તનાલય.
કાલ: મધ્ય રાત્રિનો વિકટ કાલ.

સાધક ( પલાંઠી વાળીને બેઠો છે. ):—

હું નિત્ય ચિન્તન કરી રહું, મુજ પરમ શ્રેયોન્નતિતણું,
ઉંડાણુથી સાધનતણી શ્રેણીનું મન્થન કરૂં ઘણું;
પણ હાથ કો નવ આવતી, અદ્યાપિ ગોપ્ય સુગમ કલા,
તો શી રીતે હું ઉઘાડું મુજ, દિવ્ય મન્દિર અર્ગલા ?

એજ મારૂં નિત્યનું ચિન્તન, અને પુનઃ ચિન્તવું આજ. મનુષ્યજીવન એટલે એક દોર; જેનો આદિ હું અભિમાની, અને અંત પરમતત્ત્વ-બ્રહ્મ. જીવન એટલે બ્રહ્મમન્દિરનો પ્રવાસપંથ, અને હું તેનો પ્રવાસી. પ્રવાસનાં પગલાં તે નાનાવિધ સાધનો. તેમાં ચઢવું તે વિકાસ. શ્રેયસૂમાં પ્રગતિવિનાનું સાધકજીવન વ્યર્થ. આશ્ચર્ય ! મને હજી કોઈ પણ અંશમાં વિકાસની આન્તરસિદ્ધ પ્રતીતિ કેમ થતી નથી ? અંતરાકાશમાં અનુભૂતિની ઝાંખી ક્ષિતિજરેષા પણ કાં જણાતી નથી ? શું કરૂં ? કર્તવ્ય કરૂં છું, જ્ઞાતવ્ય વિચારૂં છું, પણ નથી ઉઠતો અંતરમાં સંતોષનો ઓઘ, કે નથી જણાતી વિદ્યાની સાચી નિર્ભયતા. કોણ કરે મારો વિકાસ ? કોણ કરાવે મને અંતરમાં સામર્થ્યનું ઉષાદર્શન ? કોણ છે ?–શ્રેયસ્સિદ્ધિની સરણીએ ચઢાવનાર મને કોણ છે ?

**પહેલી દેવીઃ** (પ્રકટ થઈને)–હું છું, બાલક ! તને શ્રેયસ્‌ના દિવ્ય સોપાને ચઢાવનાર હું છું.

**સાધકઃ** (નમીને)—અહો ! નિષ્પ્રાણ સરખાની પ્રદાયિનિ ભગવતિ ! આપ કોણ ?

**પહેલી દેવીઃ**—સાધનવૃક્ષની ફલવતી ચેતનશાખા છું. મારૂં નામ ઉપદેષ્ટાશ્રદ્ધા.

**સાધકઃ**–અભીષ્ટદાત્રિ ! નમું છું આપને. આપ શું ફળ આપો છો ?

**પહેલી દેવીઃ**--જગાવું છું અભયતાને, વિલાવું હું પતનભીતિ,
ઉજાળું છું હૃદયખંડો, પ્રજાળું હું વિષયપ્રીતિ;
દ્દઢાવું ધૈર્ય, બળ લાવું, અનિશ્ચિતબુદ્ધિ વિલાવું,
અનન્યાસક્તિ ખીલાવું, હૃદયમાં ભક્તિ ઝીલાવું.

વત્સ ! શ્રેયસ્‌ સિદ્ધિને ઇચ્છે તો મને ગ્રહણ કર. હું ઉપદેષ્ટા-શ્રદ્ધાના આશ્રયવિના તારા સાધનનું ચૈતન્ય નહિ પ્રકટે. સાધન તો દીવેલ અને દીવેટ છે, તેમાં જ્યોતિ જગાવનાર તો હું છું. શ્રવણ કર. જેનું સાધન તું ગ્રહણ કરે તે ઉપદેષ્ટાવિષે તારી અપૂર્વ શ્રદ્ધા હશે તો જ તેમનાં ઉપદેશેલાં સાધન તનેફળશે. ભોમીયામાં વિશ્વાસ-વિના માર્ગે જવાતું નથી, અને વૈદ્યમાં વૈદ્યબુદ્ધિના વિશ્વાસ વિના તેનું ઔષધ ખવાતું નથી, તેમ ઉપદેષ્ટામાં શ્રદ્ધા વિના તેમનું વચન પળાતું નથી. જે મનુષ્ય જેટલા પ્રમાણમાં આપણો વિશ્વાસુ હોય તેને તેટલા પ્રમાણમાં આપણે આપણું હાર્દ આપીએ છીએ, તેમ સાધકની પોતાની શ્રદ્ધાના પ્રમાણમાં જ ઉપદેષ્ટા પોતાના હૃદયનું દિવ્ય હાર્દ અર્પે છે.

**સાધકઃ**—બોધપયસ્વિનિ ! કૃપા કરી કહોઃ શ્રદ્ધાનું સ્વરૂપ શું ?

**પહેલી દેવીઃ**—સ્વલ્પમાં કહું છું કે શિષ્યના હૃદયની ગુરુ વિષેની માહાત્મ્યભરી વ્યવધાનવિનાની અવસ્થા એ જ શ્રદ્ધા. નિશ્ચય જાણ કે ઉપદેષ્ટા જેટલા આપણા હૃદયમાં તેટલા જ આપણે તેમના હૃદયમાં.

સાધકઃ—શિરોધારિણિ શક્તિ ! આપનું સ્વરૂપ શું?

**પહેલી દેવીઃ**—વત્સ ! મારું સંપૂર્ણ સ્વરૂપ અતિ ગહન છે, છતાં તારા અધિકારને લક્ષી કહું છું કે સાચા ઉપદેષ્ટાનું શરણ ગ્રહીને, કંઇ નહિ તો ઉપદેષ્ટા આપણું પોતાનું તો સમગ્ર પ્રકારે શ્રેયસ્ કરવા પરમ સમર્થ છે, એ પ્રકારનું જાગ્રત્ દૃઢ ભાન સદોદિત રાખવું એને મારું સામાન્ય સ્વરૂપ તું જાણ. શ્રેયોભિલાષિ બાલક ! મને તારા હૃદયમાં સ્થાન આપ. **अहं त्वा सर्वपापभ्यो मोक्षयिष्यामि मा शुच ॥**

સાધકઃ—અસ્તુ. ભગવતિ ! આપનો સદૈવ અનુગ્રહ યાચું છું.

**પહેલી દેવીઃ**—અભિલાષસિદ્ધિ પામ. (વિલાઇ જાય છે.)

સાધકઃ—(સહર્ષ) આનન્દ, આનન્દ, આનન્દ. આજ જાણ્યું રહસ્યનું પણ રહસ્ય. એક જ દિવ્ય સાધનનું અનુષ્ઠાન અને તેના અવધિએ અહો ! સમગ્રની સિદ્ધિ ! સાધનદેહની દિવ્ય ચેતનશક્તિ તે ઉપદેષ્ટાશ્રદ્ધા જ. "એક સધાયે સબ સધે, સબ સાધે સબ જાય."—તે જ એ. એ શક્તિથી મારાં અણુ અણુને ભરી દઇશ. એમાં જ મારા ચિત્તને સદૈવ ઓતપ્રોત રાખીશ, અને પામીશ ઇષ્ટસિદ્ધિ. બસ, એકમાંથી સર્વ ઉપજાવી લેનાર મારે પછી બીજી કોની જરૂર ?

**બીજી દેવીઃ**—(પ્રકટ થઇને) મારી. કર્તવ્યસિદ્ધિને ઇચ્છનાર સાધક ! તને મારી જરૂર છે.

સાધકઃ—(નમીને) સાધનબલની આન્તરગતિરૂપ પ્રેરકશક્તિ ! આપ કોણ ?

બીજી દેવીઃ—હું સાધનસિદ્ધિની બલવતી ક્રિયાશક્તિ છું. મારૂં નામ સાધનશ્રદ્ધા.

સાધકઃ—આપનું સ્વરૂપ ?

બીજી દેવીઃ—ભૂલાવું છું બીજાં ચિન્તન, દઢાવું સાધનોમાં મન,
અચલ નિષ્ઠા સ્થપાવું હું, ખીલાવું માનવી જીવન;
અભિમુખતા હું પ્રકટાવું, કરાવું કાર્યની સિદ્ધિ,
જગાવું ઉંડી જાગર્તિ, અપાવું દૈવી સમૃદ્ધિ.

સાધનસાફલ્યને ઇચ્છે તો સાધક ! મને ગ્રહણ કર. હું સાધકનાં સાધનોને બલિષ્ઠ કરૂં છું, સાધકને નિઃશંક બનાવું છું, 'આ કરૂં કે આ' એવા સાધનવ્યામોહને નિવૃત્ત કરૂં છું. સાધનપ્રતિ રુચિ, સાધનમાં અભિમુખતા અને સાધનમાં આગ્રહ ઉપજાવું છું.

સાધકઃ—સિદ્ધિદાત્રિ ! આપને કેવા સ્વરૂપે નિશ્ચય કરૂં ?

બીજી દેવીઃ—મારૂં સમગ્ર સ્વરૂપ તો ગૂઢ છે, પરંતુ તારા પૂરતું કહું છું કે તારા ગુરુપ્રબોધિત સાધનો તને અવશ્ય ઇચ્છ્યું અર્પનાર છે એવી દઢ બુદ્ધિ એ જ હું સાધનશ્રદ્ધા. ભોજન ભુખ મટાડશે, અને દીપક અવશ્ય અંધકારને ટાળશે, એવી શ્રદ્ધાવાળો મનુષ્ય જ ભોજન કરે છે અને દીપક પ્રકટાવે છે, તેમ તારામાં સાધનશ્રદ્ધા હશે તો જ તું તેનું અનુષ્ઠાન કરી શકીશ. સાધક ! સિદ્ધિને ઇચ્છે તો ગ્રહણ કર મને, તારા જીવનને યત્નસન્નિષ્ઠ કરીશ. તારી પાસે સાધનવલ્લીનું મર્દન કરાવીશ અને ઉપજાવી આપીશ તેમાંથી અનુભવરસને.

સાધકઃ—અસ્તુ. સાધનાભિમુખકારિણિ ! મારા આન્તર ચિત્તમાં સદૈવ નિવસવા પ્રાર્થું છું.

**બીજી દેવીઃ**—સાધનસિદ્ધિને પામ.

**સાધકઃ**—અહોહો! સાધનસાફલ્યનો મર્મ સમજાયો. ખરે! અદ્યાપિ મારા કરેલાં સાધનો માત્ર પ્રયોગ બુદ્ધિથી કરેલાં હતાં અને તેથી તેના અનુષ્ઠાનની યથાવત્ સંતતતા રહેતી નહોતી. સાધન-શ્રદ્ધા એ જ સાચો સાધનરસ છે. ઉભય શ્રદ્ધા ઉઘાડશે મારાં ઉભય નેત્રોને. ઉભય શ્રદ્ધાથી સમૃદ્ધ થયેલા મને, અહો! પછી શું અપ્રાપ્ય રહેશે? મને તે શ્રદ્ધા સર્વ કંઈ અપાવશે. સાધનશ્રદ્ધા મારા કર્તવ્યમાર્ગમાં જોઇતું સર્વ કંઇ ઉપજાવી આપશે. બસ, પછી મારે કોને ઉપજાવવી–કોને મેળવવી–બાકી રહી?

**ત્રીજી દેવીઃ** (પ્રકટ થતાં)—મને. આત્મશ્રેયસ્‌ના ઉપાસક! પછી મને જ મેળવવી બાકી રહી.

**સાધકઃ** (નમીને)—સાધનશ્રેણીની અતર્ક્ય શક્તિ! આપ કોણ?

**ત્રીજી દેવીઃ**—હું સાધનસિદ્ધિની જયવતી આરાધ્ય દેવતા છું. મારૂં નામ આત્મશ્રદ્ધા.

**સાધકઃ**—વંદન હો આપને. આપ મારૂં શું હિત કરશો?

**ત્રીજી દેવીઃ**—સાધક! અવશ્ય જાણ કે

સ્વશક્તિને જગાવું હું, ત્યજાવું છું પરાશ્રયને,
'સમર્થ હું સર્વ કરવા' એ, દૃઢાવું છું હું નિશ્ચયને;
અસંભવતા નિવારૂં હું, પ્રતિકૂલતા વિદારૂં હું,
વિજેયતા હું બનાવું છું, સદા જેને સ્વીકારૂં હું.

ઉભય શ્રદ્ધાની વિરલ સિદ્ધિને અનુભવવી હોય તો સાધક! મારો સહસ્વીકાર કર. ઉભય શ્રદ્ધાને સ્વીકાર્યા પછી તે ઉભયને તારામાં ધારણ કરી શકીશ, એવી દૃઢ આત્મશ્રદ્ધા તારામાં નહિ હોય તો તું એ શ્રદ્ધાના સમ્પૂર્ણ ફલને નહિ પામે. માટે તારામાં સમગ્ર ફલને

પ્રત્યક્ષ કરવાં હોય તો શૂરવીર સાધક! મને અંગીકાર કર. જગત્‌-માત્ર અસિદ્ધ કહેતું હોય તેને પણ તારે સિદ્ધ કરવું હોય તો સાધન-પ્રિય સાધક! મારો સ્વીકાર કર. તું દુર્બલ, દીન કે નિરુપાય નથી, પણ તું જ તારો ઉદ્ધારક છે, એ અનુભવવું જ હોય તો શ્રેયોનુભ-વાર્થિ! આ જ ક્ષણે મારો આશ્રય ગ્રહણ કર. વિશેષ શું કહું? તારે સમગ્ર હિતને હસ્તામલકવત્‌ કરવું હોય તો ઉપદેષ્ટાશ્રદ્ધા અને સાધનશ્રદ્ધાની સાથે મને તારામાં સ્થાન આપ. હું સામાન્ય નથી પણ અતિ અસાધારણ છું, છતાં ઉક્ત ઉભય શ્રદ્ધાની અનુવર્તિની છું. શ્રીકૃષ્ણના અન્તરાલમાંથી હું જ આઘોષ કરી રહી હતી કે मत्तः परतरो नान्यत् किंचिदस्ति धनंजय.

સાધકઃ—મારા અન્તરગત તૃતીય આત્મલોચનને ઉઘાડનાર સિદ્ધિશક્તિ! મારામાં આપનો આવિર્ભાવ થવા સદૈવ પ્રાર્થું છું.

ત્રીજી દેવીઃ—અભીષ્ટ સિદ્ધિને પામ. (વિલાઇ જાય છે.)

સાધકઃ—અહો! નિશ્ચય, મને સ્વરૂપસાગરમાં ભેળવનાર ત્રિપથ-ગંગા તે આ જ શ્રદ્ધાત્રયી. તેના આધારે અવશ્ય હું મારૂં પરમહિત પ્રત્યક્ષ કરીશ. શ્રદ્ધાત્રયીને ધારણ કરનાર મને ત્રિલોકમાં શું અસંભવ છે? કંઈ જ નહિ. શ્રદ્ધાત્રયીના માત્ર જ્ઞાનબલે જ હું આ ક્ષણે નિર્ભ્રાંત અને ગિરિશિખરસ્થિત હોઉં એમ ભાસું છું, તો તેના અનુ-ષ્ઠાનને અંતે તો હું કેવી દૈવી સ્થિતિનો ભોક્તા હોઇશ! આનન્દ, આનન્દ, આનન્દ. જય હો શ્રદ્ધાત્રયિ! જય હો આપનો! આપ જ છો પ્રાણીમાત્રમાં અને અખિલ વિશ્વમાં

देवीत्रयी भगवती भवभावनाय ।
वार्तासि सर्वजगतां परमार्तिहन्त्री ॥

—

# બાર વનદેવીઓ.

[પાત્રો:—૧ અરણ્યાની ૨ પ્રભાવતી ૩ જ્યોતિષ્મતી ૪ ધર્મદા ૫ વસુદા ૬ કામદા ૭ મધુમતી ૮ વિમલા ૯ વિરજા ૧૦ કુમુદિની ૧૧ જ્યોત્સ્ના ૧૨ શાંતિદા.]

**અરણ્યાની:**—ભારતના અભ્યુદયમાં સ્ત્રીજાતિ પણ બહુ મહત્વની ગણવા જેવી છે. પણ આજનો સ્ત્રીસમુદાય એવું તે શું કરે કે જેથી ભારતના અભ્યુદયમાં તેઓ ઉપયોગી થઈ પડે?

**પ્રભાવતી:**—આ ગહન પ્રપંચવનનાં અધિષ્ઠાત્રી અરણ્યાની બહેનનો પ્રશ્ન આપણે એકત્ર થઇ વિચારવા યોગ્ય છે. આ ભારતવર્ષને ઉદયાચલ અને અસ્તાચલનો (પૂર્વ અને પશ્ચિમનો) પ્રકાશ મળે છે. પણ કેટલાક પ્રાતઃસંધ્યા કરી ઉદયાચલનો (પૂર્વના દેશોનો) મહિમા ગાય છે, અને કેટલાક સાયંસંધ્યા કરી અસ્તાચલનો (પશ્ચિમના દેશોનો) મહિમા ગાય છે; પણ મને તો મધ્યાહ્નસંધ્યામાં જ કિરણજાલનો ખરો યોગ લાગે છે.

**જ્યોતિષ્મતી:**—પ્રભાવતી બહેનની નૈસર્ગિક પ્રતિભા કંઇ કંઇ અદ્ભુત સ્ફુરણ કરાવે છે, પણ મને તેમના ચટપટા યોગનો સ્ફોટ થાય તેવા વિચારો ખુલ્લા કરી જણાવવાનો વેગ થઈ આવે છે. અરણ્યાની બહેન પોતાનું જ્ઞાનાદિ ઐશ્વર્ય ઢાંકે છે, પ્રભાવતી બહેન કંઇક ઉઘાડું પાડે છે. પણ ભારતવર્ષની સામાન્ય બુદ્ધિવાળી આપણી મનુષ્યજાતિની બહેનોના કર્તવ્યને આપણે તેમના દૃષ્ટિબિન્દુથી ચર્ચવાની અગત્ય છે. મને તો લાગે છે કે માનવી સૃષ્ટિમાં પુરુષ-

જાતિ અને સ્રીજાતિનો સંપુટભાવ છે. મનુ અને શતરૂપાના પૂર્ણ-યોગનાં પ્રતિબિમ્બો ઝાંખાં ઝાંખાં પણ પ્રત્યેક યોનિનાં સ્રીપુરુષોમાં અનુભવી શકાય તેમ છે. પરંતુ મને એકલા પુરુષના ખંડમાં અથવા એકલા સ્રીના ખંડમાં પૂર્ણતા કદી પણ સિદ્ધ થાય તેમ સમજાતું નથી. બંને જાતિનો અખંડ યોગ વિશ્વનો નિર્વાહ કરવા ઉપયોગનો છે. એકલા પુરુષવર્ગથી શું થાય ? તેઓ બિચારા ખાલી ખોખા જેવા કાપાલિકો જ ગણાય.

ધર્મદા:—જ્યોતિષ્મતી બહેનનું કહેવું ઘણું મર્મવાળું છે. સ્રીજાતિની અવગણનાથી અથવા પ્રદ્વેષથી, ખરેખર પુરુષો અઘોર કાપાલિકો જ થયા છે, થાય છે અને થશે. ભગવાન્ શિવ પણ ' શબ ' ગણાયા અને તેમની શિવરૂપતા–મંગલમયતા–તો આપણાં આદ્યશક્તિના–સતીદેવીના–સૌભાગ્યથી જ થઇ છે તે આપણું ક્યાં અજાણ્યું છે ? જુઓને ! શ્રી શંકરાચાર્યે કહ્યું જ છે ને—

समग्रा सामग्री जगति विदितैव स्मररिपो—

र्यदेतस्यैश्वर्यं तव जननि सौभाग्यमहिमा ।*

ભારતવર્ષની સ્રીજાતિએ ખાસ પોતાની પ્રતિષ્ઠાને સમજવી જરૂરની છે. સંસારયજ્ઞની દીક્ષામાં સ્રીજાતિએ સહધર્મચારિણીનો સંસ્કાર લેવાનો છે.

વસુદા: ( એકદમ વચમાં બોલી ઉઠે છે )–ત્યારે ધર્મદાબહેન ! શું બધી સ્રીઓએ હોમહવન જ કરવાની તમે હીમાયત કરો છો ?

* ભાવાર્થ—કામદેવના શત્રુ શિવની સઘળી વૈભવની સામગ્રી શી છે, તે તો જગત્ સારી રીતે જાણે છે ( એટલે તેમનું ભિખારી સરખું જીવન જગત્‌ને જાણવામાં જ છે ); પરન્તુ તેમનું જે ઐશ્વર્ય કહેવાય છે, તે તો હે માતર્ ! તારા સૌભાગ્યનો મહિમા માત્ર છે.

ભારતવર્ષનું આવા યજ્ઞોથી શું દળદર ફુંકાયું? પ્રાચીનોની ભાવનાની તાણમાં તણાઇ ભારતવાસીઓ દરિદ્રતાના શિખરે પહોંચ્યા, અને **अकिंचनस्य किं भयम्** એ સૂત્ર પ્રમાણે યજ્ઞભૂમિ સર્વમેધ સાધી દક્ષિણામાં સોંપી દીધી! ધર્મદાબ્હેન! આ કંઇ અભ્યુદયનો માર્ગ ન કહેવાય.

**ધર્મદાઃ**—વસુદાબ્હેન! તમે મારા ભાવને સમજ્યાં નહિ, અને મારા વિચારના સૂત્રને તોડી નાંખ્યું. બ્હેન! મારો "ધર્મ" હોમહવનમાં સમાપ્ત નથી થતો. તે શબ્દ ઘણા વિશાલ અર્થનો વાચક છે. મન, વાણી અને કાયા વડે જે પ્રવૃત્તિ, વ્યક્તિનું અથવા સમુદાયનું ધારણ કરી રાખે તેનું નામ "ધર્મ"—એ વ્યુત્પત્તિને સતી ભગવતીના આશ્રમમાં આપણે સાથે સમજેલાં તે કેમ વિસરી ગયાં? ગૃહના, ગ્રામના, નગરના, દેશના, પૃથ્વીના અને સમગ્ર બ્રહ્માંડના એક અંશ તરીકે પ્રત્યેક સ્ત્રીએ પુરુષજાતિના રક્ષણછત્ર નીચે રહી પ્રપંચના (વિશ્વના) અને પ્રપંચના નેતા મહેશ્વરના વૈભવનો પ્રકાશ શી રીતે કરવો—એ ધર્મનો સર્વોત્તમ આદર્શ છે; અને તે સિદ્ધ કરવાનો પ્રવૃત્તિમાર્ગનો જે ઉદ્યોગક્રમ તેને હું "યજ્ઞ" નામ આપું છું. તેવા ઉદ્યોગવડે જ પ્રભુ યજાય છે, અને તેથી તે "યજ્ઞ" નામવડે ઓળખાય છે. આવા વ્યાપક "ધર્મના" કર્મયોગની દીક્ષામાં દીક્ષિત થવા હું સ્ત્રીજાતિને પ્રબોધવા માગું છું. તેવી દીક્ષા વડે નિર્ધનતા અને દીનતા કરોડો ગાઉ દૂર રહે છે.

**વસુદાઃ**—ધર્મદાબ્હેન! ક્ષમા કરજો, મારો તલપાપડીઓ સ્વભાવ ખરાબ છે, અને તેથી ઉતાવળમાં હું અઘટચ બોલી ઉઠી, અને આપના અમૂલ્ય વિચારસૂત્રનાં મોતી મેં વિખેરી નાંખ્યાં. આપના પ્રતિપાદન કરેલા ધર્મવડે ભારતવર્ષની દુર્દશા થવી સંભ-

વતી જ નથી. અનર્ગલ સંપત્તિથી ભારતવર્ષ પ્રથમ શોભતો હતો, તેનું કારણ મને હવે સમજાયું.

કામદાઃ—પણ વસુદાબહેન ! ધર્મદાબહેન કહે છે તેવા સર્વ-વ્યાપકધર્મની હીમાયત અસ્તાચલના (પશ્ચિમના) શિખરેથી ઉતરી આવેલા લોકો ભારતવર્ષમાં બહુ કરે છે, અને ભારતવાસીઓ અનુકરણ કરવામાં કુશલ હોવાથી તેઓ પોતાના સ્વધર્મની ભાવના મૂકી સર્વધર્મની ભાવના કરવા મંડી ગયા છે; અને તેથી પ્રત્યેક વ્યવહારમાં નિપુણતા, દક્ષતા વગેરે લોપ પામ્યાં અને ભારતવર્ષનું કલાજ્ઞાન તો બિચારૂં શરમાઈ જ ગયું ! લલિતકલાઓ અને ગૃહ-કલાઓ ભારતવર્ષની સ્ત્રીઓની પ્રાચીન કાલમાં કેટલી ઉંચી કક્ષાએ ચઢેલી હતી તેની છાયા આપણાં કાવ્યો, નાટકો, અને ભવ્ય મન્દિરો-માં હજી પણ જણાય છે. પરંતુ બહેન ! હવે તો પૂર્વના ઉદયા-ચલની કલાઓને દબાવી પશ્ચિમના અસ્તાચલની કલાઓ આંજી નાંખે તેવી દાખલ થઈ. નકલી કલાઓ અને નકલી માલ, તેમાંથી છૂટવાનો કોઇ માર્ગ ભારતવર્ષની સ્ત્રીઓને દર્શાવવો જોઇએ.

મધુમતીઃ—હું ધર્મદા, વસુદા અને કામદા બહેનોના વિચારો સાથે સંમત છું, પણ ભારતવર્ષની સ્ત્રીઓએ ખાસ ધ્યાનમાં રાખવાનું એ છે કે બહારના ધનાદિ વૈભવો, અને ઉત્તમ કલાઓની સંપત્તિ ગમે તેટલી હોય, પણ વ્યાપક ધર્મસંસ્કારવડે તેમનાં ચિત્ર રંગાયેલાં ન હોય તો અભ્યુદય મળ્યો હોય તો પણ ન મળ્યા તુલ્ય છે, કારણ કે તે ભોગવી શકાતો નથી. તેવી શુષ્ક બાહ્યસંપત્તિ આંતર મધુર રસને ઉત્પન્ન કરી શકતી નથી. ઘણાં પુષ્પોના ભિન્ન ભિન્ન રસને લઇ જેમ મધુકર મધુ ઉત્પન્ન કરી કૃતાર્થ થાય છે, તેમ અનંત

વિષયો અને કલાઓ દ્વારા જ્યારે મનુષ્ય પ્રાણી ત્રિવર્ગનો અખંડ મધુર ભાવ ઉત્પન્ન કરે છે ત્યારે જ અભ્યુદય સિદ્ધ થયો ગણાય છે.

વિમલાઃ—પણ ખાટા, ખારા, તીખા વગેરે ભિન્ન ભિન્ન રસને મધુનું રૂપ આપવાની મધુકરની શક્તિ શાથી થાય છે તે જાણ્યા વિના અભ્યુદયની સિદ્ધિ મનુષ્યપ્રાણી શી રીતે કરે? પુરુષો સ્ત્રીજાતિને ગૌણ માની તેને ભોગ્યકોટિમાં મૂકે છે; જાણે તે જાતિ જડ પાષાણાદિ સાધનરૂપ હોય તેમ માની તે જાતિના આત્માની જ્ઞાન, ઇચ્છા, અને ક્રિયાશક્તિનો લોપ કરવા પુરુષોએ પ્રયત્ન કર્યો છે. તેનું ફલ તેમને પોતાને અનર્થરૂપ થઇ પડ્યું છે. અર્ધાંગવાયુ વાળા સ્ત્રીવર્ગને સંભાળવો ભારે થઇ પડયો છે. બીજું અર્ધું અંગ પોતાના નિયત કાર્ય ઉપરાંત બીજા મૃતપ્રાય અંગને સચેતન રાખવા રોકાય છે તેથી તે પણ નબળું પડી સમાજ શિથિલ બની ગયો છે. મને તો લાગે છે કે સ્ત્રીજાતિરૂપ અર્ધા સમાજના અંગને વિદ્યુત્‌પ્રયોગથી સચેતન કરવો જોઇએ. તે વિકૃત અંગથી વિષ ઉત્પન્ન ન થતાં આખા સમાજના શરીરમાં બલ, ઉત્સાહ પ્રવર્તવાં જોઇએ.

પ્રત્યેક ક્ષુદ્ર વ્યવહારમાં પુરુષજાતિનો આધાર રાખવાની ટેવથી સ્ત્રીજાતિ આળસુ અને પ્રમાદી બની છે. આ શૈથિલ્ય નીકળી જવું જોઇએ, અને તે બાહ્ય વૈભવ અથવા કલાઓથી નીકળવું સંભવતું નથી. તે બાહ્ય સંપત્તિ અને સાધનો ચિત્તને પરવશ બનાવનાર છે, આત્મવશ બનાવનાર નથી. **सर्वं परावशं दुःखं सर्वमात्मवशं सुखम्**—એ સૂત્રમાં ઘણા અનુભવનું કેન્દ્ર છે. આ ચિત્તને સ્વાયત્ત—પોતાને સ્વાધીન—કરવાની કલાવડે સ્ત્રીજાતિ પુરુષજાતિના અર્ધાંગની વાસ્તવ પ્રતિષ્ઠા મેળવી શકે. બાકી સર્વ જગતના ચેતનપ્રદાતા સૂર્ય

ભગવાનનું પણ દર્શન કરવામાં પાતિવ્રત્યનો ભંગ થતો હોય એમ માની અસૂર્યંપશ્યાની પદવી મેળવી ક્ષય પામવું હોય તો ભારતવર્ષ લયક્રમમાં છે એમ સમજવું.

વિરજાઃ—પણ વિમલાબહેન ! બાહ્ય વૈભવો અને કલાઓ વડે અનુકૂલ સામગ્રી ઉભી કરી સ્ત્રીજાતિએ સંસારયજ્ઞમાં પુરુષજાતિના સહભાગી થવાનો આપનો વિચાર ઘણો ઉત્તમ છે; પરંતુ સ્ત્રી· જાતિમાં ભોગ્યત્વ બુદ્ધિને બદલે પૂજ્યત્વ બુદ્ધિ પુરુષવર્ગમાં ઉત્પન્ન થયા વિના કાર્યવિભાગ અને શ્રમવિભાગ સ્ત્રીજાતિ શી રીતે કરી શકે ? મૂળ તો ઘણા કાલની પરવશતાથી મંદતાવાળી, અને તેમાં સ્વતંત્ર જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાશક્તિની ધારણ કરનારી નિર્બલતાથી આત્મરક્ષણ કરવાને અસમર્થ થયેલી સ્ત્રીજાતિ કદી ઉત્તમ કાર્ય ન કરી શકે તો તેમાં તેમનો શો દોષ ? સ્ત્રીજાતિમાં આદ્યશક્તિના પ્રતિબિંબરૂપે માતૃબુદ્ધિ અને પૂજ્યભાવના પુરુષવર્ગમાં જામવી જોઇએ. આ ભાવના પુરુષવર્ગમાં જાગ્રત્ કરવા સ્ત્રીજાતિનો એકવર્ગ એવો પણ કેળવાવાની જરૂર છે કે જે નિર્બલ અને અનાથ બાલા, યુવતી અને વૃદ્ધાઓનું સર્વત્ર રક્ષણ કરે. આ વર્ગ ભગવતીની દુર્ગા-મૂર્તિ જેવો જોઇએ. તેમનું કુલવ્રત સ્ત્રીજાતિનું સર્વત્ર રક્ષણ કરવાનું, સમાજની સેવિકા બની સ્ત્રીજાતિના અર્ધા અંગને સચેતન બનાવ-વાનું જોઇએ. કર્કશ વૈરાગ્યબલવાળી સ્ત્રીજાતિની કેટલીક વ્યક્તિઓ કુટુંબજાલ વિનાની–સમાજની સ્ત્રીજાતિની રક્ષક અને પ્રેરક બની જાગવી જોઇએ. પ્રાચીન ભારતમાં આવી વિરજાદીક્ષાવાળી સ્ત્રીઓ હતી. તેમનો પ્રભાવ અદ્દભુત હતો. પાર્વતીદેવીનું વ્રતકાલનું જીવન, સુલભા, ગાર્ગી આદિનાં ઉદાહરણો મારા અભિપ્રાયને ટેકો આપ-નારાં વિદ્યમાન છે.

કુમુદિની:—વિરજાબહેનનું કહેવું અક્ષરશઃ ખરૂં છે. સમાજની સ્ત્રીજાતિની રક્ષક અને પ્રેરક વિરક્ત ભૂમિકાની સ્ત્રીઓ વિના ભારતવર્ષની સ્ત્રીઓ આત્મોદ્ધાર કરવામાં પુરુષવર્ગને પુનઃ પરવશ થયા વિના રહેશે નહિ, અને તે વર્ગમાં સ્ત્રીજાતિપ્રતિ પૂજ્યબુદ્ધિનો સર્વાંશ વિકાસ થયા વિના સ્ત્રીવર્ગને પતનનો સ્વાભાવિક ભય રહે છે. તેઓ બિચારીઓ કંપતા હરણ જેવી હોય છે. જ્યાં વિરક્ત સ્ત્રીવર્ગનો ચન્દ્ર પ્રકટ થયો, ત્યાં તેઓ કુમુદિની પેઠે ખીલે છે.

જ્યોત્સ્ના:—ત્રિવર્ગના વીધુને મેળવનારી નિર્ભયપદે રહેનારી સ્ત્રીજાતિ પોતાના જ વર્ગથી વૈરાગ્યાદિ દૈવીસંપત્તિ મેળવનારી પુરુષજાતિના અર્ધેન્દુને પૂર્ણેન્દુ બનાવી શકશે. તેમના જીવનના આદર્શો કેવલ ભોગ અથવા અભ્યુદયમાં જ નહિ પણ મોક્ષ અથવા નિઃશ્રેયસ્‌માં ગોઠવાશે.

શાંતિકા:—વાહ! જ્યોત્સ્નાબહેન! તમે તો અમને અરણ્યાનીના ગહન માર્ગમાંથી શિખર ઉપર લઇ ગયાં! મને આપણા આ સંવાદના સારરૂપ કંઇક કહેવા દો:—

પ્રપંચના આ ગહનાન્ધકારથી,
ચૈતન્યરશ્મિથકી જાગતી બની;
ત્રિવર્ગના રમ્ય અબાધ્ય યોગથી,
નિઃસારને સારવતી બનાવતી.

તપેલ આ ભારતભૂમિમાં ખરે,
જ્યોત્સ્નારૂપે શીતલતા પ્રસારતી;
સ્ત્રીજાતિની આ અદ્દ્ભુત શક્તિને,
વિકાસશે દ્વાદશ સૂર્યજ્વાલથી.



# ( ૨૧ )

# ચુડાલા અને શિખિધ્વજ.

## ૧

(સ્થળ : રાજમહેલ.)

શિખિધ્વજ—સુંદરી! આપણા લગ્નને કેટલાંક વર્ષો વીત્યાં; આપણે અનેક રસસ્રોતથી ભરપૂર સુખસાગરમાં તરબોળ થયાં; દાંપત્ય-સુખના અવનવા અનુભવો આપણને પ્રાપ્ત થયા; પણ આજના સરખું અનુપમ સૌન્દર્ય તમારામાં મને અગાઉ કદી દેખાયું નથી એનું શું કારણ? આ અપૂર્વ તેજનો ઓઘ જોઉં છું, ઓજસથી અંજાઇ જાઉં છું, એ શાથી?

ચુડાલા—હૃદયનાથ! આજ અનુપમ સિદ્ધિ હું પામી છું. સર્વ શાસ્ત્રોના મારા અભ્યાસે નહોતું સમજાયું તે મહાન સત્ય આત્મ-જ્ઞાનના પરિણામે મને જડ્યું છે. હું સમજી છું કે જગતનાં સુખ પર મોહ એ જ સર્વ કષ્ટનું કારણ છે. સર્વ સુખ વૈભવ ભોગવવા છતાં તે પર આસક્ત ન થવું; સુખદુઃખ બંનેને સમાન ગણી ભાગ્ય-વશાત્ જે પ્રાપ્ત થાય તેથી અલિપ્ત રહી સર્વ વ્યવહાર કરવા એ શ્રેષ્ઠ માર્ગ છે એવું જ્ઞાન મને થયું છે.

શિખિધ્વજ—પ્રિયે! તમે સુખવૈભવ આસક્તિ રહિત ભોગ-વવાનું કહો છો તે સાંભળી આપણા સુખના અંતની શરૂઆત થઈ એમ મને લાગે છે, અને તેથી હું ખિન્ન થાઉં છું. સુખની ઇચ્છાની પ્રબળતાના પ્રમાણમાંજ તેથી મળતા આનંદનું માપ થઇ શકે છે. ઇચ્છા વિનાનું સુખ તે આનંદ કેવી રીતે પ્રાપ્ત કરાવે? સુખની ઇચ્છા એ જો પાપ હોય તો તે પાપના નિવારણ માટે બીજો કોઇ ઉપાય

બતાવો. પરન્તુ સુખદુઃખની ઉદાસીનતા—તમારામાં—તો મારાથી નહીં સાંખી શકાય.

ચુડાલા—મહારાજ ! સુખની ઇચ્છા તે પાપ છે એમ હું કહેતી નથી. પ્રભુએ મનુષ્ય માત્રમાં તે સ્થાપી છે; પરન્તુ આત્મજ્ઞાનીઓએ મુક્તિ મેળવવા માટે એ તરફ ધીરે ધીરે અનાસક્ત થવું એ જ તેમના જીવનનો ઉત્ક્રાંતિક્રમ છે.

શિખિધ્વજ—પ્રિય રાણી ! આજે તમારા સૌન્દર્યજ્યોતિના પ્રકાશથી કોઇ અજબ મોહિની પ્રકટી હતી. રમણીય વિનોદની આશાથી ઉછળતા હૃદયનું કાંઇક જૂદાજ પ્રકારે તમે મંથન કરી દીધું, (થોડીવાર ચુપ રહી) અને એ મંથનને પરિણામે મેં વનમાં વાસ કરવાનો નિશ્ચય કરી દીધો છે. તમારા ઉપદેશાનુસાર અહીં ઉદાસીનતા પ્રાપ્ત કરવી મારે દુર્લભ છે. પ્રિયે ! તમારી અનુજ્ઞા ઇચ્છું છું.

ચુડાલા—શિરછત્ર ! પતિવ્રતા સ્ત્રીએ પતિની ઇચ્છા પ્રમાણે વર્તવું જોઇએ પણ સાથે પતિનું હિત પણ ઇચ્છવું જોઇએ, એમ મારા સમજવામાં છે. સર્વ વસ્તુ પોતપોતાને સમયે યોગ્ય ગણાય છે. વૈરાગ્ય તે વૃદ્ધતાને છાજે. તમારે તો હજી સંસારમાં ઘણાં કર્તવ્ય કરવાનાં છે. તે છોડી વનવાસ કરતાં તો કર્તવ્યથી વિમુખ થવાનો પ્રસંગ આવશે. પ્રજાપાલન એ રાજાનો પ્રથમ ધર્મ છે, તે કરવા સમર્થ હોવા છતાં રાજ્ય છોડીને વૈરાગ્ય ધારણ કરવો ઇષ્ટ નથી. કર્તવ્યપાલનની મુશ્કેલીઓથી ડરી સંસાર ત્યાગ કરવો એ કાયરનું લક્ષણ છે. માટે મારી અલ્પમતિ પ્રમાણે વનમાં જવાની વાત મૂકી દઇ સુખે રાજ કરો અને પ્રજાજનના આશીર્વાદ મેળવો.

શિખિધ્વજ—રાણી ! એકવાર ઠરાવ કર્યા પછી હવે મારૂં મન માનતું નથી. કાયર કહો કે કર્તવ્યભ્રષ્ટ કહોઃ હું તો જઇશ.

૨

(સ્થળઃ મંદરાચળ પર્વત પાસેનું અરણ્ય. સમયઃ કેટલાંક વર્ષ પછીનો)

શિખિધ્વજ—મુનિકુમાર! આપ કોણ છો અને ક્યાંથી આવો છો?

ચુડાલા—(બ્રાહ્મણ કુમારના વેશમાં)–હું બ્રાહ્મણ છું અને ફરતો ફરતો અહીં આવી ચઢયો છું. ઘણાક સાધુસંતોના સમાગમમાં આવ્યો છું અને ઘણા દેશોમાં વિચર્યો છું. શિખિધ્વજ નામના રાજાના મુલકમાંથી છેલ્લો ચાલ્યો આવું છું. એ રાજા રાજ્યપાટ છોડી અરણ્યવાસ કરે છે અને એને બદલે એની રાણી રાજ્યકાર્ય કુશળતાથી ચલાવે છે. પતિના કર્તવ્યની ત્રુટી સંભાળી લઇ પ્રજાપાલનધર્મ યથાયોગ્ય બજાવે છે. આવી પત્નીના પતિએ શાને અરણ્યવાસ કર્યો હશે, એ કુતૂહલથી મારૂં મન વ્યથિત થયું છે. હવે અડચણ નહોય તો આપની કથા કહો.

શિખિધ્વજ—કુમાર! તમારૂં વર્ચસ જોઇ હું સહસા તમારા તરફ આકર્ષાઉં છું. મારી આત્મકથા કહેતા પહેલાં તમને કેટલાક પ્રશ્ન પૂછવા ઇચ્છું છું. અનેક સંતોના સંપર્કમાં તમે એટલું જાણી શક્યા હો તો મને કહો કે આ સંસારમાં મનુષ્યે સુખદુઃખ તરફ કેવી વૃત્તિ રાખવી અને સંસારથી મુક્ત થવાનો માર્ગ કયો?

બ્રાહ્મણ કુમાર—મહાશય! આપ મારાથી વધારે અનુભવી છો, છતાં પૂછો છો તો કહું છું. આ સંસારમાં ઇશ્વરે સર્વ કોઇને પોતપોતાના સ્થાનમાં કર્તવ્ય નિર્માણ કરેલાં છે; તેમજ શું કર્તવ્ય અને શું અકર્તવ્ય એનું પણ સ્વાભાવિક જ્ઞાન પ્રત્યેકને આપેલું છે. અમુક કર્તવ્યથી સુખ થશે કે દુઃખ થશે એ વિચારને કોરાણે મુકી

તેની યોગ્યાયોગ્યતાનો વિવેક કરવો. સુખદુઃખ સામાન્ય જનોને મન મોટા હેતુઓ છે, પણ જ્ઞાનીઓ તે તરફ દૃષ્ટિ કરતા નથી. કર્તવ્યપાલનને ખાતર સુખને ઠોકરે મારી ભારે કષ્ટો વેઠેલાં આપણે સાંભળ્યાં તેમજ જોયાં છે. સુખ ને કર્તવ્યનો માર્ગ એક જ હોય એમ હમેશ બનતું નથી. માટે કર્તવ્યના પથમાં સુખ આવે તો ખુશીથી તેનો ઉપભોગ કરવો; પરંતુ ન આવે તો તે મેળવવા કર્તવ્યનો માર્ગ મૂકવો નહીં.

શિખિધ્વજ—અરે ! આ તો તેજ જ્ઞાન–જેને મેં ગણકાર્યું નહીં અને તરછોડી હું અહીં આવ્યો. કુમાર ! ક્ષમા કરજો. હું તે જ શિખિધ્વજ રાજા છું જેની કર્તવ્યપરાયણતાની વાત તમે કરતા હતા. હવે મુક્તિ વિશે શું કહો છો ?

બ્રાહ્મણકુમાર—મુક્તિ મેળવવા વિદેહી જનકના જેવું જ્ઞાન પ્રાપ્ત કરવું. જગતમાં રહી જગતના સુખોપભોગમાં આસક્ત ન રહેવું એજ દેહાન્તે મુક્તિનો શું પણ જીવન્મુક્ત થવાનો માર્ગ છે. લાભાલાભ, જયાજય સહુ એક દૃષ્ટિએ જોવા. પરમાત્માનું લક્ષ્ય રાખી કર્તવ્યને માર્ગે વિચરવું એ મુક્તિનું સાધન છે. તમે તેવી આસક્તિનો ત્યાગ હવે કર્યો છે ?

શિખિધ્વજ—રાજ્યપાટ, અને વૈભવનો ત્યાગ કર્યો. પરમ સૌન્દર્યવતી પ્રેમપૂર્ણ પત્નીનો ત્યાગ કર્યો. હવે શું બાકી છે ?

બ્રાહ્મણકુમાર—મને ભાસે છે કે હજી મોહનો ત્યાગ તમે નથી કર્યો. મમતાનો ત્યાગ નથી કર્યો. કહો, આ માળા વિશે તમને મોહ છે કે નહીં ? આ વન માટે મમતા છે કે નહીં ? અહીં અરણ્યમાં વસીને પણ જે કરો છો તે કાર્ય શું આસક્તિ રહિત થઈને કરો છો ? અરણ્યમાં આવ્યાથી મનવૃત્તિ બદલાઈ છે ? તમારા અન્તરાત્માને પૂછી જુઓ.

શિખિધ્વજ—લ્યો આ માળા ફેંકી દઉં છું. મોહમમતા તમને જોઇને નષ્ટ થયાં છે. આ વનમાંથી કહો ત્યાં જવા તૈયાર છું.

બ્રાહ્મણકુમાર—બસ ત્યારે. મારા મનનું સમાધાન પણ થયું છે. ( બ્રાહ્મણનો વેશ ઉતારીને ) હવે જરા બરોબર નિહાળો.

૩

શિખિધ્વજ—અહો આ કોણ ! મારી ચુડાલા ! ભદ્રે ! તમે ક્યાંથી ? આ અરણ્યમાં અને આ વેશે આવવાનું પ્રયોજન ?

ચુડાલા—આપે વનવાસ લીધા પછી ઘણાં વર્ષ રાજ્યકાર્ય ચલાવ્યું. આપે સંસાર ત્યાગ કર્યો તેથી કેટલી સફળતા મળી તે જાતે જોવાનું કુતૂહલ, એ અહીં આવવાનું એક પ્રયોજન. વળી પત્ની પતિના દર્શન માટે ક્યારે ઉત્સુક નથી હોતી ?

શિખિધ્વજ—દેવી ! તમારા ઉપદેશનું રહસ્ય ઘેર ન સમજ્યો તે પૂરૂં સમજાવવા અહીં આવ્યાં છો. સતી ! તમે મારા આત્માનાં તારક, ઉદ્ધારક, જે કહો તે છો. પત્ની તે પતિની સદૈવ હિતૈષિણી હોય એ સાક્ષાત્કાર મને આજે થયો. આ લોકની તેમજ પરલોકની શાન્તિ અપાવનાર મારા જીવનની અધિષ્ઠાત્રીને કોની ઉપમા આપું ? આગળ થઈ ગએલી સર્વ સતીઓ કરતાં તમે મારે મન અધિક છો. ગુરુ–મિત્ર જે કહું તે છો.

ચુડાલા—તો મારી એક વિનંતિ છે. ચાલો આપણે આપણા રાજ્યમાં જ હજી જે કર્તવ્ય કરવા તમે સર્વથા યોગ્ય છો તે પ્રજા-પાલન કરવા તત્પર થાઓ.

શિખિધ્વજ—પવિત્રતાની મૂર્તિ ! તમારા ઉપદેશામૃતથી હું પાવન થયો છું. તમે તો સર્વ વાસના રહિત હતાં અને હવે મને પણ તેજ સ્થિતિ પ્રાપ્ત કરાવી છે. જનક વિદેહીના જેવી વૃત્તિથી રાજ્ય કરી આપણું અવશેષ જીવન કૃતાર્થ કરીએ. મારા સમાન પરમ ભાગ્યશાળી પુરુષ હું કલ્પી શકતો નથી.



# અકબર અને જોધબા.



જોધબા—મહારાજ, આપે આજ મારે મહેલ પધારી મને ઉપકૃત કીધી છે. દાસીજન તરફથી સાંભળ્યું છે કે આપે કોઈ રાજા સાથે યુદ્ધ કરવાની સામગ્રીનો હુકમ આપ્યો છે. તો તે વિશે આપને કાંઈક કહેવાનો અભિલાષ રાખું છું.

અકબર—પ્રિય રાણી, ( તમને બેગમ કહેવડાવવું પસંદ નથી તો હું રાણીજ કહેવાનો પ્રયત્ન કરીશ ) બેલાશક જે કહેવાનું હોય તે સુખે કહો. આજ મને ફુરસદ છે.

જોધબા—હું તો અલ્પબુદ્ધિ છું અને આપ મોટા પાદસાહ છો, તથાપિ પરિચયથી આપની ચરણરજ કાંઈક વાદ કરવાની હિંમત ધરે છે.

અકબર—સહુનું સાંભળવું એ તો મારો સ્વભાવ જ છે. તેમાં તમને તો પૂરો અખ્તીયાર છે.

જોધબા—ત્યારે હું પૂછું છું કે આ યુદ્ધ શા કારણસર આદર્યું છે ?

અકબર—તે રાજાએ કેટલીક આપણી જમીન દબાવી છે.

જોધબા—મહારાજ, એક કકડા જમીન સારૂ કેટલાં મનુષ્યોની હત્યા થશે એનો આપે વિચાર કર્યો છે ? એણે જમીન દબાવી છે તો તમારે મુલકની શી ખોટ છે ?

અકબર—રજપુતાણીના મ્હોડામાં આવાં વચન શોભે છે ? એમ જમીન દબાવવા દઈએ તો એક પછી એક સર્વ રાજાઓ તેમ

કરશે અને રાજ્યનો મુલક ધીમે ધીમે ઓછો થઈ જશે. મુલકની ખોટ નથી એ ખરૂં, પણ મુલકમાં ઉમેરો કરવો એ તો બધા રાજાની ઉમેદ હોય છે.

**જોધબા**—હું રજપુતાણી તો છું પણ આપના પ્રસંગથી દયા ધરતાં શીખી છું, અને કોણ જાણે કયા સંસ્કારથી યુદ્ધને ધિક્કારનાર બની છું.

**અકબર**—અલ્લાહને પણ રહેમ રાખવા સાથે ઇનસાફને માટે સખ્ત થવું પડે છે.

**જોધબા**—ન્યાય મેળવવા માટે યુદ્ધ શિવાય બીજાં સાધન આપની મહાન્ બુદ્ધિને સૂઝતાં નથી ? ભલે ન્યાય મેળવો. પણ એક નાનો ન્યાય મેળવવા ખાતર કેટલાં નિર્દોષ જીવનો ઉગતાં જ અસ્ત થાય છે, હજારો મનુષ્ય વિના કારણ માર્યા જાય છે, તેમનાં હજારો બૈરાં છોકરાં રઝળી જાય છે, નિર્દોષ જાનવરોની ખુહારી થાય છે, રાજ્યના ધનનો બેસુમાર વ્યય થાય છે. કોઈ નાનું રાજ્ય બળવાન રાજ્ય જોડે બાથ ભીડે તો માણસે અને પૈસે તે પાયમાલ થઈ જાય અને તેને અસલ સ્થિતિમાં આવવાનો સંભવ જ ન રહે.

**અકબર**—એ બધું બરોબર છે પણ દુનીઆમાં મોટાં મોટાં રાજ્યો થયાં છે તે લડાઈ વગર થઈ શક્યાં નથી. લડાઈ કરી એક મોટું રાજ્ય બીજાને જીતીને પોતાના સારા રિવાજ, સુધારા તેમાં દાખલ કરી શકે છે. વળી ધર્મ માટે લડાઈઓ થાય છે તેમાં પણ ખરો ધર્મ ફેલાવવાનો હેતુ હોય છે. અલબત્ત, નજીવાં કારણો માટે લડાઈ કરવી એ હું પસંદ કરતો નથી. પણ જ્યાંસુધી આદમી આદમી મટી ફિરસ્તો થશે નહિં ત્યાં સુધી લડાઇઓ અટકવાની નથી.

જોધબા—આપના વિચારનું વલણ બદલાતું જોઈ મને સંતોષ થાય છે. આપની હમેશની શાંત પ્રકૃતિ જુસ્સાની લાગણીપર વિજયવંત થશે જ. આગળનાં મહાન રાજ્યોએ યુદ્ધમાં જય મેળવી દુનીઆના ઇતિહાસમાં ફેરફાર કરી નાંખ્યા છે, એ સત્ય છે. આજ જગતમાં જે જાતજાતની સંસ્થાઓ જોવામાં આવે છે, સુધારણાઓ થઇ છે, કાયદાઓ ઘડાયા છે તે અનેક રાજ્યપરિવર્તનથી મળેલો વારસો છે. અને રાજ્યનો ફેરફાર યુદ્ધ વિના સંભવે જ નહિ. એટલે જનસમાજમાં જે સુધારો થતો જાય છે એમાં રાજ્યબળ પણ મોટું કારણ બનેલું છે. એટલે સુધરેલું રાજ્ય વગર સુધરેલા રાજ્યને જીતી સુધારે તે કદાપિ વાજબી ગણાશે; પરંતુ બંને સરખી રીતે સુધરેલાં રાજ્યો એક બીજા સાથે યુદ્ધ કરે ત્યારે તો યુદ્ધમાં થતા અનર્થ અને પરિણામે થતા લાભ એ બેની તુલના કરતાં યુદ્ધના અનર્થ ઘણા જણાય છે.

અકબર—આપણુ બંનેના વિચાર એકબીજાની પાસે વધારે આવતા જાય છે. હું કેટલીક જાતનાં યુદ્ધ નાપસંદ કરૂં છું અને તમે કેટલાંક કારણસર લડાઇની જરૂરીઆત યા વાજબીપણું કબુલ કરો છો.

જોધબા—ધર્મનાં યુદ્ધ વિશે આપે કહ્યું તે માટે આપને જ વિચાર કરવાનું સોંપું છું. પરમેશ્વર પોતાની મનુષ્ય પ્રજામાં મારામારીથી પોતાનો ધર્મ પ્રસારવાનું કેમ પસંદ કરે? હાલમાં ચારે તરફ રજપુત તથા મુસલમાનો વચ્ચે વિગ્રહ ચાલી રહ્યા છે. મુસલમાનો રજપુતોનાં રાજ્ય લેવા ઇચ્છે છે એટલું જ નહિં પણ તેમની કન્યાઓને પોતાના જનાનખાનામાં લાવવા પ્રયત્ન કરે છે. આમાં રજપુતો શૂરવીર છતાં સંખ્યામાં મુસલમાનો કરતાં ઓછા હોવાને

લીધે, પરાજય પામે છે, કેટલાંક રજપુત કુળ પોતાના કુળનો ટેક જવા કરતાં મરવું પસંદ કરે છે, પોતાનાં બૈરાંછોકરાંને જીવતાં બાળી મૂકે છે. કેટલાક રાજાઓ પોતે જાણે છે કે મુસલમાનો સામે ટક્કર ઝીલી શકાય તેમ નથી, તેમ છતાં પોતાનાં મુઠીભર માણસોને અને નિમકહલાલ સરદારોને ફક્ત મરવાને જ યુદ્ધમાં મોકલવા સજ્જ બને છે, એ વિશે આપ શું ધારો છો? અંતે તો તેમનું કુલાભિમાન રહેતું નથી. રાજ્ય પરહસ્ત જાય છે ત્યારે એ વિગ્રહનું ફળ શું? પોતાની પ્રજાની આબાદીનો નાશ કે બીજું કાંઈ? હું તો એને એક જાતની હઠ કહું છું, અને અસંખ્ય મનુષ્યોના વધ માટે એ રજપુતોને જવાબદાર ગણું છું.

**અકબર**—આવી લડાઇઓ માટે હું તમારા વિચારને મળતો છું. મોટામાં મોટા પાદશાહને ઘેર દીકરી દેતાં પોતાની આબરૂ ઘટે એવું તમારા રજપુતો જ માને છે. વટલાવાની વાત દુનીયામાં બીજી કોઈ કોમ સમજતી નથી. છતાં મુસલમાનો નીચી ધાનતથી રજપુત-ની કન્યાઓ જોર જુલમથી કબજે કરે છે એ હું નાપસંદ કરૂં છું. બાકી અમારા પોતાના જનાનામાં લાયક સ્ત્રીઓ કેવું માન પામે છે, તે બાબત તો તમે પોતે જ ખરી હકીકત કહી શકશો. છતાં એક વાતની યાદ આપવી દુરસ્ત ધારૂં છું. લડાઇની ભાવના સાથે રહેલી વીરત્વની ભાવના ભૂલી જવા જેવી નથી. એ શૂરવીર રજપુતો પોતાનાં રાજ્ય વગર લડયે જોરાવર રાજ્યોને આપી દે તો તેમનામાં બહા-દુરી છે એમ તમે પોતે જ કહેશો?

**જોધબા**—શિરછત્ર પાદશાહ, યુદ્ધ ચાલતાં હોય તેવામાં આજ શત્રુનાં હજાર માણસ કપાઇ મુઆં, કાલે લાખ માણસ ખોરાકપાણી વગર રણમાં રઝળી મુઆં, ફલાણો શૂરો સરદાર હણાયો, એવી

એવી હકીકતોથી મને તો કંપારી છુટે છે. એક વખત આવા સમાચાર ઉત્સાહભેર સાંભળતી અને સાંભળી જુસ્સો આવતો, પણ આજ સ્થિતિ બદલાઈ છે. આગળના વખતમાં આનાથી પણ વધારે લડાઈઓ થતી, જંગલી પ્રજાઓ હાલ પણ સુધરેલી પ્રજાઓ કરતાં વધારે લડે છે, તો શું આપ એ માનો છે કે આગલા સમયની અને જંગલી પ્રજાઓ વિશેષ વીરત્વવાળી છે? તેઓ વધારે બાહુબળવાળી કહી શકાય. બાકી રણસંગ્રામ સિવાય ઘણી વેળા શૂરાતનના પ્રસંગ આવે છે અને લડવૈયા ન હોય તેવા, જીવની દરકાર ન કરતાં, પરાક્રમનાં કામ કરે છે તે આપનાથી અજાણ્યું નહિ હોય.

અકબર—હિંમતવાન માણસો લશ્કર બહાર પણ હોય છે એ ખરૂં છે, મગર વીરત્વની ભાવના સામાન્ય રીતે લડાઈથી જ પોષાય છે અને તમે કહ્યા તેવા નર લશ્કર બહાર વિરલા જ હોય છે. તથાપિ એટલું કહેવું જોઈએ કે અમુક સારી ભાવનાને પોષણ મળે માટે જ ફક્ત નાહક હજારો જાનનો નાશ કરવો વાજબી નથી. લડાઇઓ થાય છે તે ભાવનાના પોષણ માટે નહિં. એ તો એનું એક આડકતરૂં પરિણામ છે.

જોધબા—ગમે તેમ હોય અને જો કે અમારી ભગવદ્દગીતામાં શ્રી કૃષ્ણે અર્જુનને ક્ષત્રીનો ધર્મ કહી લડવાનું કહ્યું છે; આત્મા મરતો નથી અને મારતો નથી એવો બોધ કર્યો છે, તથાપિ મનુષ્યનો વધ કરવો એ દયાભાવથી ઉલટું છે એમ તો સહુને કબુલ કરવું પડશે. આત્મા મરતો નથી પરંતુ શરીર મરે છે અને તેનો નાશ થતાં આત્માને અત્યંત કષ્ટ થાય છે, તે કષ્ટ દેવું એ નિર્દયતા છે જ. મારા મનમાં એવી આશા છે કે એક દિવસ એવો

આવશે—હજારો વર્ષ પછી પણ—કે જ્યારે જગતનાં સર્વ રાજ્ય સલાહ શાંતિની કીંમત સમજશે, યુદ્ધો જેવું કાંઇ રહેશે નહિ, અને તકરારોનો નીવેડો આણવાને યુદ્ધ સિવાયના માર્ગ ગ્રહણ કરવામાં આવશે. અલ્પાયુષ્ય મનુષ્યના જીવનનું મૂલ્ય ગણાશે અને તેને નિરર્થક કપાઈ મરવાનું બંધ પડશે. મનુષ્યને બને તેમ વધારે ઝડપથી તથા વધારે સંખ્યામાં મારી નાખવાનાં સાધન શોધનારની કળાઓ નકામી થઇ પડશે અને પ્રભુનું શાન્ત દયામય સ્વરૂપ સર્વને જીવનનો આદર્શ સૂચવશે.



## ( ૨૩ )

## શાલિભદ્ર અને માતા ભદ્રા.

**ભદ્રા**—ગઈ કાલના બનાવ પછી ત્હારા વદનની માધુરી છેક જ સુકાઈ ગઈ છે. બેટા! શ્રેણીક નરેન્દ્રે ત્હારી સ્નેહભર ભેટ લીધી તેથી તો ત્હારે ઉલટું પ્રસન્ન થવું જોઈએ. રાજાઓમાં પ્રભુત્વનો અંશ છે; કેમકે કાળના વીર્યનું શુભાશુભપણું ત્હેમની ભાવનાઓની શુભાશુભતાને લઈને નિર્માય છે. એક બાજુ પ્રભુ મહાવીરનું ધર્મચક્ર લોકોની આત્મસમૃદ્ધિ સંરક્ષી તથા વિસ્તારી રહી છે, ત્હારે બીજી બાજુએ તે શાસનને સાનુકૂળ રહી શ્રેણીક નૃપતિનું રાજચક્ર આપણી વ્યવહારસંપત્તિનું રક્ષણ કરે છે. તે પ્રજાપાલક રાજા આપણી સંભાળ પિતાની જેમ રાખે છે. આપણી વિપુલ સંપત્તિનું દર્શન કરી તે ભલા રાજાએ, સામાન્ય રાજાઓને સુલભ એવી ઇર્ષ્યા અનુભવવાને બદલે, અત્યંત હર્ષ અનુભવ્યો હતો. શ્રેણીકે ત્હને પ્રેમભર આલિંગન આપી ત્હારી 'વ્હડતી કળા' પુચ્છી હતી, છતાં તે ક્ષણથી ત્હારૂં મુખ કરમાઈ ગયું છે. ગઈ કાલની પ્રભાત અને આજની પ્રભાતના અલ્પ અંતરમાં ત્હારા સુંદર દેહમાં વહેતું લોહી ફીકું પડી ગયું છે. તાત! ત્હારી આંતરવ્યથા હું સ્હમજી શકતી નથી. કયો વિચાર ત્હારા મર્મમાં આઘાત કરી રહ્યો છે? બેટા! હૃદય ખોલ અને આ સ્નેહાળુ માતાને ત્હારા દુઃખની ભાગી બનાવ!

**શાલિભદ્ર**—માજી! આપ જ્હેને દુઃખ લેખો તેવું કશું જ દુઃખ મ્હને નથી. મ્હારૂં શરીર હમેશની જેમ રોગરહિત છે. બત્રીશ

સ્ત્રીઓ મ્હારી આજ્ઞાને વશ રહી મ્હારા ચિત્તની પ્રસન્નતા જાળવવા સતત્ પ્રયત્ન કરી રહી છે. લક્ષ્મી સંબંધી કોઇ પણ વિતર્કને તો આ જીવનભરમાં અવકાશ જ નથી. જે વેદના ગઇ કાલથી આ મર્મમાં ઉપજી આવી છે ત્હેને, માજી ! ત્હમે સ્પર્શી શકો તેમ નથી. તેટલી ઉંચાઇએ ચ્હડી મ્હારા હૃદયનું દર્શન કરવા ત્હમારામાં શક્તિ નથી. ક્ષમા કરજો અવિનય થતો હોય તો, માતા !, પરન્તુ જે નિમિત્તથી અન્યના હૃદયમાં હર્ષનો ઉદ્રેગ થવો જોઇએ તે જ નિમિત્તે મ્હારા હૃદયમાં સખ્ત ફટકો મારી મ્હારી ખરી સ્થિતિ પ્રત્યે મ્હારી આંખો ઉઘાડી દીધી છે. વળી એ વેદના અધિક માર્મિક તો એથી બની છે કે, આપને ત્હેના ખરા સ્વરૂપથી પરિચિત કરતાં આપનું મમતાળુ હૈયું ફટકી જશે, અને માતાના પ્રેમાળ હૃદયનો એવો ક્રૂર આઘાત આપવો એ એક પક્ષે તેટલું જ નિષ્ઠુર છે. મ્હારી વેદના સ્હમજ્યા પછી અને હવે શું કરવા માટે હું તત્પર થતો જાઉં છું તે જાણ્યા પછી આપને શું શું થશે તે વિચાર મ્હારા હૃદયમાં તીવ્ર કંટકની જેમ ખુંચે છે. માજી ! મ્હને વચન આપો કે આપ સરખાં હિતચિંતક કાંઇ પણ વિક્ષોભ વિના મ્હારા દર્દની કથા સાંભળશો, અને તે સાથે મ્હને છેક ગુમાવી દેવાની હદ સુધી આપના હૃદયને તૈયાર રાખશો.

**ભદ્રા**—આ હૈયું ફાટી જતું નથી, એટલી જ ખામી છે બેટા! ત્હારા દુઃખનો એક અંશ પણ ન્યૂન થાય તે માટે હું હજારો વાર દેહ ધારણ કરી ત્હેને હોમી દેવા તૈયાર છું. મ્હારા પ્રેમના–આશાના આશ્રયસ્થાન ! ત્હારી વેદના ગમે તે પ્રકારની હશે તો પણ હું ત્હેમાં ભાગ લઇશ, અને ત્હારી ઇચ્છાનુસાર મ્હારી પ્રત્યેક પ્રવૃત્તિને યોજીશ. હું બીજી માતાઓ જેવી મૂર્ખ નથી. ગમે તેટલા

ઉંચા શિખરે ત્હારૂં હૃદય ચ્હડયું હશે તો પણ હું ત્યાં પડતાં-આખડતાંયે ચ્હડીશ, પરંતુ ત્હારા હૃદયને એક કદમ પણ નીચે ઉતરવા નહિ વિનવું. અંતરનો સાચો સ્નેહ, સ્નેહના સ્થાનનું દુઃખ ટાળવામાં પોતાના રાગ-દ્વેષના ધોરણને બાજુએ મુકી સ્નેહ સ્થાનના ધોરણને પોતાનું કરી લે છે! બેટા, ત્હારૂં કષ્ટ જો ટળી શકે તેમ હશે તો તે ટાળવા માટે હું ત્હારા અનુભવને મ્હારો અનુભવ બનાવી લઈશ; અને છેવટે કાંઇ પણ નહિ બની શકે તો ત્હારી વેદનાના સ્થાન ઉપર નિશ્વાસની ઉષ્ણ જવાળાને બદલે સ્નેહની શિતળ ફુંક મારી ત્હને શાન્તિ તો પમાડીશ. મ્હને આશા છે કે જો ત્હારૂં કષ્ટ માત્ર કાલ્પનિક જ હશે તો માતૃહૃદયના સ્નેહનાં કિરણો તે કલ્પનાના ધુમસદળને વિખેરી નાંખી અગાઉના જેવી ત્હારી ચિત્તપ્રસન્નતાને પાછી આણશે; અને તે દર્દ વાસ્તવિક જ હશે તથા ત્હેને દૂર કરવા માટે જે માર્ગ તું લેવા ધારતો હશે તે યોગ્ય જ હશે તો, આ હૃદય પણ તે માર્ગને ખુલ્લો કરવામાં ઉલટું સહાયક બનશે. બેટા! નિષ્ફળ ચિંતા દૂર કર. આ માતાનો સ્નેહ તું ધારે છે તેવો છેક જ સ્વાર્થી નથી. મ્હેં પણ એવા અનેક હૃદયપલટા અનુભવ્યા છે. મહાવીર પ્રભુના વિશ્વાસથી પ્રગટેલી વાણીના પડઘા હજી આ શ્રવણગોલકમાં તાજા જ છે. કોઇ પણ આશ્ચર્ય હવે એવું નથી રહ્યું કે જે મ્હને આઘાત કરી શકે.

**શાલિભદ્ર**—તો માજી! આ ચોવીશ કલાકમાં મ્હેં શું શું પલટા અનુભવ્યા ત્હેની કથા હું સ્વલ્પમાં કહીશ. હૃદયની અશાન્તિ તો ઘણા કાળની હતી. કોણ જાણે શા કારણથી, પણ લાંબા સમયથી દીલ બેચેનીને વશ હતું અને જરા સ્હમજવા શિખ્યો ત્યારથી જ કાંઈક 'અધુરૂં' ભાસતું હતું. લગ્ને મ્હને બત્રીશ 'પુતળીઓ'

આપી, પણ ત્હેમાં એકેમાં આ હૃદયનો વિરામ નહોતો. જ્યહાં અંતરનો સ્નેહ નહિ ત્યહાં હૃદય કેમ વિરમે? આપે તો મ્હને સુખી કરવા માટે સુંદરમાં સુંદર અને બીલોર જેવી રમણીય સુંદરીઓ સોંપી હતી, પરંતુ 'સૌંદર્ય' અને 'સ્નેહ' એ જૂદી જ ભાવનાઓ છે. એની આપને તેમજ મ્હને ખબર નહોતી. સૌંદર્ય એ ઇન્દ્રિયલિપ્સાને તૃપ્તિ આપી શકે છે, પણ હૃદયનો સ્નેહ ઢોળાવામાં એ એક જ હેતુ નથી. ટુંકામાં એ બત્રીશમાંથી એકકેમાં હું સ્નેહ અને શાન્તિ મેળવી શક્યો નહિ. પરન્તુ ત્હેમાં તેઓનો દોષ નહોતો. બિચારી અબળાઓ તો મ્હને સુખી કરવા તલસ્યા જ કરતી હતી, અને શા ઉપાયે આ હૃદય વિકસે ત્હેનો જ અભ્યાસ અહોનિશ કરતી હતી. પણ માજી! શું કહું? મ્હારી દૃષ્ટિ એ સૌંદર્યમાં માત્ર રક્ત, માંસ અને ચર્મનું જ દર્શન કરતી હતી. એ બત્રીશેમાં મ્હારી ઇન્દ્રિયોને ખેંચવાનું બળ હતું, પણ આ હૃદયને પોતામાં ભેળવી લે એવી શક્તિ એકકેમાં નહોતી. છતાં ત્યહાંયે પણ અધુરી શાન્તિ અને અધુરો આરામ અનુભવાતો હતો. કેમકે ત્યહાં સુધી આ જીગર ઉપર એકકે સખ્ત ફટકો લાગ્યો નહોતો, અને કાળ સરલપણે ત્હેનું કાર્ય કર્યે જતો હતો. આજથી બે વર્ષ ઉપર એક 'ધકકો' અનુભવ્યો હતો, અને તે પ્રસંગે મ્હારી દૃષ્ટિને કાંઇક વિશાળ અને સત્યગ્રાહી બનાવી હતી. મ્હને તે વખતે સ્હમજાયું કે હૃદય ઉપર જે ધકકો લાગે છે તે કાંઇક આવરણ ખસેડી આત્માને અંદરના ઉંડા ભાગમાં દોરી જાય છે.

ભદ્રા—બેટા! એ પ્રસંગથી તો હું હજી અંધારામાં જ છું. મ્હને ત્હેની વાત સરખી પણ ત્હેં કરી નથી. હું તો એમ જ માનું છું કે ત્હને કશી વાતનો ટોટો નથી, અને તું આ ગગનચુંબી

મહાલયમાં આરામ અને સુખનો જ અનુભવ કર્યા કરે છે. ભાઇ! ત્હને શી વાતે ખામી હતી? એ દુઃખનો ઇતિહાસ મ્હારાથી કેમ આજ સુધી ત્હેં ગુપ્ત રાખ્યો?

શાલિભદ્ર—એ પ્રસંગ આપથી પણ અજાણ્યો નથી. જે અજાણ્યું છે તે તે પ્રસંગથી આ હૃદયમાં જે ધક્કો વાગ્યો તે છે; અને હૃદયનો ઇતિહાસ, માજી, કાંઇ ક્ષણે ક્ષણે કથવા બેસાય છે? જ્યહારે કોઇ પારપાકવાળી અવસ્થાએ પહોંચાય છે ત્યહારે જ ત્હેના મૂળના ઇતિવૃત્તને મહત્વ અપાય છે. એવા તો અનેક મનુષ્યોને અનેક ક્ષણિક આવેગો પ્રકટતા હશે, પણ જ્યહાં સુધી તે કોઇ અપૂર્વ ભાવના ભણી આત્માને દોરે નહિ ત્યહાં સુધી ત્હેનું કશું જ ગૌરવ નથી. અને મ્હારી તે કાળની વૃત્તિ કાંઇ પણ આકાર કે રૂપરેખા વિનાની હોવાથી મ્હેં આપને ત્હેની કશી માહીતી આપી નહોતી. માત્ર હૃદય ભાંજગડ કરી અશાન્તિ વેઠતું હતું, અને ત્હેમાંથી માર્ગ શોધવા મથતું હતું. પણ તે કાળે આગળ–પાછળ ધુમસનાં દળ ભાસતાં હતાં અને તેથી અશાન્તિના ખરા કારણની શોધ થઇ શકી નહોતી.

ભદ્રા—પણ તે પ્રસંગ શો હતો? કાંઇક સ્મરણ કરાવે તો જ સમજ પડે?

શાલિભદ્ર—પ્રસંગ તો સહેજ હતો. માજી, બે વર્ષ ઉપર બત્રીસ બાળાઓમાંની પદ્મા માંદી પડી હતી. મ્હને પદ્મામાં કાંઇક આસક્તિ હતી. સહુમાં તે રૂપવતી અને મોહક હોવાથી તે મ્હારા મનને સહુ કરતાં અધિક આકર્ષી શકતી હતી. મ્હને ત્હેના ભણી જોઇ રહેવું બહુ ગમતું હતું, કેમકે સહુમાં તે ન્હાની વયની હતી અને ત્હેની મુગ્ધાવસ્થાના નિર્દોષપણામાંથી કાંઇક આંતરિક માધુર્ય પ્રગટતું હતું.

તે સ્ત્રીભાવને બહુ સ્હમજતી નહોતી, અને મ્હને ચાહવામાં તે બાળહૃદયમાં સ્ત્રીઓને સ્વાભાવિક એવો સ્થૂલ તૃપ્તિનો અવકાશ નહોતો. મ્હને તેણીના વર્તનમાંથી બહુ નવું શિખવાનું મળ્યું હતું. એક તો એ કે, ત્હેનામાં અદેખાઇ નહોતી. ત્હેના સ્નેહસ્થાનમાં કોઇ ભાગ પડાવે તો પણ ત્હેમના ઉપર તેણી કદી રોષભર્યો કટાક્ષ કરતી નહોતી. વળી, મ્હને ચાહવામાં તે પ્રતિચાહનાનો બદલો ઇચ્છતી નહોતી. બદલાની અભિલાષા હૃદયના સૌંદર્યને બગાડી નાંખે છે. પણ પદ્માનું હૃદયસૌંદર્ય અવિકૃત રહેવા પામ્યું હતું. માંદગી શું તે હું પદ્માની તે સમયની અવસ્થાથી પહેલપ્રથમ જ સ્હમજ્યો હતો. હું એમ જ જાણતો હતો કે જન્મથી મૃત્યુ સુધી મનુષ્યને વચમાં કશુંજ વિઘ્ન નથી. મ્હેં પદ્માને મ્હારી પાસે આવવા કહ્યું, પણ તેણીએ ઉત્તર આપ્યો કે:–"પ્રભો! હું તો ધણીએ આવું, પણ આજે આ શરીર કશું કરતું નથી." હું ત્હેની પાસે ગયો અને ત્હેને સ્પર્શ કર્યો, પણ આ સ્વાર્થી હૃદયે ત્હેને ઝાઝીવાર સ્પર્શી રહેવા ના પાડી. કેમકે, પૂર્વની જેમ તે સ્પર્શ મનોજ્ઞ અને શિતળ નહોતો, પણ અરૂચિકર અને ઉષ્ણ હતો. મ્હેં પદ્માને પૂછ્યું: "દેવિ! આજે શરીર બહુ ગરમ કેમ છે?" તેણીએ કહ્યું: "નાથ! આજે મ્હને સખ્ત જ્વર ચ્હડયો છે અને તેથી મ્હને બહુ વ્યથા થાય છે." તે વ્યથાના સ્વરૂપને તો હું સ્હમજતો નહોતો, છતાં અધિક જાણવાના હેતુથી મ્હેં પૂછ્યું: "દેવિ! આવી વ્યથાને પાત્ર સહુ મનુષ્યો હશે કે તું એકલી જ હોઇશ?" ઉત્તરમાં તેણીએ કહ્યું: "દેવ! મનુષ્ય માત્ર અને એમાં આપ પણ વ્યાધિને પાત્ર છો. જ્યહાં સુધી તેવો ઉદય નથી ત્યહાં સુધી આ શરીરની કાન્તિ-સૌંદર્ય નભી રહેશે, પણ સદાકાળ કોઇને તેવી આરોગ્યાવસ્થા રહી શકતી નથી." આથી મ્હારા

હૃદયમાં બહુ જ આઘાત થયો. મ્હારૂં મુખ કરમાઇ ગયું, અને પદ્મામાંથી મળતો રસનો પ્રવાહ મ્હારા તરફ આવતો બંધ પડયો. મ્હને હવે ત્હેનું શરીર જોઇ 'નિર્વેદ' થવા લાગ્યો. તેણીના લલિત દેહ અને પ્રફુલ્લ વદનમાંથી અગાઉ અનુભવાતો આનંદ બંધ પડયો. માંદગીને લીધે તેણીનો સ્વભાવ પણ બદલાઇ ગયો. અશક્તિથી કે મનની બેચેનીથી તે મ્હારી સાથેની વાતચીતમાં પણ કંટાળો બતાવવા લાગી. આપ પદ્માને તેણીની માંદગીની શરૂઆતમાં મ્હારાથી દૂર કરી નીચે તેડી જવા ઇચ્છતાં હતાં, પણ મ્હેં તેમ કરવાની ના કહી, કેમકે તે વખતે હજી તાજું રક્ત ત્હેની નસોમાં વહેતું છેક બંધ પડયું નહોતું. પરંતુ માંદગી વધતી ગઇ તેમ તે મ્હને ગમતી બંધ પડતી ગઈ! ત્હેનું શરીર સુકાવા લાગ્યું અને મૃત્યુના જેવી સફેદી ત્હેના આખા શરીર ઉપર ફરી વળી! જો હું સાચો સ્નેહી હોત તો મ્હને તેવા શરીરમાં પણ અણગમો ઉપજત નહિ; પરંતુ હું જ્હેનો તરસ્યો હતો તે ત્હેની આકૃતિની મોહકતાનો અને કાંઇક હૃદયના લાવણ્યનો હતો. માંદગીએ એ સહુ તો તેણીની પાસેથી લૂટી લીધું હતું. જે હેતુ વડે હું ત્હેને ચાહતો હતો, ત્હેનો લોપ થઇ જવાથી હું ત્હેને ચાહતો બંધ પડયો. એક તરફ નિર્વેદ અને બીજી તરફ પ્રેમનો જેવો તેવો વ્હેતો મંદ પ્રવાહ પણ સુકાયો. આથી મ્હારા હૃદયને બહુ ધક્કો લાગ્યો. મ્હેં પદ્માને મ્હારા આવાસમાંથી નીચે લઇ જવાની આજ્ઞા કરી.

ભદ્રા—પણ, બેટા ! પદ્મા તો પછી સાજી થઇ ત્હારી સેવામાં પુનઃ હાજર થઇ શકી હતી; અને તેથી ત્હારો શોક દૂર થવો જોઇતો હતો. માંદગીના પ્રસંગો તો દુનિયામાં સૌ સ્થાને સાધારણ છે; ત્હેમાં ત્હને આટલું બધું દુઃખ ઉપજી આવ્યું એ જોઇ ત્હારા હૃદયની કોમળતા માટે મ્હને બહુ લાગી આવે છે.

શાલિભદ્ર—તે પુનઃ મ્હને ભેટી શકી એ જ વ્યતિકર આ હૃદયને ધક્કો આપી છુપાં ઢાંકણુ ખોલવામાં મ્હોટામાં મ્હોટું નિમિત્ત હતું. પદ્માએ મ્હને કહ્યું: "નાથ! ત્હમે મ્હને મ્હારી અનારોગ્ય સ્થિતિમાં દૂર કરી સાસુજી પાસે મોકલી દીધી એ ઠીક કર્યું, કેમકે માંદગી એ અર્ધ મૃત્યુની અવસ્થા છે, અને મૃત્યુ જેમ દુઃખના હેતુરૂપ છે તેમ માંદગી પણ કાંઇક તેથી ન્યૂન અંશે નિર્વેદના હેતુરૂપ છે. હું મંદભાગીયણે આપને થોડો કાળ એવો નિર્વેદ ઉપજાવી દુઃખી કર્યા અને મ્હારા શરીરના ઉષ્ણ સ્પર્શથી આપના સુકુમાર હસ્તને તાપ ઉપજાવ્યો તેથી મ્હને બહુ લાગી આવ્યું છે. હું તો તે કાળે બેભાન જેવી હતી. મ્હને તો આપનો હસ્તસ્પર્શ મનોજ્ઞ લાગતો, પણ આપને એ કાળના મ્હારા ઉષ્ણ અને શુષ્ક સ્પર્શથી કષ્ટ ઉપજ્યું હશે એ વિચાર હવે મ્હને બહુ ખુંચે છે. પ્રભુ! આ અબળા ઉપર ક્ષમાની દૃષ્ટિથી જોશો." ત્હેની આવી વાણીથી મ્હને મ્હારા સ્વાર્થીપણા માટે બહુ લાગી આવ્યું; આ પામર હૃદય કાંઇક સ્થૂલતાની હદ ઓળંગી સૂક્ષ્મતાના પ્રદેશમાં આવ્યું. મ્હને વિચાર થયો કે "અરેરે! જે બાળા મ્હને આવા સાચા જીગરથી ચાહે છે ત્હેના બદલામાં હું કશું જ ન કરી શકયો? હું તો ત્હેની સુંદર આકૃતિ, ઉગતી વય અને તાજા લોહીનો જ શિકારી હતો." માજી, મ્હને તે કાળે બહુજ ઓછું આવ્યું હતું. ઉગ્ર પુણ્ય અને ભોગના ઉદયની જવાળા આત્મામાંથી પ્રકટી સુધાને ઘણીવાર સૂકવી નાંખે છે. મ્હારા સંબંધમાં પણ તેમજ બન્યું. સૂક્ષ્મતામાંથી સ્થૂળતામાં આવવામાં પુણ્ય સર્વથી મહાન્ નિમિત્ત છે, અને સ્થૂળતામાંથી સૂક્ષ્મતામાં જવા માટે પૂર્વનું આરાધકપણું, સત્પુરૂષોનો પરિચય અથવા દુઃખનો રંગ એ ત્રણ મુખ્ય હેતુઓ છે,

એમ હવે સ્હમજાય છે. આ ત્રણે હેતુઓમાંથી એકકેનો મ્હને તે કાળે સદ્‌ભાવ ન હોવાથી મ્હારા હૃદયનાં ખુલેલાં દ્વાર પાછાં લગભગ બંધ થઇ ગયાં; છતાં કોઇવાર ત્હેની તીરાડમાંથી તે સૂક્ષ્મ સૃષ્ટિનું ઝાંખું દર્શન થતું. હૃદય એટકે વસ્તુમાં સંપૂર્ણ વિરમેલું નહોતું. એક પક્ષે પુણ્યના ઉપભોગ કાળે તે પૂર્વના આઘાતો સાંભરી આવતાં તેથી તે ઉપભોગની અડધી માત્રા નાશ પામતી, ત્હેમને અન્ય પક્ષે અંતર આગારમાં પ્રવેશવાનું એકકે બળવાન્ નિમિત્ત નહોતું. માતા ! પુણ્યનો મહોદય આત્માને ત્હેની ખરી અવસ્થા સ્હમજવાની દરકારથી વિમુખ રાખે છે.

ભદ્રા—બેટા ! પણ હજી ત્હારા પુણ્યરસનો મહાસાગર તો ભરેલો જ છે. શ્રેણીક જેવા રાજાઓ ત્હારે ત્ય્હાં ત્હારા દર્શન અર્થે આવે એ ત્હારા શુભના મહાન્ પ્રકર્ષને શું નથી સૂચવતું ? અને એ પુણ્યના ફળ પ્રસંગે ત્હને આવો નિર્વેદ પ્રકટાવ્યો એ જોઇ મ્હને બહુ આશ્ચર્ય થાય છે.

શાલિભદ્રઃ—આપે જ્ય્હારે શ્રેણીકને નમવા માટે મ્હને સૂચવ્યું તે ક્ષણની મ્હારી હૃદયસ્થિતિ વિલક્ષણ હતી. આ શરીર જ્ય્હારે નમવામાં રોકાયેલું હતું ત્ય્હારે આત્મા કોઇ અવ્યક્ત દર્દની ભાવના ઉપર ચ્હડતો જતો હતો. જીવનભરમાં હું કોઇના આગળ નમ્રપણે અવનત થયો હોઉં તો તે માત્ર તે કાળે શ્રેણીકનું આગળ જ ! મ્હને તે વખતે મ્હારૂં પુણ્ય બહુ અધુરૂં અને શ્રેણીક પુણ્ય મહદ્ ભાસ્યું. માજી, પુણ્યની મ્હારી જુની વ્યાખ્યા તે કાળે છુટી ગઇ ! ત્હેમને જેમાં મ્હારા પુણ્યનો પ્રકર્ષ ભાસ્યો ત્હેમાં મ્હને તે કાળે મહાન્ દુઃખનો હેતુ ભાસ્યો. જે કાંઇ પોતાના સુખાનુભવનું નિમિત્ત છે તે જ 'પુણ્ય' હોવા યોગ્ય છે. આપને તે પ્રસંગે ગમે તેટલો સુખ-

રૂપ ભાસ્યો હોય, પણ મ્હને તો તે બહુ દુઃખનો હેતુ હતો; કેમકે મ્હારૂં સુખનું અભિમાન તે વખતે છેક જ ગળી ગયું ! આપે તે વખતે મ્હને કહ્યું કેઃ " બેટા ! આ આપણા માલીક છે ! આપણે ત્હેમનાં બાળક અને આશ્રિત છીએ ! " એ શબ્દોથી મ્હારા હૃદયમાં સખ્ત ફટકો લાગ્યો ! અને મ્હારૂં પુણ્ય સોસાઈ ગયેલું લાગ્યું ! બીજાઓ જે માને તે કાંઇ પુણ્યોદયનું ખરૂં ધોરણ નથી, પણ ભોક્તા જે માને તે જ સાચું ધોરણ છે. જે અન્યની નજરમાં 'પુણ્ય' રૂપ ભાસે છે તે ભોક્તાને ઘણીવાર 'પાપ'ના ઉદયરૂપ ભાસે છે. જે નિમિત્ત વડે હૃદય સુખની લાગણી અનુભવે—પછી ભલે તે અન્યની નજરમાં ગમે તેમ જણાતું હોય—તે પુણ્યોદય છે. તેથી ઉલટું જે નિમિત્ત વડે હૃદય દુઃખાનુભવ કરે છે, તે અન્યની દષ્ટિએ ગમે તેટલું નિમિત્ત ભાસતું હોય તો પણ અનુભવ કરનાર તો 'પાપ'ના જ ઉદયને વેદતો હોય છે.

ભદ્રાઃ—ત્હારા આ અનુભવમાંથી મ્હને પણ બહુ બહુ શિખવાનું મળે છે. વ્હાલા ! સ્વપ્ને પણ નહિ ધાર્યું હતું કે સુખ અને આરામના ખોળામાં કાળ નિર્ગમતો મ્હારો તનુજ આવા આવા અવસ્થાંતરો પામતો હશે. હું તો ત્હને માત્ર મોજશોખની મૂર્તિ જ માનતી હતી !

શાલિભદ્રઃ—અને આપની તે માનીનતા સત્ય જ હતી. હું વિષયનો જ ગુલામ હતો, પુણ્યના રસને જ મ્હેં ચુસ્યા કર્યું છે. કદી સાચો પ્રેમી પણ બની શકયો નથી, અને ભોક્તૃત્વના અભિમાનને ગાળી નાંખી કશામાં પણ સ્વાર્પણ અનુભવી શકયો નથી. જો તેમ બન્યું હોત તો, માજી ! આ પ્રસંગને આવવાપણું નહોતું. સંસારમાં જે સ્વાર્પણની ભાવના સિદ્ધ કરી શકે છે ત્હેને સંન્યાસ કે

જંગલની અપેક્ષા રહેતી નથી. મ્હારાથી તે બન્યું નહિ; અને તેથી જ આ હૃદય કોઇ બીજો માર્ગ શોધવા તત્પર બન્યું છે. કેમકે ગઇ કાલથી એ પુણ્યના ઉદધિમાંથી માધુર્યનો નાશ થયો છે, એટલું જ નહિ પણ તે છેક જ ખારો બની 'પાપ'માં પલટી જાય તે પહેલાં મ્હારે ચેતવાની જરૂર છે. આજે જે મોળું અને ફીકકું બન્યું ત્હેને કાળક્રમે ખારૂં બનતાં કે સડી જતાં કોણ અટકાવી શકે તેમ છે ?

ભદ્રાઃ—બેટા ! એ ચિંતા તો વ્યર્થ છે. ત્હને અત્યારે શી વાતની કમીના છે કે એ પુણ્યનો અંત એટલો ત્વરાથી આવવાનો ત્હારે ભય રાખવો પડે ? દૈવી લક્ષ્મી, યુવાવસ્થા અને મનોગમ સ્ત્રીઓનો સંયોગ ત્હારા આ ક્ષણિક આવેગને થોડા કાળમાં ભુંસી નાંખશે. તાત ! કોઇ પણ સાહસમાં ઝુકાવું ઉચિત નથી.

શાલિભદ્રઃ—હું સ્હમજું છું કે હૃદયના ગમે તેવા સખ્ત ધક્કાનો આત્મા અનાદર કરે છે ત્હારે કાળક્રમે ત્હેની અસર ભુંસાઈ જાય છે, અને જુના ચીલે તે હમેશની માફક વિહરવા માંડે છે; પણ આ ટુંકા કાળમાં મ્હને જે અનેક સત્યાનુભવો થયા છે ત્હેમાં એ પણ એક છે કે હૃદયના ધક્કાનો ઉપયોગ કરી તે ઘા તાજો જ રાખવો, અને તે દર્દના જોસથી આત્માને આગળ ને આગળ વધારવો. એ ધક્કાઓનો હેતુ માત્ર દુઃખ દેવાનો નથી, સત્યનું અને સંસારનું સાચું સ્વરૂપ સ્હમજાવવાનો પણ હોય છે. પામર મનુષ્યોને ગમે તેવા સખ્ત ધક્કાથી પણ કશી અસર થતી નથી. ત્હારે સુજ્ઞ મનુષ્યો એક સ્ફુરણમાંથી પણ અલૌકિક ફળ સિદ્ધ કરી શકે છે,–એક સહજ માત્ર નિમિત્ત પણ ત્હેમનાં હૃદયચક્ષુઓ ઉઘાડી શકે છે. હું બાળક હતો ત્હારે આપે જ કહેલી તે સંબંધની એક વાત મ્હને અત્યારે સ્મરણમાં આવે છે:–પૂર્વે એક બીમાર

રાજાને માટે ત્હેની અનેક સ્ત્રીઓ ભેગી મળી ચંદન ઘસતી હતી, તે વખતે ત્હેમના હાથનાં કંકણોના એકત્ર થયેલા ધ્વનિએ રાજાના કર્ણમાં અરૂચિકર ભાવ ઉપજાવ્યો. પટ્ટરાણીએ સર્વ રાણીઓને એક હાથમાં માત્ર એકેક જ કંકણ રાખી બાકીનાં દૂર કરવા કહ્યું. તેઓએ તેમ કર્યું એટલે તુર્ત જ તે કંટાળાભર્યો ધ્વનિ બંધ થયો. આટલા સહજ નિમિત્તે રાજાને તે કંટાળો બંધ થવાના હેતુઓનો વિચાર કરવા પ્રેરણા કરી. આખરે તેણે અનુભવ્યું કે એકત્વ એ જ શાન્તિ છે. તુરત જ તેણે તે એકત્વ સિદ્ધ કરવા ભણી પોતાનું વીર્ય સ્ફુરાવ્યું, અને એ દિવ્ય સ્ફુરણામાંથી પોતાનું પરમ કલ્યાણ સિદ્ધ કર્યું. હું પામરને તો એવા અનેક પ્રસંગો આવ્યા હશે, પણ તેમાંથી કશી પણ ફળસિદ્ધિ કરવાને બદલે આજ દિવસ સુધી ઉંડો ને ઉંડો પુણ્યપંકમાં ડૂબતો જતો હતો. માજી! મનુષ્ય જ્યારે ન્હાના ધક્કાઓમાંથી કશું તારણ કહાડતો નથી ત્હારે ત્હેને મ્હોટા ધક્કા એક એક આવતા જાય છે. પણ લોલુપી આત્મા તે ધક્કાને દુઃખના ઉદયરૂપે જોઈ ત્હેના વિરમવાની રાહ જોઈ સંસારનો રસ ચુસવામાં નિમગ્ન રહે છે. આખરે એવી અવસ્થાએ આત્મા આવે છે કે, ગમે તેવા સખ્ત ધક્કાથી પણ તે ટેવાઈ જાય છે, પણ ત્હેનો ઉપયોગ કરવા ભણી અથવા તે કયા માર્ગમાં દોરવા માગે છે તે વિચારવા પ્રતિ તે નજર સરખી પણ કરતો નથી. માતા! હવે મ્હને પ્રમાદાવસ્થા ગમતી નથી. આ ધક્કાનો ઉપયોગ કરી લેવામાં જ મ્હને જીવનસાફલ્ય સમજાય છે.

ભદ્રાઃ—બેટા! ઇચ્છા હશે તો એ પ્રસંગ પણ ભાવીમાં બની આવશે. હજી ત્હારૂં વય પણ એવું પ્રૌઢ નથી કે એવી ઉતાવળ કરવાની જરૂર હોય. તાત! હજી પુણ્યના ઉદયને ભોગવો અને પુત્રવત્સલ માતાને નિત્યની જેમ પ્રસન્નતા આપો.

શાલિભદ્રઃ—જેને આપ પુણ્ય માનો છો ત્હેનો અંત નજીક-માં નથી, એ હું પણ સ્હમજું છું. પણ એક કાળે ત્હેનો અંત છે એ જ નિશ્ચય આ કાળે પણ ત્હેના અંતને મ્હારી દૃષ્ટિમાં સ્થાપે છે, અને ભાવીમાં બનવાના પ્રસંગને, ભાવીને વિંધવા સમર્થ થયેલી દૃષ્ટિ હમણાં જ મ્હારી સમક્ષ ખડા કરે છે. વિચારશીલ મનુષ્યો ભાવીમાં થવાના અનુભવને અત્યારે જ અનુભવે છે, અને પાછળથી તાપનો હેતુ ન થાય એવી બાજી રચે છે. કાળને ધસતાં વાર લાગતી નથી, અને એ ભયાનક ક્ષણ આંખો ફાડી ઉભી રહે છે. માજી! જ્હારે આ પુણ્યનો અંત એક ક્ષણે આવવો નિશ્ચિત છે તો પછી હું ત્હેને નિરાંતથી કેમ ભોગવી શકું? અંતનો ભય એ જ વર્ત્તમાનમાંથી બધી મધુરતા લૂટી લે છે. અજ્ઞાન મનુષ્યો જે પુણ્યનો રસભર્યો ઉપભોગ કરી શકે છે. સ્હમજ્યા પછી તો 'પાપ'માં જ પલટી જાય છે; કેમકે ત્હેમની નજર આખરના પરિણામ ભણી રહ્યાં કરે છે. ત્હેમની દૃષ્ટિ ભાવીના ધુમસને ભેદી અંતિમ અવસ્થાનો અનુભવ તત્ક્ષણ લઈ શકે છે; અને તે સર્વનો સાર નીચોવી કર્ત્તવ્યના ખરા માર્ગે વળે છે.

ભદ્રાઃ—પણ તાત! પુણ્ય, પુણ્યને ખેંચી શકે છે. દ્રવ્યનો ત્હને રોગ નથી. ઇચ્છા હોય તેટલું દ્રવ્ય દાનાદિક શુભકાર્યમાં યોજ! શુભ ક્ષેત્રોમાં વવાય તેટલું વાવ! ભવોભવ પુણ્યનો જ ઉપભોગ બની રહે તેવી યોજના કરવાની ત્હને જેવી જોઇએ તેવી અનુકૂળતા છે.

શાલિભદ્રઃ—પણ માજી! એવી જ કડાકુટમાં રહું તો પછી ભોગનો સમય ક્યારે રહે? ખુટી રહેવાની 'બીક' એજ મ્હોટાં-માં મ્હોટી પંચાત છે. વળી ભોગની લાલસાથી થયેલો પુણ્ય-સંચય પુણ્યને હલકી કરી નાંખે છે. ભવોભવ ભોગ માટે જ

જન્મવું અને મરવું એ સ્વર્ગ મેળવવા માટે ઝંપાપાત ખાવા જેવું છે. માજી! ભોગમાં કશી મીઠાશ જ હવે ભાસતી નથી,–મુદ્દલ શાન્તિ મળતી નથી. હવે તો આ આત્મા 'પુણ્ય' અને 'પાપ' બન્નેની* પોટલીને એકત્ર કરી ત્હેમાં આગ લગાડવા તત્પર થયો છે. મ્હારા હિસાબે તો મ્હારૂં પુણ્ય-પાપ સુકાઈ જ ગયું છે, છતાં અવશેષ રહેલા સૂકા છોલાને આપના દેખતાં હું ભસ્મીભૂત કરીશ. તે વિના હવે આરામ નથી. ઉભયમાં મ્હને એક સરખો કંટાળો છે. જેમાં અનંત નિમિત્તોથી હાનિ-વૃદ્ધિ થયાં જ કરે ત્હેની ચીવટ રાખવી પાલવે તેમ નથી. મ્હારા પુણ્યમાં જેને રસ ભાસતો હોય ત્હેને એ વ્હેંચી દેજો; મ્હને તો ત્હેમાં કશી જ 'મઝા' રહી નથી.

ભદ્રાઃ—તાત! આ કંટાળો એ કાંઇ વિરાગ નથી; કદી વિરાગ હોય તોપણ તે બાળવિરાગ છે. પુણ્યની ખામીના વિચારમાંથી પ્રકટેલી ભાવના કદી સ્થાયી રહી શકતી નથી. ત્હારો અત્યારનો વૈરાગ્ય ગમે તેટલો ત્હને વિશુદ્ધ જણાતો હોય તો પણ જે નિમિત્તથી તે પ્રકટેલો છે તે નિમિત્તનો લોપ થતાં તે પલટાઇ જશે, અને પૂર્વના ઉપભોગના વ્હેણમાં ત્હને પાછો ઘસડી આણશે.

શાલિભદ્રઃ—માજી! આ ભયનું મ્હને દર્શન કરાવી ત્હેનાથી ચેતતા રહેવા માટે મ્હને સૂચવ્યું એ ઉપકાર હું કદી વિસરી શકીશ નહિ. ઘણા મનુષ્યો એવા પ્રસંગોથી પાછા જૂના ચીલે ચ્હડી જાય છે. પરન્તુ, જે ભાવના મ્હને આટલે સુધી ચ્હડાવી શકી છે, તે જ ભાવના એ ભયના સ્થાનથી મ્હારૂં રક્ષણ પણ કરશે, એવો મ્હને વિશ્વાસ છે.

* 'Beyond good and evil', as the New Philosopher Friedrich Nietzsche would say.

ભદ્રાઃ—બેટા ! મ્હારે એ જ વાત પુનઃ પુનઃ કહેવાની રહે છે કે, પૂર્વની જેમ માતાના વત્સલ હૃદયને આનંદ આપવા અહીં જ સ્થિર રહો. આ આવેગનો થોડા જ કાળમાં લોપ થઈ જશે, અને પછી હાલની આ 'મનોરથ સૃષ્ટિ' સ્વપ્નના જેવી ક્ષુલ્લક જણાશે.

શાલિભદ્રઃ—એ જ વાતથી હું ભયભીત છું, અને તેથી જ હું જેમ બને તેમ પ્રભુનું× શરણુ વહેલું ગ્રહવા તત્પર બનતો જાઉં છું. જો આ પ્રસંગ–આ ધક્કો હૃદયમાં તાજો જ રાખી શકી સમાહિત વૃત્તિથી સંસાર કે જંગલમાં એ સરખી રીતે રહેવા સમર્થ હોત તો આપના વત્સલ હૃદયને હું અત્યારે રોવરાવવાની નિષ્ઠુરતા કરત જ નહિ. પણ માજી ! એવા સામર્થ્યની ખાત્રીને અભાવ હોવાથી કહું છું કે આપ જો મ્હને મળેલા પ્રસંગમાંથી ફળ લેવાની મનાઇ કરશો તો મ્હારો અધઃપાત ક્યહાં અટકશે તે હું કલ્પી શકતો નથી. અત્યારે જે ભોગલાલસાની નિવૃત્તિ હું અનુભવું છું તે મંગળ પ્રસંગ ભાવીમાં મળશે કે નહિ તે શું કહી શકાશે ? વળી વર્ત્તમાનમાંથી જે મનુષ્ય સાર નીચોવી શકતો નથી તે ભાવીમાંથી શું નીચોવી શકવાનો હતો ? ભાવીમાં કરીશ–અથવા પ્રસંગ આવ્યે ત્યાગી શકીશ એ પ્રકારનાં 'વાયદા' જ મનુષ્યોને ડૂબાવે છે; અને જ્યહારે તે એમ માનતો હોય છે ત્યહારે તે વધારે બળહીન બનતો જતો હોય છે. માજી ! ભોગની તૃપ્તિ કદી બની શકી છે ? આત્મા એ લાલસાથી કોઈ કોઇ અપૂર્વ ક્ષણે જ નિવૃત્ત થઇ શકે છે, અને એનો લાભ તુરત જ જો તે નથી લેતો તો

× 'પ્રભુ' of such powerful souls is no 'પ્રભુ' *outside* them; it is the God *within* them. See the exercises in my 'પરમેશ્વરની હજુરમાં'–an article published in the last year's issues.

તે સુવર્ણની તક ગુમાવી દે છે; એટલું જ નહિ, પણ તે સાથે તેવી તકોનું પુનઃ આવવું દુર્ઘટ કરી મુકે છે.

ભદ્રાઃ—પણ તાત! મ્હને જે સૌથી મ્હોટો ડર છે તે ત્હારા સુંદર દેહના અદર્શનનો નથી, પણ ત્હારા પુનઃ પતનનો છે. ભોગલાલસાનો ત્યાગ આત્મા એક જ ક્ષણમાં સાધી શકતો નથી. તેણે બહુ ધૈર્યથી પોતાના રાગદ્વેષનું શોધન કરી પછી ઘટતો માર્ગ લેવો જોઇએ.

શાલિભદ્રઃ—પતન એ પણ વિજય છે. કોઈ શુભ પ્રવૃત્તિમાં અડધેથી હારી પાછા હઠવું એ, મનુષ્યો ધારે છે તેમ હાર નથી, પણ આખી જીતને બદલે અડધી જીત છે. હારના ભયથી પ્રવૃત્તિ જ ન કરવી એ આખી હાર છે. અને આખી હાર કરતાં અડધી જીત અને અડધી હાર એ શું ખોટી છે? એક રૂપીયો કમાવા માટે પ્રવૃત્તિ કરનાર કદી અડધો રૂપીયો અથવા છેવટે એક પાઇ પણ મેળવીને આવે તો તે, બીલકુલ ન કમાનાર કરતાં હજારગણું ઉત્તમ છે; કેમકે તે ૧૯૨ દુશ્મનમાંથી એકનો તો પરાજય કરી શક્યો છે, અને એક દુશ્મનને જીતનાર તે જીતમાંથી બીજા દુશ્મનોને જીતવાનું તાજું બળ પણ સાથે મેળવેજ છે. મૂર્ખ મનુષ્યો હારનારની હાંસી કરે છે, પણ ખરી રીતે તેવી હાંસી હારનારની નહિ પણ ત્હેમની પોતાની મૂર્ખાઇની જ છે. માજી! હું 'પડું' એવો ભય રાખશો નહિ. આપના જેવી માતાઓનું સંતાન એટલું બળ તો અવશ્ય સ્ફુરાવી શકશે.

ભદ્રાઃ—ત્હારા સુવર્ણ સરખા રમણીય દેહનું અદર્શન આ માતાથી કેમ સહી શકાશે? જો કે મ્હારી આ ઇચ્છા સ્વાર્થની છે, તો પણ મ્હારી ભાવનાને ધક્કો ન આપવો એ ત્હારો પ્રથમ ધર્મ છે.

શાલિભદ્રઃ—મેં તે અનંતકાળમાં શાલિભદ્ર સરખા અનંત સંતાનોનો સંયોગ-વિયોગ ત્હમારા આત્માએ અનંતવાર અનુભવ્યો

છે. કાળ એ સર્વ દર્દોનું ઔષધ છે. અને જે દર્દ કાલ્પનિક છે તે ઘાંએ કાળ નભતું નથી. મ્હારામાં આપને જે મમત્વ છે તે કાલ્પનિક જ છે, અને અલ્પકાળમાં આપની વિવેક દષ્ટિ તે મમત્વને ભુંસી નાંખશે.

ભદ્રાઃ—તો ભલે, તાત ! સ્નેહસ્થાનનો સ્વાર્થ પ્રથમ સાચવવો એ સ્નેહીની પહેલી ફરજ છે. ત્હમારૂં શ્રેય જે માર્ગે જણાતું હોય તે માર્ગે, બેટા ! વિવેકપૂર્વક વિહરો, અને મ્હારા જેવી માતાઓને વિયોગનો પ્રસંગ ઉપજાવવા પુનઃ અવતરવું ન પડે એવું પરમ કલ્યાણ સાધો !

શાલિભદ્રઃ—માજી ! આ શબ્દો બોલતાં બોલતાં આપનું હૈયું છેક જ ગળી જાય છે અને મિથ્યા મોહથી આપની જ્ઞાનદૃષ્ટિ પરાભવ પામેલી જણાય છે. આવી રાગવૃત્તિ આ દેહમાં શા માટે જોઇએ ? આ દેહના પરમાણુઓની આપને સુંદર ભાસતી ઘટના આદિ તેમજ અંતમાં નથી—માત્ર મધ્યમાં જ છે. આજે નહિ તો અમુક કાળ પછી એ ઘટના વિખરાવાનું નિર્માણ તો અવશ્ય છે જ.

ભદ્રાઃ—બેટા ! એ તો અનંતકાળની જુની ટેવનું બળ. જ્ઞાન કરતાં લાગણીનું સામર્થ્ય સ્ત્રીઓમાં જરા વધારે હોય છે. પણ તાત ! હજી એક વાત કહેવાની બાકી રહે છે, અને તે સૌથી અધિક અગત્યની છે.

શાલિભદ્રઃ—કહો, માજી !

ભદ્રાઃ—એ જ કે, ' પ્રભુના રાજ્ય'માં પગ મુકતાં પહેલાં તે પગ ત્હાં સ્થિર રહી શકે તેની તૈયારી આ 'મર્ત્ય રાજ્ય'માંથી કરીને જ જવાની જરૂર છે. આત્મા જ્યારે ભોગના સંયોગમાં પણ પોતાના યોગ સાચવવા સમર્થ થાય છે ત્હારે જ તે ખરો યોગી બની શકે છે. એકાદ માસ ગૃહસ્થાવાસમાં રહો અને આ કામકાઠ

જો સુવર્ણનો જ હશે તો તે તેટલા કાળની કસોટી પછી પણ કાયમ જ રહેશે; પણ જો માત્ર ઢોળ જ હશે તો તે તેટલા કાળના ઘસારામાં ખવાઇ જશે, અને ઢોળ પાછળ છુપાએલી કાટવાળી ધાતુ ખુલી થશે. બેટા, ઘણા પ્રસંગે એવું બને છે કે મનુષ્ય પોતાની વૃત્તિનું ખરૂં સ્વરૂપ સ્હમજી શકતો નથી અને ન કરવાનું કરી બેસે છે. આખરે કાંઇ નહિ તો પણ જગતને એક ભ્રષ્ટતાનું દૃષ્ટાંત પુરૂં પાડી ત્હેમને શ્રદ્ધાહીન બનાવે છે અને પોતે પણ બને છે. મ્હારા આ અનુભવમાં વિશ્વાસ આણો અને એકાદ માસ અહીં સ્થિતિ કરો. વળી, મનુષ્યસ્વભાવ આંચકાને સહી શકતો નથી. જ્યહારે કોઇ કાર્ય આવેગવશ અને તાત્કાલિક થાય છે ત્ય્હારે તે આંચકાનું બળ ઢીલું પડયા પછી પ્રતિઆંચકા ( re-action ) નું બળ એટલું વેગવાન હોય છે કે મનુષ્યને ક્ષણવાર હારી પાછું હઠવું પડે છે. તેવો પ્રસંગ ન આવે તે માટે હૃદયની અવસ્થાઓને, ગૃહાવાસમાં રહી, થોડો કાળ જુઓ, અને બને તેટલી મહાપ્રયાણની તૈયારી કરો. હૃદયનો મળ અહીંજ ધોઇ, શુદ્ધ થઇ, પ્રભુ પાસે જવાય તો તે માર્ગ કંટકરહિત થાય છે. હાલ તો, કલ્પના પ્રદેશમાં તે પ્રભુની સૃષ્ટિ રચી ત્ય્હાં વિહરો અને ત્ય્હાં જે શરીરકષ્ટ અને સંકોચ ભોગવવાં પડશે તે કલ્પનામાં જ 'સહતાં' શીખો. અડગ રહી શકવાનું બળ મનુષ્યે પ્રથમ પોતાની કલ્પનામાં સિદ્ધ કરવાનું છે, અને તે મેળવ્યા પછી સાક્ષાત્ અનુભવ માટે પ્રવૃત્તિ કરવી યોગ્ય છે.

**શાલિભદ્રઃ**—તો ભલે, માજી ! આપની સલાહ હું માન્ય રાખીશ, અને ત્યાગના સ્વરૂપને ધીમે ધીમે અહીંથી જ સિદ્ધ કરીને પ્રભુના ચરણે ગતિ કરીશ.



**શાલિભદ્ર:**—માજી ! એક માસ ઉપરની અવધ આજે પુરી થઇ ગઇ છે; અને તે કસોટીમાં આ આત્મા અચળ રહી શકયો છે. હવે રજા અને આશિશ આપો.

**ભદ્રા:**—ભલે, બેટા ! પધારો, પણ પ્રભુની આજ્ઞા લઇ આ માતાને પ્રસંગોપાત દર્શન આપતા રહેજો, અને ત્હમારા અનુભવમાંથી પ્રકટેલ અમૃત આ હૃદય જીરવી શકે તેટલા પ્રમાણમાં વખતોવખત સીંચતા રહી આપણા પૂર્વ સંબંધને સફળ કરજો. એટલો પક્ષપાત તો આ માતા ઉપર જરૂર રાખજો. પ્રભુ એટલી આજ્ઞા આપે તેવા દયાળુ છે. (માથે હાથ મુકી) તાત ! સુખેથી પ્રભુના શરણે જાઓ અને જીવનના પરમ ઉદ્દેશો વ્હેલા વ્હેલા સિદ્ધ કરો.

'સુશીલ.'



(૨૪)

## કોશા અને સ્થૂલભદ્ર.

[ સ્થળઃ—કોશાની ચિત્રશાળા. ]

સ્થૂલભદ્રઃ—કોશા! આજના પ્રભાતથી તમારા અંગનું પ્રકંપ મને શંકાશીલ અવસ્થાવાળું જણાય છે. તમારું મુખ ફીક્કું, ચિન્તાગ્રસ્ત અને સવિકાર ભાસે છે. મને આહાર આપતી વખતે પણ તમારા શરીરનો યોગ પરવશ અને મનોબળ વહી ગયેલું જણાતું હતું. તમારા પગનો અંગુઠો ચપળ હતો, ચક્ષુ ઢળેલાં અને પુનઃ પુનઃ મારા ભણી ગુપ્ત દૃષ્ટિ ફેંકતાં હતાં. યોગબળની ક્ષતિ થવાથી એક પણ ક્રિયા આજે તમારાથી ઉપયોગપૂર્વક થતી નથી. કોશા! આજે તમારો યોગ, પ્રકૃતિના કયા પ્રદેશમાં લુબ્ધ બન્યો છે? કઇ કર્મપ્રકૃતિના ઉદય-પ્રવાહમાં આજે આમ નિર્બળપણે વહો છો?

કોશાઃ—ગત અનંતકાલના સંસ્કારબળથી આજે મારો યોગ, પ્રભો! અત્યંત અવનત પરિણામને ભજે છે. આજે હું અનેક કર્મપ્રકૃતિના સંયુક્ત પરાક્રમથી પરાજીત બની વિકાર–ઉદયના પ્રચંડ–અવિરત પૂરમાં તણાઉં છું. બહુબહુ પ્રયત્ન કરવા છતાં પણ, ઉદયના પ્રવાહ સામે તરવાને આવશ્યક શક્તિ આવિર્ભૂત થઇ શકતી નથી. ઘણા કાળથી પરાભવ અવસ્થાને ભોગવતી કર્મપ્રકૃતિઓ જાણે વેર લેવાના હેતુથી એકત્ર બનીને આવી હોય તેમ મને નાના પ્રકારે કષ્ટ આપી પોતાનો વિજય મારે મોઢે કબુલ કરાવતી હોય તેમ જણાય છે. મારા પરિણામ આજે અત્યંત અસ્તવ્યસ્ત દશામાં છે. આપનો ઉપદેશપ્રભાવ મારા મન ઉપરથી ઉઠી ગયો હોય તેમ લાગે છે, અને પૂર્વના સંસ્કારો તે કાળના રમણવિલાસમાં મને સુખનું ભાન કરાવી આ કાળે પણ તેવા પ્રકારનું સુખ ઉપજાવી કાઢવાની ઇચ્છાને

પ્રજ્વલિત કરે છે. નિમિત્તબળના પ્રભાવે ઉપાદાન વસ્તુના બળ ઉપર વિજય મેળવ્યો છે.

**સ્થૂલભદ્રઃ**—આત્મવિકાસના ક્રમમાં જે અનેક કસોટીઓમાં થઇ પસાર થવાનું છે તે કસોટીઓમાંની, કોશા ! તમારી સાંપ્રત સ્થિતિ એ પણ એક વિષમ અને અત્યંત શૂરવીર આત્માથી નિર્ગમી શકાય તેવી દુર્ઘટ કસોટી છે. અનેક નિર્બળ આત્માઓ આ પહેલા ધોરણની પરીક્ષામાંથી જ તેનું વિકટપણું જોઈ હારી ગયા છે, અને આપ્તપ્રકાશિત માર્ગને અસેવ્ય માની તે ક્રમને નિસર્ગના નિયમથી વિરુદ્ધ કિંવા અસ્વાભાવિક ગણે છે. અધોપ્રકૃતિ અને ઉચ્ચ પ્રકૃતિના યુદ્ધકાલનો આ તમારો સમય તમારે અત્યંત સાવધાનીથી પસાર કરવાનો છે; કારણ કે અનેક વીર પુરૂષોની ઉચ્ચ પ્રકૃતિ પણ સત્‌સમાગમનો યોગ હોવા છતાંયે આ યુદ્ધમાં **અસાવધાની** અને **અનુપયોગથી** પરાજયને પામી છે. કોશા! ભ્રાન્તિનો ઉપશમ થયા પછી કાંઇક કાળે જે તેનો પ્રથમોદય થાય છે, તે અત્યન્ત બલવાન્ હોય છે. તેની નિવૃત્તિ કરવા જો આત્મા અસમર્થ નીવડે તો પુનઃ તે પ્રકૃતિદેવીના ટલ્લે ચઢે છે અને પુનઃ નિર્ભ્રાન્ત સ્થિતિમાં આવતાં અનંત કાળ વીતી જાય છે. ઉદય સ્વરૂપને પામેલા પરિણામમાં રંજનપણું ન રાખતાં તેને ધૈર્યપૂર્વક વિતાવવા ભણી જ લક્ષ રાખશો તો અલ્પ કાળમાં તે ઉદય નિવૃત્ત થઈ જશે. ઉદય પામેલા પરિણામને ભાવસ્વરૂપપણે ન પરિણમાવતાં ઉદયાવસ્થામાં જ સાક્ષીભાવે વેદી લેવા તે ઉદિત પ્રકૃતિપર વિજય મેળવવાનું ગુપ્ત રહસ્ય છે, ઉદય ભાવને પામેલી પ્રકૃતિમાં રંજન ભાવનું સેવન તે મૃત એવા વિકાર દેહમાં અમૃત સીંચી તેને સજીવન કરવા તુલ્ય છે. કોશા! હું તમને જે વસ્તુરહસ્ય ઘણા કાલથી સમજાવવા

પ્રયત્ન કરતો હતો, છતાં જે તમારી બુદ્ધિમાં પ્રવેશી શકતું નહોતું તે રહસ્ય આ કાળે તમને, શાન્તિથી વિચારતાં, મૂર્તિમાન થવા યોગ્ય છે. આ સ્થળ, આ કાળ, આ યોગ, અને આ સવિકાર સ્થિતિનો અનુભવ તમને એક અદ્‌ભુત મર્મજ્ઞાન આપવા માટે જ આવ્યો છે, એમ જાણી તે પ્રસંગમાંથી શ્રેયભૂત વસ્તુને ગ્રહી લેશો તો ઘણા કષ્ટવડે પ્રાપ્ત થવા યોગ્ય જ્ઞાન તમને અલ્પ કાળમાં અનાયાસે થશે. વિકારના પ્રબળ દળને કેમ હઠાવવું તેની યુક્તિનું શોધન વિકારના ઉદયકાળે જ થવા યોગ્ય છે.

કોશાઃ—પ્રભો! મને એમ ભાસે છે કે, જે પ્રકૃતિનો ઉદય તેને અનુરૂપ વસ્તુનો ભોગ આપવાથી તે પ્રકૃતિ શાંત થવા યોગ્ય છે. પૂર્વે ઘણીવાર મેં અનુભવ્યું છે કે રસેન્દ્રિયને અનુકૂળ ભોજનની ઇચ્છા પ્રગટ થયે તેને ઉપશમાવવાનો પ્રયત્ન કરતાં તે અધિકાધિક પ્રજ્વલિત થાય છે અને જ્યાં સુધી તે ઇન્દ્રિયને અનુરૂપ સામગ્રી પૂરી પાડવામાં ન આવે ત્યાં સુધી તેના ઉદયનો અગ્નિ ઓલવાતો નથી. અત્યારની મારી સવિકાર સ્થિતિ મારા મુખેથી આ શબ્દો બોલાવતી હોય અથવા વસ્તુતઃ તે ઉપાય સત્ય હોય, તે તો આપ જાણો; પરંતુ મને તો આ યુક્તિ અધિક સરલ અને સ્પષ્ટ જણાય છે કે પૂર્વના સંસ્કારની નિવૃત્તિ મેં કહેલા ઉપાય સિવાય થવી મને તો અશક્ય ભાસે છે. આપની સાથેના પૂર્વકાળનાં વિલાસી ચિત્રો આજે પુનઃ મારા સ્મૃતિપ્રદેશમાં મૂર્તિમંત થયા છે અને તેને અનુરૂપ સામગ્રી ઉપજાવી કાઢવાની ઇચ્છાએ જ આજે મારી આપે કહી તેવી સ્થિતિ કરી મૂકી છે. મારી દૃષ્ટિમાં આ કાળે પૂર્વની સ્થિતિ સૌભાગ્યચિન્હયુક્ત અને આ સાંપ્રત સ્થિતિ વૈધવ્ય સદૃશ જણાય છે. પ્રભો! મારી ઉદયમાન સ્થિતિને અનુરૂપ સામગ્રી ઉપજાવી આપવાની મારી યાચના કબુલ નહિ રાખો?

સ્થૂલભદ્રઃ—મહાત્માઓની વિભૂતિ પરોપકાર અર્થે જ હોય છે. તમારી પ્રકૃતિનો ઉદય તમે જણાવ્યો તે ઉપાયવડે નિવૃત્ત થવા યોગ્ય હોત તો હું ગમે તે ભોગે પણ તેમાં પ્રેરાત; પરંતુ તે ઉપાય સત્ય હોવાની ભ્રાન્તિ, તમારી સવિકાર સ્થિતિવડે જ થયેલી હોવાથી, અને અનુરૂપ સામગ્રીના યોગે ઉદયમાન પ્રકૃતિની નિવૃત્તિ શાસ્ત્ર પ્રમાણથી બાધિત તેમજ પ્રજ્ઞાચક્ષુએ વિચારતાં અસંભવિત હોવાથી, તમારી યાચના હું સ્વીકારી શકતો નથી. પ્રકૃતિના ઉદયરંગથી રંગાયેલ મનોયોગ કૃત્રિમ ઉપાયમાં પણ 'યથાર્થતાનું' ભાન ઉત્પન્ન કરાવી પોતાને અનુકૂળ સામગ્રી ઉપજાવી કાઢવા માટે અનેક યુક્તિ–પ્રયુક્તિથી બુદ્ધિ પાસે પણ તેની વાસ્તવિકતા કબુલ કરાવે છે અને વિકારવડે પ્રમત્ત થયેલી બુદ્ધિદેવી પણ તેવી દલીલથી એકતરફી વલણ પકડી ઘણીવાર ઉદયને અનુરૂપ યોજના, પ્રમાણાભાસ સહિત પ્રકટાવી આપે છે. બુદ્ધિ તરફથી પ્રમાણનો ટેકો મળતાં મન-વચન-કાયાનો યોગ સ્વચ્છંદપણે વહેવા લાગે છે. કોશા! આજે તમારી સ્થિતિ પણ કાંઇક આવા જ પ્રકારની છે. તમારી સવિકારી દશાએ તમારી ઉદયમાન પ્રકૃતિને અનુરૂપ સામગ્રી ઉપજાવી કાઢવા માટે અને તેવી સામગ્રીના યોગથી તે પ્રકૃતિનું બળ નિવૃત્ત થવા યોગ્ય છે, એવો આભાસ કરાવી તમને યોગભ્રષ્ટ સ્થિતિમાં મૂકેલ છે. કોશા! ધૈર્યપૂર્વક શાન્તિથી ઉદયને અરક્તપણે વેદી લઇ નિવૃત્તો, અને તમારી અત્યારની બુદ્ધિ-વૃત્તિ સવિકારી ગણી તેના તરફથી પ્રેરાતા ઉપાયો પણ અયથાર્થ છે એમ શ્રદ્ધો.

કોશાઃ—આજે આપનો ઉપદેશ મારા અંતઃકરણથી છેટો છેટો રહે છે અને પૂર્વના ભોગવિલાસમાં જ સુખબુદ્ધિ ઉપજે છે,

મારા ઉપરની આપની નિર્હેતુક કૃપાને બાદ કરૂં તો મને એમ જ જણાય છે કે મને આપ ભમાવો છો અને સૃષ્ટિ ઉપરના સ્વાભાવિક સુખનો મને જાણી જોઇને વિયોગ કરાવો છો; તેમ છતાં પણ આપનો કથેલો ઉપાય સત્ય જ હોય અને સુખની ઇચ્છાને પરિતૃપ્ત કરવાનો મારી બુદ્ધિએ પ્રેરેલ ઉપાય અસત્ય હોય તો પણ આપણા પૂર્વ સંબંધને સ્મૃતિમાં લાવી મારી ઇચ્છાને એક વખત અમલમાં લાવો.

સ્થૂલભદ્રઃ--કોશા! એક વખત પોષાયેલી ઇચ્છા બીજી વખતે બમણા બળથી ઉદયમાં આવ્યા વિના રહેતી નથી. એક વખત અનુરૂપ સામગ્રીથી સિંચાયેલો સંસ્કાર પુનઃ પ્રબલપણે પ્રકટ થઇ વ્યાકુલતા ઉપજાવ્યા સિવાય રહેતો નથી, એ મારા કથનમાં પ્રતીતિ રાખી ઉદયના બળને શાન્તિથી વેદી લ્યો. જ્ઞાનના તારતમ્ય કરતાં ઉદયનું બળ અધિક પ્રમાણમાં થતાં જે વિકારો સ્વાભાવિક રીતે થવા જોઇએ તે અત્યારે તમારામાં ઉપસ્થિત છે. જગતના અનેક જીવો આ સ્થિતિના ઉદયને વેદી ન શકવાથી જ હેરાન થાય છે. એક વખત આ ઉપસ્થિત થયેલા વિકારને સાક્ષીભાવથી અરક્તપણે વેદી લેશો તો પુનઃ તેનું બળ ક્ષીણ થઇ જશે. આ પ્રસંગે સહેજ પણ શિથિલતા ભજવાથી વિવેકની પ્રાપ્તિ ઘણા કાળ સુધી અપ્રાપ્ય રહેશે. તમારા એકલાના જ જીવનમાં આવો પ્રસંગ આવ્યો છે, એમ માનશો નહિ. જે જે આત્માઓ સિદ્ધિને વરેલા છે, તે સર્વના સંસાર જીવનમાં પ્રાયઃ આવા પ્રસંગો આવ્યા હતા; અને તે તે સમયે તેમણે ઉદયના બળ કરતાં આત્મબળનું તારતમ્ય અધિક રાખવાથી જ વિજયને મેળવ્યો હતો. શિથિલતા અને અનુપયોગ થતાં કરેલી કમાણી ધૂળમાં મળી જાય છે. આપ્ત કથનનો આ ભાવ, કોશા! કોઈ કાળે વિસ્મૃત કરવા યોગ્ય નથી.

કોશાઃ--પ્રભો! આપ ભૂલો છો; ઉદયમાં આવી ફલાભિમુખ થયેલી પ્રકૃતિ કાંઈ પણ પરિણામને ઉપજાવ્યા વિના વિફલ થાય એ બને જ કેમ? ભોગનો ઉદય થતાં, ભોગ સંમુખ કર્યા સિવાય તે પ્રકૃતિ વિલય થાય તો તેના ઉદયનું સાફલ્ય શું?

સ્થૂલભદ્રઃ--તમારૂં કથન સત્ય છે, પરંતુ ઉદય આવેલ પ્રકૃતિને ભોગવવાના રસ્તા જ્ઞાની અને અજ્ઞાનીના જુદા જુદા હોય છે. અજ્ઞાની પુરૂષ ભોગનો ઉદય થતાં ભોગને અનુરૂપ સામગ્રીમાં રંગાઈ ભોગના સંસ્કારને પોષણ આપે છે, અને તે સંસ્કારને પુનઃ ઉદયમાં આવવાનું આમંત્રણ આપે છે. જ્ઞાની તે પ્રકૃતિના ઉદયને પ્રકાર ફેરથી ભોગવે છે, અને ઉદય સંમુખ થયેલી પ્રકૃતિને અનુરૂપ સામગ્રી ન આપતાં તેમાં અરક્ત રહી તેની શક્તિને આત્મબળના તારતમ્યથી ક્ષીણ કરી પુનઃ ઉદયમાં ન આવે તેવી કરી મૂકે છે. જ્ઞાની અને અજ્ઞાની ઉભયને તે તે કર્મપ્રકૃતિ એકસરખા બળથી ઉદયમાં આવે છે; પરંતુ અજ્ઞાની જન તેના ઉદય સમયે તેમાં રંગાઇ જઈ તે સંસ્કારને ભોગસામગ્રીથી પરિપોષે છે, જ્યારે જ્ઞાની જીવ તે ઉદયને સાક્ષી ભાવે ક્ષણવારમાં વેદી લઈ તેને નિઃસત્વ કરી નાખે છે. ઉભયના વેદનમાં માત્ર પ્રકારફેર છે. હું તમને ઉપદેશ આપું છું તેનો આશય પરિણામને આપ્યા પહેલાં ઉદયબળ વિલય થઈ જવા યોગ્ય છે તેવો નથી, કિન્તુ તે ઉદય આત્મબળથી જ અરક્તપણે વેદી લેવો એ છે. કોશા! તમને ઉદયભૂત થયેલી કર્મપ્રકૃતિ પણ જ્ઞાનીઓ જે પ્રકારે તે વેદે છે તે રસ્તે વેદવી એવી મારી ઉપદેશના છે.

કોશાઃ--પરંતુ ઉદયસંમુખ થયેલી પ્રકૃતિ પોતાનું ફળ આપ્યા વિના રહે જ કેમ, તે હજી મને બુદ્ધિમાં ઉતરતું નથી.

**સ્થૂલભદ્રઃ**--ઉદયસંમુખ થયેલ પ્રકૃતિનો અને આત્માનો સંબંધ તો નિમિત્ત-નૈમિત્તિક જ છે. ઉદયમાન કર્મ કાંઈ આપણને બળાત્કારે ભોગ્ય વસ્તુમાં અથવા અન્ય વિકારવિશેષ રૂપ કાર્યમાં જોડતું નથી; તે તો માત્ર તે તે પ્રકારે વિકારભૂત થવામાં માત્ર નિમિત્ત રૂપ જ છે. નિમિત્ત ફક્ત સરલતા કરી આપે છે, પણ **જોડાવું અથવા ન જોડાવું તે તો આત્માની સ્વતંત્ર વાત છે.** જો તેટલી સ્વતંત્રતા ન હોય તો આત્માને મોક્ષમાં જવાનો અવકાશ સંભવતો જ નથી.

**કોશાઃ**--ચંદ્ર ઉદય થતાં જેમ સમુદ્રને ઉછળતું જોઈએ, તેમ કર્મ પ્રકૃતિનો ઉદય થતાં આત્માને તે પ્રકૃતિને અનુરૂપ ભોગ્ય વસ્તુમાં જોડાવું જ જોઈએ, એમ હું માનું છું.

**સ્થૂલભદ્રઃ**—તે ઉદાહરણમાં પ્રસ્તુત વિષયને કશું સાદૃશ્ય નથી. જડ સૃષ્ટિના ઉદાહરણને ચૈતન્ય સૃષ્ટિના પ્રદેશમાં ઘટાવવું ઉપયુક્ત પણ નથી. ચક્રવાક અને ચક્રવાકીનો સંયોગ થવામાં જેમ સૂર્ય નિમિત્ત છે, પરંતુ સૂર્ય કાંઇ તેમને બળાત્કારે તેમાં જોડતો નથી, તેમ ઉદયમાન કર્મ પણ તેને અનુરૂપ ભોગ્ય વસ્તુમાં બળાત્કારથી જોડતા નથી; પરંતુ તે તે વસ્તુમાં જોડાવા માટે સરળતા તથા યોગ કરી આપે છે. જો તે બળાત્કારથી, આત્માની અનિચ્છા છતાં જોડવા શક્તિમાન હોત તો આ પહેલાં ક્યારનીયે તેમણે તમારી ઇચ્છાને અમલમાં મૂકી દીધી હોત; પરંતુ કર્મની શક્તિમાં બલાત્કારથી કોઇની સાથે જોડવાનું સામર્થ્ય નથી. નિર્બલ જીવો જ તે નિમિત્તમાં સામર્થ્યનો આરોપ કરી તેના ઉદયના પૂરમાં તણાય છે. આત્માની અનંત શક્તિ ઉપર કોઇ વસ્તુનું આપણે ધારીએ છીએ તેવું સામર્થ્ય છે જ નહિ. ષડ્રસ ભોજન કાંઇ જીવ્હા ઉપર બલાત્કાર કરી તેમાં પરાણે પ્રવેશ

કરતાં નથી. શ્રુતિમનોહર રાગો કાંઈ બલાત્કારથી આપણા કાનમાં પ્રવેશી લુબ્ધ કરતા નથી. તે જ પ્રમાણે ઇન્દ્રિયના સર્વ વિષયો વિચારના ઉદયકાળે આત્માની અનિચ્છા છતાં બલાત્કારથી તેને ભોગમાં જોડતા નથી.

કોશાઃ—પ્રભો ! આપના કથનમાં મને હવે શ્રદ્ધા પ્રકટે છે. વિકારના આ ઉદયકાળે હું શું કરૂં તો તે સહેજે નિવૃત્ત થાય તે સ્પષ્ટ રીતે કહો.

**સ્થૂલભદ્રઃ**—ભેદ જ્ઞાનના તારતમ્ય પ્રમાણે ઉદયકર્મ આત્મા ઉપર બળ કરી શકે છે. ઉદયમાન કર્મ કરતાં ઉપયોગબળ, ભેદ-જ્ઞાન અને વિવેકબુદ્ધિનો ઉદય વિશેષ જાગૃત કરવાથી, કર્મના ઉદય બળનો પરાભવ થવા યોગ્ય છે. સ્થૂલ ભોગમાં વિલાસની ઇચ્છાનો ઉદય, તેમાં આત્મા તરફથી રસનું સિંચન થાય નહિ ત્યાં સુધી, કદી પણ બલવાન્ થઇ શકતો નથી; અને તે રસનું સિંચન કરવું યા ન કરવું તે આત્માની સ્વતંત્રતાની વાત છે. **ઉદયમાં ન જોડાવું, તેમાં રસવૃત્તિ ન જ કરવી, તેને જ્ઞાન વડે પરિક્ષીણ કરી નાંખવી, એ જ કર્મના ઉદયજન્ય વિકારનો પરાજય કરવાનો ઉપાય છે.** સામાન્ય જીવોમાં અને મહાત્માઓમાં માત્ર આટલો ફેર છે. જ્ઞાનીઓનું ઉપયોગસામર્થ્ય અજય્ય હોય છે, અને ઉદયનું બળ તેમના પર ફાવી શકતું નથી. એક વખત ઉદયબળનો પરાભવ થયે પુનઃ તે તેટલા બળથી હુમલો કરી શકતું નથી. સામાન્ય જીવો મહાત્માના પદને ઈચ્છવા છતાં, તે પદની પ્રાપ્તિ માટે આવશ્યક ઉપયોગબળ તેઓ પ્રકટાવી શકતા નથી, અને તેટલા જ માટે તેઓ તેમની હાલની સ્થિતિથી એક પગલું પણ આગળ વધી શકતા નથી. તેઓને સહજ પણ નિમિત્તનો ઉદય થતાં તુરત જ તેમાં રંગાઇ

જાઇ પોતાના ઉપર કર્મબળનું પ્રાધાન્ય સ્વીકારે છે. હસવાનું નિમિત્ત પ્રાપ્ત થતાં હસે છે, રડવાનું નિમિત્ત પ્રાપ્ત થતાં રડે છે, વેદોદય થતાં તે કર્મમાં પ્રવૃત્ત થાય છે અને જુગુપ્સિત પદાર્થનું દર્શન થતાં ગ્લાનિવશ થાય છે; ટુંકામાં જેવુંજેવું નિમિત્ત મળે તેવાતેવા કાર્યમાં તુરત જ પ્રવૃત્તિ કરે છે. પરન્તુ જ્ઞાની જીવો નિમિત્તથી તદ્દન સ્વતંત્ર રહે છે. નિમિત્તની સત્તાને સ્વીકારતા નથી. તેઓ જાણે છે કે જડ કરતાં ચૈતન્યની સત્તા અનંતગુણી અધિક બલવાન્ છે. કોશા ! તમારા હાલના વિકાર-ઉદયને તટસ્થપણે સાક્ષીભાવે જોયા કરો અને તેમાં રંગાયા વિના થોડો કાળ ધૈર્યપૂર્વક વિતાવો.

કોશાઃ--પ્રભો ! આપના આ ઉપદેશથી મારા અંતરમાં એક અદ્દ્ભુત રહસ્યનો ઉદય થયો છે, અને તે સાથે સદ્દગુરુના સાંમિપ્ય-નો મહિમા પણ આજે મને અનુભવગોચર થયો છે. આપ મૂર્તિ-માન ઉપદેશ છો-ચારિત્ર્ય છો-પ્રભુત્વ છો. મારા આપને અનંત વંદન છે. કર્મની સત્તા ઉપર વિજય મેળવવાના રહસ્યનું આજે મને સ્હેજે પ્રદાન કરવાના બદલામાં હું-રંક કાંઇ પણ આપવા અસમર્થ છું. પ્રભો ! તેમ છતાં મારા હર્ષના સમુદ્રમાંથી નેત્રદ્વારા સરી આવતી આ મોતીની માળા સ્વીકારો.

'સુશીલ.'



( ૨૫ )

# પ્રતાપ અને ભામાશા.

## [ स्वदेशभक्ति. ]

[ પ્રતાપી પ્રતાપરાજનાં મૂઠીભર માણસોએ સમરાંગણમાં જવા સાથે તેનાં શસ્ત્ર તથા નાણાંનાં સાધન પણ ખૂટી ગયાં હતાં, સૂર્ય સરખાં નૂરે તપતા પ્રતાપના તાજને તારાજ થવાની ઘડીઓ ગણાતી હતી. રૈયતની ખાતર, પોતાની એ ભૂમિની ખાતર, પોતાના પવિત્ર ક્ષાત્રધર્મની ખાતર અને મહાન્ પોતાના ધર્મ-મય અટલ ટેકની ખાતર, સાપ જેમ તેની કાંચળીને ત્યજી દે તેમ સઘળા રાજવિલાસો અને મહાલયો ત્યજી મહારાજ પ્રતાપસિંહ શહેનશાહને " નમ્યું નહિ આપવાના " મનોરાજ્યમાં સ્વતંત્ર આત્મા સાથે વિહરતા, અત્યારે, જાણે કોઇ વનરાજ તેના વન-સામ્રાજ્યમાં ઘૂમતો હોય તેમ ગિરિ ગૂહાઓમાં પરિવાર ,સાથે વિજેતાની ભાવનાએ ઘુમી રહ્યા હતા. દરમિયાન જ્યારે મહારાજની આંખ ઘણે દહાડે કંઇક ઢળી હતી તેવે સમયે કોઈ ભિક્ષુ વેશધારી એક વ્યક્તિ ત્યાં આવી ચડે છે ત્યાંથી પ્રસ્તુત સંવાદની શરૂઆત. ]

---

**ભિક્ષુ**—મહારાજ લગીર જંપ્યા છે ! પ્રભુ જાણે કેટલાએ સમયના અંતર પછી આજ તેમની આંખો મિંચાઈ હશે ! ઉંઘવા જ દઉં. જગાડીને શા વાસ્તે મોંઘી થઈ પડેલી શાંતિમાં વિક્ષેપ પાડવો ? વાહ ! જાણે હવે પોતે વિજયી જ થઈ ચૂક્યા હોય તેવાં ચિહ્નને દયાળુ પિતાએ આટલો આરામ અપાવ્યો ન હોય !

(સ્વપ્નવશ પ્રતાપસિંહના શબ્દો સાંભળીને ) તાજ્જુબ ! ઉછળતા મહેરામણનાં મોજાં પેઠે ઉછાળા મારી રહેલું મહારાજનું રણરસિયું ગરમ શોણિત, શાન્ત નથી ! બીડાયલા કમળ સરખા નયનમાં નિદ્રા હશે, આત્મભ્રમર ઉંઘતો નથી ! જાગૃત-નિદ્રામાં યે ધડકતા હૃદયે તેઓ સ્વપ્નવશ હોઈ શું બોલતા સાંભળું છું ! " પ્રજા, ધર્મ, માતૃભૂમિ "!! ઝાડયમાં સુતેલા સિંહ સરખા રાજ મહારાજ ખડબચડી વન-ઝૂંપડીમાં, ઉશીકે અસિ મૂકી ઉંઘ લેતા દેખી હૈયું ભરાઈ આવે છે. પ્રતિપળે અવનવી મધુર મધુરતા દેતું કોઈ વનફૂલ, ગંભીર અનિલ લહરીઓદ્વારા ફોરતું હોય તેમ મહારાજના નિદ્રિતાવસ્થાના શ્વાસોચ્છ્વાસ કોઈ દૈવી પરાગ પમરાવી રહ્યા છે ! અને આ શું ! આંખમાંથી ઉભરાતાં મારાં ઉન્હાં આંસુ, મહારાજને વારી જાય છે કે મહારાજને ટાઢક આપવા એમના ચરણપર નિગળે છે ?

( ભિક્ષુના અશ્રુબિન્દુ પ્રતાપરાજના ચરણપર પડવાથી તેઓ તદ્દન જાગી જાય છે. )

**પ્રતાપઃ**—પાણીનાં ઉન્હાં ફોરાં ક્યાંથી પડયાં એ ! ( ચરણે હાથ ધરી ) ગરમ રુધિરથી તો ગરમ નહિ થયાં હોય ! કે દૈવ રુઠવાની સાથે ઘનરાજની પણ અવકૃપા થઈ, કે તે પણ શીતળ જળને સ્થાને ઉષ્ણતા વરસાવે છે ! ( ઉંડો એક શ્વાસ લઈ વિચારમાં પડે છે. ભિક્ષુ તેમની નિકટ જાય છે. અને કરસંપુટે મહારાજને નમન નમે છે. )

**ભિક્ષુઃ**—નિરાંતની સ્વલ્પ ઘડીમાં ભંગાણ પાડનાર મહારાજનો ગુન્હેગાર સમીપ ઉભો છે. સેવકનાં જ હતાં એ આંસુનાં ફોરાં. મહારાજની નિદ્રામાં એણે જ વિક્ષેપ પાડયો છે. ક્ષમા; ઉદયપૂરરાજ !

પ્રતાપઃ—વનનાં વેરાગીઓને ક્ષમાની લેવડ દેવડના સંસાર-વ્યવહાર છાજતા નથી; કોઈ યોગીજન જેવા લાગો છો. ઘોરતાને જગાડયો એ તો ઉપકાર થયો. વારૂ, મેવાડની ફત્તેહની કંઈ ગૂટિકા આપની કનેથી મળી શકશે ?

ભિક્ષુઃ—મેવાડની ફત્તેહ ? મહારાજનું અસ્તિત્વ જ તેની ફત્તેહરૂપ નથી શું ? તરવારની ધાર સરખું માથે શત્રુદળ ઝઝૂમવા છતાં, વિજયથી પોતેજ નીવડવાની શ્રદ્ધામય આત્મશાંતિ વડે, મહા-રાજને આજ લગીર જંપેલા જોઈ મને અપૂર્વ આનંદ થઈ આવ્યો હતો, ને તેનાંજ એ આંસુ હતાં. કેટલી એ ચપળ, જાગૃત નિદ્રા ! એવી નિદ્રાને 'ઘોરવા' સરખા શબ્દો શોભે નહિ, મહારાજ !

પ્રતાપઃ—નિદ્રાને અધીન થનાર નહિ પણ તેને અધીન કરનાર રણવીર શૂરા સામંતોમાંના એક મને, ઇંદ્રિયજીત જોઈ તમે મારી સ્તુતિ કરો છો તેથી મને આશ્ચર્ય થાય છે. અમારી કોટિના લગભગ સઘળા સરદારો ધારે ત્યારે ઉંઘી જાય અને જાગે, એ તો તેમની વીરતાના ભૂષણરૂપ કાયમની પ્રકૃતિજ હોય છે અને તેથી તેની પ્રશંસા થાય તો એ વધારે પડતી વાત કહેવાય. આ ગૂહામાં આપનાં પગલાં આજ ક્યાંથી ને શાથી વળ્યાં છે વારૂ ?

ભિક્ષુઃ—ભીક્ષુ ભિક્ષાર્થે આવ્યો છે; ભિક્ષા અન્નની નહિ પણ અંતરની. ઇષ્ટદેવની પ્રેરણાથી ને મેવાડની માટીમાં લોટતો ભિક્ષુ તે માટે અહીં આવ્યો છે.

પ્રતાપઃ—જાણે તમને દીઠા ન હોય ! એવી તમારી જુબાન છે. બોલવાની એવી તમારી પદ્ધતિ છે. અંતરની ભિક્ષા, શક્ય ને યોગ્ય તેટલી મળશે જ. કહો, શું પૂછવાનું છે, કદાચ યુદ્ધની જ વાત હશે, અથવા જે હશે તે, હું બધું સાંભળીશ.

ભિક્ષુઃ—( સ્વગત ) મેવાડના ભિક્ષુઓ પણ વિગ્રહ વિષયમાં રસ ધરાવે છે, એટલી બધી મહારાજને શ્રદ્ધા ! સ્વભોમ સંરક્ષણની શી તન્મયતા ! ( પ્રત્યક્ષ ) પ્રભો, દેશોદ્ધારની આપની તન્મયતાની વચમાં આવતાં અન્તરના ધબકારા વધે છે, પણ બીજી રીતે હૃદયની લાગણી આપને ચરણે પોતાની શંકા ધરવાનો મોહ જીતી શકતી નથી. મેવાડના ઉદ્ધારનો હવે એક પણ ઇલાજ રહેલો મહારાજ જોઇ શકે છે ?

પ્રતાપઃ—સાચા સાધુના જ આ ઉદ્ગાર હોય નહિ ! કે કાળ જ પલટાયો ! નફો–તોટો ગણતા વાણિયાશાહી તરંગો સાધુને મુખે ? સ્થિતિ અસહ્ય લાગે છે.

ભિક્ષુઃ—વરસાદની ઝડીઓ પેઠે સૂંસરાં તીરને આવતાં ઝીલતા પ્રજાશિરોમણિ, તરંગો અસહ્ય લાગે તો પણ થોડો વખત નહિ સહી શકો વારૂ ? પરિણામે મારા તરંગો આપને અપમાનજનક લાગે, તો તેની સજા ખમવા આ પામર જીવ તૈયાર રહેશે; એટલી સરતે પણ મને થોડી ક્ષણો નહિ સાંભળો ? મહારાજ !

પ્રતાપઃ—શા માટે નહિ ? પણ કેવળ મેવાડની પરિસ્થિતિ જ સાંભળવાથી વિશેષ લાભ નથી જણાતો. મેવાડના ઉદ્ધારનો માર્ગ પણ, સાથે સાથે લેતા આવ્યા છો ?

ભિક્ષુઃ—જી; જો તે ઘટિત લાગે તો—

પ્રતાપઃ—ઘટિત હશે તો જરૂર ગળે ઉતરશે. હું તો એવા કોઇ મુત્સદીની શોધમાંજ છું ને ? બોલો, શો રસ્તો છે ?

ભિક્ષુઃ—જુલ્મી 'શાહ'ના થતા ઉપરાછાપરી હુમલાઓથી બચવા વાસ્તે ભિક્ષુને એકજ રસ્તો સુઝે છે અને તે યુદ્ધનીતિને અનુસરી સમયસૂચકતા વાપરવાનો.

પ્રતાપઃ—સમયસૂચકતા? જે યોગ્ય હતી, તે તો મેં વાપરી જ છે. અઘોર આવા પહાડી પ્રદેશમાં વસી વિજય કેમ મેળવાય, તેના વ્યૂહનો વિચાર કરી રહ્યો છું; તમે 'શાહ'ને સ્વાધીન થવાની સમય-સૂચકતા તો નથી કહેતાને?

ભિક્ષુઃ—મહારાજ, મારો માર્ગ તો કાંઈક એવોજ અર્થ સૂચક છે. હાથ હેઠા પડયે શત્રુને એકવાર નામનું નમ્યું આપી, પાછું એકત્રિત બળ કરી પ્રતિપક્ષનો પરાજય કરવો એ ડહાપણનો રસ્તો નથી શું?

પ્રતાપઃ—ડહાપણનો હશે કદાચ; પણ સત્યનો તો હરગીજ નહિ. કૌરવ દળ ભારે હતું, પાંડવ પક્ષ મુઠ્ઠીભર હતો; છતાં તેણે સત્યનો જ રસ્તો સ્વીકાર્યો હતો–સમજાશે છો તેનો ડહાપણનો નહિ; અને ઇતિહાસમાંથી વંચાય છે કે શ્રી કૃષ્ણ સત્યનાજ સાથી થયા હતા. અનેક અંગોના બહોળા સમૂહવાળું અસત્યનું પાર્થિક-બળ, સત્યના સુક્ષ્મ લાગતા આત્મિક જોમ આગળ, પરિણામે નમ્યું આપે છે, એવો બોધ કૌરવ–પાંડવના વિગ્રહમાંથી નથી પઢાતો? મેવાડના રણાસણા સરદારો સ્વલ્પ સંખ્યામાં હશે, છતાં તે મરણીઆ છે–કેસરીઆં કરનારા છે, એ તમે વિસ્મૃત થતા લાગો છો; અને મોગલ સૈન્ય! (પ્રતાપ હસે છે) મોગલ સૈન્યને રણમોરચેથી છેટે રહીને લગાર નિહાળો, એટલે તેમના બળનો ખ્યાલ તમને આવશે. કોઇ પ્રચંડ જળધોધ અસ્ખલિત પ્રવાહે વહેતો હોય, તેવી અપ્રતિમ શક્તિ, મુઠ્ઠીભર મેવાડ સેનાનીઓમાં ક્યાંથી ઉતરે છે? તેમને ભૂમિ પ્રત્યે પ્રેમ છેઃ એ પ્રેમ તેમને શક્તિ બક્ષે છે. મોગલસૈન્ય અર્થલોભી છે. તેમનામાં યાહોમ તૂટી પડવાની તાકાત ક્યાંથી હોય? મારવું કે મરવું એ નિર્ણય ભૂમિભક્તોમાં હોય. મારા સરદારો એ કોટિના છે.

ભિક્ષુઃ—સાધન ખૂટયે આધીનતા સ્વીકારવી, થોડા વખતને માટે સ્વીકારવી, પાછા સાધનસંપન્ન થવાની મહત્ત્વાકાંક્ષાથી સ્વીકારવી, એમાં લાંચ્છન ખરૂં ? મહારાજ, મેવાડની વધતી જતી પાયમાલીનો વિચાર કરો; એ કરુણ દૃશ્ય ખુલ્લી આંખે નિહાળો; પછી જરૂર આપને ડહાપણનો રસ્તો વાજબી લાગશે.

પ્રતાપઃ—બધું વિચારૂં છું. પ્રતાપને હૃદયહીન માનો છો ? બુદ્ધિનો બુટ્ટો—

ભિક્ષુઃ—એવું કહું તો મારી જીભ કપાઇ જાય, મહારાજ !

પ્રતાપઃ—ત્યારે મેવાડની પાયમાલી વાસ્તેજ પ્રતાપનો ટેક છે, એમ તમે કહો છો ?

ભિક્ષુઃ—નહિ જ.

પ્રતાપઃ—મેવાડના કરુણ દૃશ્ય સાથે મેવાડપતિના આ પહાડી જીવનનું દૃશ્ય જરા સરખાવશો? તે કોને ખાતર, વિચારશો ?

ભિક્ષુઃ—મહારાજ !

પ્રતાપઃ--પ્રતાપ ક્ષણ ભરનું યે કલંકિત જીવન જીવે એમ તમે ઇચ્છો છો ?

ભિક્ષુઃ--ઇચ્છતો નથી; તરંગી બન્યો છું, એવો આભાસ થાય છે; પણ તરંગ સાવ વજૂદહીન હોય એમ હજુયે નથી લાગતું.

પ્રતાપઃ--એમજ મને મારો નિર્ણય ફેરવવાનું એક પણ કારણ નથી લાગતું. પ્રતાપને શ્રદ્ધા છે કે ક્ષાત્રત્વનો એક તણખો પણ જીવનમાં હશે, ત્યાં સુધી શુદ્ધ ક્ષાત્રપુત્રો અસિની ધારાપર જીવશે. માનસિંહ છે, તે હું નથી. તેણે યવનનું અન્ન ખાધું ને તે તેવો થયો. કુલ ને કર્ત્તવ્યભ્રષ્ટ થઇ વિલાસ ભોગવવા કરતાં ફરજ બજાવતાં પવિત્રપણે આત્માને પરમાત્મા સાથે તદાકાર બનાવી દેવો પ્રતાપને વધારે વહાલો છે. ' અધીન ' શબ્દ મરણ કરતાં પણ, ખરા ક્ષત્રી-

પુત્રોને આકરો લાગશે. દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી પ્રતાપ તેના ટેકથી વંચિત નહિ થાય. પ્રાણ અને ટેક એક સાથે જ ટકી રહેશે.

ભિક્ષુ:—ટેકના સંરક્ષણમાં સેંકડો જીવોનો ભોગ આપવો પડતો હોય તો પણ તેને ન છોડવો ? મહારાજ, કશુંજ સમજી શકાતું નથી.

પ્રતાપ:—સ્વાભાવિક છે; કેમ કે તમારી દિશા જ ભિન્ન છે. સિદ્ધાન્તની કિંમત, ટેકની કિંમત જેને હોય, તે ભોગના આવા હિસાબ ન કરે. ભલા માણસ લાગો છો. દર્દ અને દુશ્મનને ઉગતાં જ છેદવાં. એના છેદન માટેનો ટેક, તે નિર્દય ટેક છે વારૂ ? ટેક સ્વહિતાર્થે તો નથીજ ને ? તમે મેવાડની દયા ખાઓ છો ! શત્રુનું શરણ સ્વીકારવામાંજ મેવાડ ઉર્જ્વલ જીવન જીવશે ? એની દયા તો નિર્દયતાની ગરજ સારનારી નિવડે છે એ તમે ભૂલી જાઓ છો. × × × તમે રડો છો ! વાતચીતના પ્રારમ્ભે ઉન્હાં આંસુ ટપક્યાં હતાં ને હવે વાતને અંતેય પણ ? તમને માઠું તો નથી લાગ્યું ને ?

ભિક્ષુ:—મહારાજનાં વેણ માઠું લગાડનારાં નથી; હું કેટલો નિર્બળ છું, તેની પ્રતીતિ કરી આપનારાં છે. કહેવાનું ચાલુ રાખો, પ્રભો !

પ્રતાપ:—હું એમ કહેવા જતો હતો કે હવે આવી દશામાં શરણ સ્વીકારી પાછો ફરૂં, તો મરનાર સૈનિકોને પણ અન્યાય આપનારો ઠરૂં.

ભિક્ષુ:—ખરૂં, મહારાજ !

પ્રતાપ:—ત્યારે મારી શી ફરજ છે ? જેના જીવ્યાથી ઘણાં જીવન જ્વલંત દશાએ જીવે; મારે તેવું જીવન જીવવું કે જીવનભોગ આપવો. આત્મભોગ ઉર્જ્વલ કીર્તિ પાથરશે, શરણ સ્વીકારી આત્મઘાત કર્યાનું પાપ વ્હોરવું પ્રતાપને શોભાસ્પદ નથી.

ભિક્ષુઃ—હજુ કાંઈ વિશેષ ?

પ્રતાપઃ—વિશેષ શું કહું ? ઉભયનાં જીવન ભિન્ન છે, જીવનના પ્રદેશો ભિન્ન છે. જે તમે તે હું નથી, હું તે તમે થશો કદાચ.

ભિક્ષુઃ—મહારાજના જેવા નહિ, તો મહારાજને પગલે પળવાની પ્રેરણા તો હોય જ. મહારાજને કળી શક્યા લાગે છે ! કથન લંબાવશો પ્રભો !

પ્રતાપઃ—વસ્તુ જીવતર વિષે ચર્ચાતી હતી; કહ્યું'તું કે જેના જીવ્યાથી ઘણાં જીવે તેનું જીવતર બ્હેતર, તથાપિ ધન્ય જીવન તો તેજ, કે જેનો યશ જીવે છે, જેનો પ્રતાપ જોઈ જોનાર પ્રતાપી બને તેવી પ્રતાપપૂર્ણ જેની શક્તિ જીવે છે; પ્રતાપનો તેવું જીવન જીવવા જન્મ છે. પશુજીવને જીવી, ભૂમિને ભાર રૂપ હોઈ, ભૂમાતાના શાપિત રહેવું મને ગમતું નથી. જ્યાં સુધી મારી એ ભૂમિમાં અફીણ કે દારૂનાં બી વવાયાં નથી, તેનું સત્વ સરદારોમાં ઉતર્યું નથી, ત્યાં સુધી ભાંડુજન અને પ્રજાવર્ગ કાંચળી પહેરીને બેસશે નહિ. ખરૂં ક્ષાત્રતેજ ગમે ત્યારે અને ગમે તે સ્થિતિમાં ચળકી ઉઠશે. અન્ધકારનું વાદળ વિંધી સૌમાં પ્રકાશ, પ્રકાશ પૂરશે.

ભિક્ષુઃ—ભિક્ષુ તે પ્રકાશનો ભૂખ્યો છે. આ દેહ જો ઉપયોગી લાગતો હોય તો તેને કાંઈ આજ્ઞા કરશો ? ભિક્ષુ, આપનીજ રૈયતમાંનો છે.

પ્રતાપઃ—સ્વભૂમિનું જેને અભિમાન છે ને દેશની દાઝ છે તેવી મારી ભલી પ્રજાને કે પ્રજાની કોઈ વ્યક્તિને વિશેષ શું કહેવાનું હોય ! દેશસેવાનો એકજ માર્ગ નથી. સેવા બે રીતે અને બધાજ બજાવી શકશે. વિચારથી કે વર્તનથી, ગમે તો આત્મભોગથી ને તેમ ન બને

તો આત્મભોગી તૈયાર કરાવી આપવાથી. તેમ ન બને તો નાણુંથી યે પણ.

ભિક્ષુઃ—અબઘડીજ પાછો મેવાડ જાઉં છું ને અત્યારથીજ સેવકનું જીવન મહારાજને એટલેજ ભૂમિને સમર્પણ થાય છે. સેવા દેવા તૈયાર થનાર પ્રજા પ્રત્યે કાંઈ સંદેશો કહાવશો મહારાજ ?

પ્રતાપઃ—કહેજો કે તમારો રાણો પોતાને માટે ગમે તેવી કફોડી સ્થિતિમાં પણ સુખી જ છે : ને પ્રજાના હિતને અર્થે મરી પડવા, મોતને મોરચે તૈયાર થઈ અટલ ઊભો છે. પ્રજાનું સ્મરણ હું નથી ભૂલ્યો કે નથી ભૂલતો એ તો તમે જાતે અનુભવો છો.

ભિક્ષુઃ—અનુભવું છું મહારાજ ! અને અત્યારે યુદ્ધ અર્થે વધારે તૂટ શાની છે પ્રભો ?

પ્રતાપઃ—તૂટ નાણાંની છે. પણ સત્યસહાયક સર્વેશ્વર તે ખોટ પૂરશે. પ્રજાએ પોતાથી બનતું કરવું જોઈએ, તે મારે કહેવાની જરૂર એટલા માટે જ નથી, કે પ્રજામાં મને શ્રદ્ધા છે.

ભિક્ષુઃ—મહારાજ ! ( પગે પડે છે. )

પ્રતાપઃ—આ શું ? ઉઠો, હું દેવ નથી. સાષ્ટાંગ દંડવત્ પ્રણામ તો આપણ સૌના મહાન્ પિતાને કરવા ઘટે. તમે કેમ કશું બોલી શકતા નથી ? હૈડું ભરાઈ આવ્યું હોય એમ જણાય છે. ઘડીવાર નિરાંતે બેસો. તમારે મને કશું કહેવું છે ?

ભિક્ષુઃ—સત્ય સંરક્ષક નૃપાલે ભિક્ષુને બરાબર ઓળખ્યો નથી ! ક્યાંથી ઓળખે ? મારા કહેવાતા પણ મૂળે આપનાજ દ્રવ્યના ભંડારનો ભરપૂર ખજાનો આવે અણીને પ્રસંગે પણ કૃપણ માફક જાળવી રાખનાર કૃતઘ્નીનું ઓળખાણ મહારાજને ના પડયું ! જે પ્રજામાં

મહારાજને શ્રદ્ધા છે અને પ્રભુપરજ જે આધાર રાખે છે, તે પ્રભુએ પ્રજાજનમાંથી એકને દ્રવ્યની આવશ્યક ખોટ પૂરવા મહારાજની કને મોકલ્યો છે. સત્ય યુદ્ધના યજ્ઞમાં તેનો ઉપયોગ કરશો. મારા અખૂટ દ્રવ્યભંડાર તે આપના છે. અને હજુ મને ના ઓળખ્યો? વિશેષ ઈંતેજારી નથી રાખતો રાજપિતા! હું કારભારી આપનો ભામાશા.

પ્રતાપઃ—અને તે આવા વેશમાં? ચિન્તાથી સૂકાઈ ગયેલા દેદારમાં! ધન્ય! ભામાશા ધન્ય!!

ભામાશાઃ—વિલંબ ન કરો મહારાજ!



( ૨૬ )

## અશોક અને સંપુષ્ટાચાર્ય.

[ પાત્રો: મહારાજા અશોક અને કુલગુરુ સંપુષ્ટાચાર્ય. ]

[ વસ્તુઃ—મૃગેન્દ્રરાજના ઇન્દ્રપુરરાજ્યપર મહારાજા અશોકે ઘેરો ઘાલ્યો. આખા રાજ્યને જેર કરવા તેમના સૈનિકોએ ઘણા ઓહાકી પ્રયત્નો આદર્યા, ખૂનખાર યુદ્ધ આરંભાયું અને બન્ને પક્ષોમાં કરપીણ કત્લ થવા લાગી. આમ છ મહિના સૂધી ચાલ્યું. તે દરમિયાન યુદ્ધસંગ્રામનું અવલોકન કરવાની મહારાજા અશોકને મહા તક મળીઃ તે અવલોકનનું પરિણામ એ આ સંવાદનો પ્રસંગ. ]

સંપુષ્ટાચાર્યઃ—શોણિતથી ભરાયલી ખાડીઓ ગંધાય છે. હવા બગડવા માંડી છે, સમરાંગણ કીચડથી લદબદ થઈ રહ્યું છે. કોઇના હાથ તો કોઇના પગ, કોઇનું ધડ તો કોઇનું શિર તૂટેલું—એવાં બેસુતમ સૈનિકોનાં શબ આમ તેમ પડયાં પડયાં સડે છે. ગીધ કાગડાની કારમી ચીસો ભય, ત્રાસ અને ગ્લાનિ ઉપજાવી રહી છે. વિશાળ આ રણભૂમિમાં સઘળાં સ્મશાન જાણે આવીને ભરાયાં હોય એવા ભણકાર વાગે છે, અને એવા વિપરિત સ્થળે જ બેસીને વિચાર કરવાનું સૂઝયું ? અશોક! ઉઠ; તારી આવી શાંત સમાધિ મને કંટાળો ઉપજાવે છે.

અશોકઃ—અહીંથી ઉઠાડી મને કયાં તેડી જશો ? આચાર્ય વર્ણવે છે તેવી આ ભૂમિની સ્થિતિ આપના અશોક નિમિત્તેજ થઈ છે, તો હવે તેવી ભૂમિ માટે તિરસ્કાર શા સારૂ ? ભય ઉત્પન્ન કરનારને ભય ખમવો જ પડે. એજ નિયમ વિશ્વની પ્રત્યેક વસ્તુ વાસ્તે છે. મહારાજ, આપ આ ભૂમિ પ્રત્યે જો હવે તિરસ્કાર અને

અભાવની લાગણીથી જોતા હો તો તેમ નહિ કરતાં તે ભૂમિને તેવી બનાવનાર મારા પ્રત્યે, કે તે ભૂમિને તેવી બનાવવાની સલાહ દેનાર પ્રત્યેજ તિરસ્કાર--

**સંપુષ્ટાચાર્ય**:--થોભ, અશોક. સુતી આ સ્મશાન સરખી રણભૂમિના મલિન વાતાવરણમાં તું ખરડાઈ ગયો છે; નહિ તો એક આચાર્ય સમક્ષ આવા ઉદ્દગારો નીકળે નહિ. ઉપદેશનું વિસ્મરણ થતું જણાય છે કે, **अहिंसा परमो धर्म**ના સૂત્રનો સર્વત્ર પ્રચાર કરનાર પૈકી હું પણ એક છું. છતાં યુદ્ધ માટે તને આજ્ઞા ફરમાવી છે તો તારે સ્વીકારવું જ જોઈએ કે એ યુદ્ધમાં જ **अहिंसा परमो धर्म**નું ગંભીર રહસ્ય રહેલું છે. ઉઠ; છોકરમત છોડી દે. કર્તવ્યભ્રષ્ટ ન થા; જે સમય જાય છે તે ઘણો કિમતી જાય છે. કર્તવ્ય વગરનો તે કિમ્મતી વખત ગુમાવવા જેવું ઉડાઉપણું તને નથી છાજતું, કેટલી ખડબચડી વાટય વટાવતો વટાવતો હું તારી શોધમાં અહીં આવી ચડયો છું, તેની કાંઈ ગમ છે તને ?

**અશોક**:--મારા હિતમાંજ આચાર્ય પોતાનું હિત જોતા હશે એટલું તો આ " બદલાતો " અશોક તેના નમતા આત્માએ સ્વીકારે છે જ. અને મહારાજ, પોતે વર્ણવો છો તેવી રોગ ફેલાવનારી હવાથી ભરપૂર આ ભયંકર ભૂમિમાં શાંતિથી બેસી વિચાર કરવાનું કદાચ ઉચિત નહિ પણ હોય. તથાપિ મને સ્વતંત્ર વિહારમાં વિહરવા દ્યો. જે ભૂમિએ થોડી જ પળોના પરિચયે મને કરુણા અને દયાનાં મહા દર્શન કરાવ્યાં છે તેવી ભૂમિ આંખને કે બુદ્ધિને ગમે તેટલી વિષમ, ગંધાતી કે મલિન વાતાવરણવાળી લાગતી હશે તો પણ તે ભૂમિને હું નહિ ત્યજી શકું. આપ ઉદારવૃત્તિવડે મારા આવા " નકાર " માટે મને ક્ષમા આપશો. અને મહારાજ, જે સ્થિતિમાં

છું તે સ્થિતિમાં જ અહીં બેસી આ ખૂનખાર યુદ્ધના પરિણામનું તત્ત્વ તપાસવા દેશો !

**સંપુષ્ટાચાર્ય**:—અહહ ! અશોક ! વિચાર તે યુદ્ધના પરિણામનો કે યુદ્ધની ફતેહનો ? તત્ત્વ શું તપાસવું છે ? મંડાયલા યુદ્ધમાં ફત્તેહ વાંચ્છતો હોય તો તે સંબંધી વિચાર કરવાનું આ સ્થળ નથી. આ સ્થળ તો સુન્દર વિચારોની સ્ફૂર્તિને વિકસવા દેતા પહેલાં જ દબાવી દેનાર છે, તાણેલા ડેરા આગળ અનિમિષ નયને માતા બુદ્ધિમતી અને અમાત્ય રાધાગુપ્ત તારી વાટ જોતા તપે છે. ચાલ, યુદ્ધની ફત્તેહનો વિચાર તો આપણે સૌ સાથે બેસીને કરીશું.

**અશોક**:—યુદ્ધનું પરિણામ તો આપ અને હું અહીં પ્રત્યક્ષ નિહાળીએ છીએ. નિહાળીએ છીએ અને ત્રાસ પામીએ છીએ. અસંખ્ય નિર્દોષ જીવોની આહૂતિ આ રણયજ્ઞમાં, હોમાતા તલકણ પેઠે અપાઈ રહી છે! જેમ જેમ વિશેષ જીવો અગ્નિના રાતા ભડકા જેવા રૂધિરના રક્ત રંગથી રંગાતા જાય છે તેમ તેમ એ યજ્ઞનો તાપ વધ્યે જાય છે. એ તાપ હવે અશોકને મન અસહ્ય છે, મહારાજ !

**સંપુષ્ટાચાર્ય**:—એ તું શું બકે છે, અશોક ?

**અશોક**:—હું એમ બકું છું કે અશોકનું નિર્માણ જુદું રચાય છે. તે નિર્માણ જ હવે મને ગમ્યું છે. મહારાજ, અજ્ઞાનાવસ્થામાં જે થયું તે થયું. તેને જ્ઞાન થયું ત્યારથી યુદ્ધના પ્રસંગોનો અશોક ત્યાગ કરે છે.

**સંપુષ્ટાચાર્ય**:—નથી પડતો વિશ્વાસ-આવું સાંભળનાર મારા કરણો ઉપર; અને કદાચ આ અશોકના આત્માનો અવાજ નહિ હોય. રાજમાતા બુદ્ધિમતીની કુખે અવતરેલા સમર્થ બિન્દુસાર રાજેન્દ્રના રાજકુમારના ન હોય આવા ક્ષુદ્ર વિચારો. અશોક, આ

તું શું લઈ બેઠો છે! તને કશું ભાન છે કે આ ભ્રષ્ટ ભૂમિના ભયંકર વાતાવરણને જ અધીન થઈ આવું બકે છે?

**અશોકઃ**—મારા નિર્માણને નહિ કળનાર કે નહિ પસંદ કરનારને મારૂં બોલવું મિથ્યા લવારા જેવું જ લાગે; વસ્તુતઃ તે લવારો કે બકવાદ નથી, પણ યુદ્ધ વિરુદ્ધની અશોકની તે પવિત્ર પ્રતિજ્ઞા છે. તે પ્રતિજ્ઞા સ્વસ્થ પ્રકૃતિમાં, ચિત્તની વ્યવસ્થિત સ્થિતિમાં અને અનુભવસિદ્ધ તેમજ સારાસારના "વિવેક" જ્ઞાન પછી જ લેવાયલી છે. મારા આવા સ્પષ્ટ શબ્દોમાં શાથી વિશ્વાસ નહિ રખાતો હોય તેનો પણ વિચાર કરવો એ અશોકને અનુકૂળ નથી.

**સંપુષ્ટાચાર્યઃ**—અનુકૂળતા કે પ્રતિકૂળતાનું તારણ પછી. પણ, અશોક! રે અશોક! એવી બાયલી પ્રતિજ્ઞા લેવાનો તને હક્ક નથી. તારે માથે તારા વડીલો, કુલગુરુ, રાજમાતા અને અમાત્યનું જૂથ રહેલું છે, ત્યાં સુધી સ્વચ્છંદે વિહરવા જેટલું સ્વાતંત્ર્ય તું ભોગવી શકે નહિ. કોઈપણ નવું પગલું ભરતાં પહેલાં તારે વડીલવરોની અનુમતિ અને આજ્ઞાની રાહ જોવી જોઇયે. અરેરે, અશોક! તને આ શું સુઝયું છે?

**અશોકઃ**—અંતઃકરણે જે સુઝાડયું છે તે.

**સંપુષ્ટાચાર્યઃ**—અચૂક, તું તો ભોળો દિસે છે. નકામાં ઘેલાં કહાડે છે. મને ખાતરી છે કે આવી મલિન ભૂમિ છોડતાની સાથે જ તારા આ ઘેલા તરંગો સંધ્યાના રંગો પેઠે પલટો ખાશે. આવે સ્થળે બેસીને આવા તરંગોમાં તણાવા જેટલી મનની લગામ છૂટી મૂકવામાં રહેલો અનર્થ મારે તને સમજાવવો પડશે. અશોક, લગીર ગંભીર વિચાર કર. બરાબર સ્વસ્થ થઇ, હવાઇ તરંગોને ભૂલીને આપણા આ યુદ્ધ માટેના મૂળ ઉદ્દેશોનું ફરી સ્મરણ કર અને પછી

મને કહે કે તારી આવી ઘેલી પ્રતિજ્ઞા કોઈ પણ રીતે કલ્યાણક હોઇ શકે ?

અશોકઃ—સૃષ્ટિ પરના મારા સ્થૂલ યશને મારી છેલ્લી કે પહેલી આ પ્રતિજ્ઞા કલ્યાણક નહિ હોય કદાચ. બેશક, મને પોતાને પણ તે વિષે શંકા છે. તથાપિ આત્મસામ્રાજ્યના બળ આગળ હવે તેવી શંકાઓને સ્થાન નહિ મળે. **अहिंसा परमो धर्म**નાં ગૂઢ રહસ્ય શીખવે છે કે આત્મા સાથે આત્માનાં યુદ્ધ કોઇ પણ રીતે ને કોઈ પણ અંશે આદરણીય નથી. આત્માના સરજનહાર અપ્રતિમ અને કોઇ મહાશક્તિનું આત્મા ઉપર અમલ ચલાવવાનું જે કર્તવ્ય છે તે કર્તવ્ય સ્થૂલ ઇન્દ્રિયો તેની કનેથી છીનવી લેવાનું ખોટું સાહસ ખેડવા લલચાયલી રહે છે ને સાહસ ખેડે છે. મારો—આ અશોકરાજનો—અમલ આત્માઓ ઉપર હોઈ શકે નહિ અને થઈ શકે પણ નહિ, તો સંહારની જ વાત શી ? " **नैनं छिदंति शस्त्राणि** " ના ન્યાયે જો કે માનવીનાં સાધનો આત્માને છેદી કે ભેદી શકતાં જ નથી. મેં જોયું કે આવાં માનવ-યુદ્ધને પરિણામે કેવળ બળનો જય અને હિનબળ—થોડા બળનો પરાજય જ થવાનો, અને તે દ્વારા ઓછા બળ કનેથી વિશેષ બળ, યશ, લોભ અને જેના વડે પાપ જન્મે તેવી વૃત્તિઓને પોષનારી સંપત્તિ પડાવશે, ફરી થોડું બળ હશે તે વિશેષ બળવાળું બનવાની પ્રવૃત્તિ માંડશે. તે પ્રવૃત્તિમાં ભાવના પાછી યુદ્ધ—મારામારી ને કાપા-કાપીની—અને તે દ્વારા, કહી તેવી દોલતની લૂંટલૂંટને લગતી જ રમતી રહેશે. તોફાનો આમ મચતાં રહેશે. મહારાજ, અને તેવાં તોફાનોની જાળમાં સતત્ ગૂંચવાઇ રહેલા પામર જીવો, જન્મીને જીવનને અંતે જીવનને મોક્ષના લક્ષ્યને સાધ્ય કરવાથી બહિર્મુખ

રહેવાના. આટલા વાસ્તે માનવયુદ્ધનું પ્રકરણ અશોકના રાજ્યમાં આટલેથી હવે બંધ થશે. હવે અશોક પોતાની સાથે પ્રજાને પણ મનોનિગ્રહે આત્મસંયમી બનાવવા સ્વઇન્દ્રિયો સાથે યુદ્ધ મંડાવી તે રિપુતુલ્ય લેખાતી ઇન્દ્રિયોને મિત્ર બનાવવાનાં પ્રકરણ ખોલશે. " અશોક! અત્યાર લગણનાં યુદ્ધ–રમખાણ નીરને વલોવવા સરખાં હતાં, અત્યારથી તારી આવી ભાવનાને બળે, મંડાનારાં યુદ્ધ નવનીત નિતારનારાં નિવડશે. " આમ અન્દરથી મને કોઈ અવાજ સંભળાવે છે. અને પ્રશ્ન કરે છે કે " મોહક–માનવ યુદ્ધ શા સારૂ ? "

સંપુષ્ટાચાર્યઃ—શા સારૂ ? ધર્મ સારૂ ! રાજનીતિના અને શાસનના સંરક્ષણ સારૂ, પ્રજાના ભાવિ ભલા સારૂ, રાજબળના અખતરા અને તેને અંતે થતી જીવનની સફળતા સારૂ. સમૃદ્ધિ, નામના અને નામની શાશ્વતતા સારૂ, અને તે ટકી રહેનાર વસ્તુઓનાં સ્મરણચિહ્ને ભવિષ્યની પ્રજાની પ્રગતિના પંથો મોકળા થાય છે તે ખાતરઃ સિવાય કાંઈ વિશેષ. પણ–કુમાર, તને તારૂં અંતઃકરણ આવો ઉત્તર નથી આપતું ?

અશોકઃ—એવો ઉત્તર અંતઃકરણને મળતો હોય એવો ભ્રમ અગાઉ મને થતો હતો; પણ હવે જ મને પ્રતીતિ થાય છે કે તે ઉત્તર વસ્તુતઃ ઉત્તર નહોતો પણ ખરેખર ભ્રમ જ હતો. અંતઃકરણ–દેવોનું સ્થાન–આ પવિત્ર અંતઃકરણ કદી પણ આપ કહો છો તેવો ઉત્તર આપે નહિ. અંતઃકરણ એ શી વસ્તુ છે તેનું હવે જ મને જ્ઞાન થયું છે અને તે જ્ઞાનના બળે હવે તેનો, સરસ્વતી દેવીની વીણામાંથી વહેતી પવિત્ર ગીર્વાણ સરખો કર્ણપ્રિય–આત્મપ્રિય–ધ્વનિ મને સંભળાય છે કે, " પુરપાલ, દયાળુ થા, આત્મરક્ષક અને આત્મપોષક થા. આત્માના ઉદ્ધારનો માર્ગ માનવયુદ્ધમાં નથી. ક્ષુદ્ર, સ્થૂલ, કેવલ

સ્વાર્થપૂર્ણ, સંકુચિત, અને પાપને ચીલે વાળનાર એવાં નામ, નામના અને સમૃદ્ધિ ટકાવી રાખનારી લાલચ અને લોભવૃત્તિયોને અજાવમલ પેઠે ત્યજી દે. તેમાંજ તારૂં, પ્રજાનું અને સૌનું શ્રેય છે. આદેશ આ ધર્મનો છે.–" [1]અંતઃકરણ આવું કહે છે મહારાજ !

સંપુષ્ટાચાર્યઃ—ન હોય એ અંતઃકરણનો અવાજ. પણ ભૂંડી આ રણભૂમિમાંથી તને કોઈ વળગણ વળગ્યું હશે તેનોજ એ અવાજ હોવો જોઇએ. યુદ્ધનાં મહત્ત્વને ઉંધા તત્ત્વોમાં ઉતારી પાડનાર અશોક-માં ખચીત કોઈ ભૂત ભરાયલું હોવું જોઈએ. તારાં અંતરનાં ચિહ્ન અને તારો બહારનો ડોળ બધુંજ બદલાયલું દેખાય છે તેવી સ્થિતિમાં અશોક, તું એકલો ન રહે.

અશોકઃ—આચાર્યની દૃષ્ટિ મને ભૂત વળગેલું દેખે છે, જ્યારે મારી નજરે મને ભૂતદયાનાં દર્શન થાય છે. તફાવત એટલો તો પડયો છે કે જે પૂર્વે નહતું તે અત્યારથી હવે વળગેલું છે ને નહિ છૂટે એ. મહારાજ, મને નમન નમવા દ્યો અને આટલું મારૂં સત્ય માનો કે જે જે વાતો આજથી આપને ચરણે ધરૂં છું તે બેશુદ્ધિમાં અથવા ઘેલછામાં નથી ધરતો. મહારાજ, મુંઝાઉં છું, આજ સુધી આપને પાલવે પડી રહેલો અશોક હવે પસ્તાય છે. યુદ્ધથી મચાતા રમખાણો-નાં ગતસ્મરણો મને હવે અડધો–અડધો કરી નાખે છે! આચાર્ય છો, કુલગુરુ છો, ફિકરને બચાવશો. વિચારોના અનેક વમળમાં ગૂંગળાતા પામર જીવની વ્હારે ધાશો ?

સંપુષ્ટાચાર્યઃ—ઉઠ; બેઠો થા. મારાં ચરણ છોડ. ભોળા અશોક, સાવધ થા. તને શું થાય છે ? શા વિચારો આવે છે હજુ ? (સ્વગત) ચિત્ત ભ્રમિત થયું લાગે છે ! !

---

1. Conscienci.

અશોક:—વિચાર નિવેદન કરૂં મહારાજ ? અહહ! અઘોર સ્વપ્નમાં અનુભવાતી ઘટના પ્રત્યક્ષ મારે જોવી પડે છે ! ત્રાસ છે ! જુલ્મ છે ! મહારાજ, અશોકનાં પાપભર્યાં પગલાં આ રણભૂમિ પર પડયાં અને કોઇ પવિત્રાત્માના તપોબળે ટકી રહેલી એ ભૂમિએ મારો પદભાર સહન કર્યો એ અહોભાગ્ય મારૂં. નિસ્તેજ આ ચક્ષુઓએ શોણિતની નદી વહેતી દીઠી, નિર્દય આ હૃદય નદી વહેતી જોવા થોભી શક્યું ! ! હજારો નિર્દોષ સરદારોનાં શવને પ્રક્ષાલન કરતી મલિન હવાની લહરીઓનો સ્પર્શ થયો, માંસ, રક્ત, પરૂ અને પાણી મિશ્રિત વહનમાં, ફરજવશ સૈનિકોનાં શવ નાવ રૂપે તરતાં દીઠાં ! તેવાં વહનમાં આ નિર્ભાગી–" હાય " પોકરાવતી ઘટના જોતો–અશોક, નિર્દયતાભર્યા નેત્રનીર સાથે અંઘોળ કરવા, પાપી વૃત્તિયોનાં તાંડવનૃત્ય નિહાળવા, નરમેધની મહા યજ્ઞવેદી પર નિષ્ઠુર હૃદયે ખડો છે ! ! હૃદય ન હોય નિષ્ઠૂર જેનું, તે આવો કરપીણ બનાવ જોતાં જ ગળી જવો જોઇએ.

સંપુષ્ટાચાર્ય:—દયા છૂટે છે. અશોક, તારા શોકમગ્ન ને નિરર્થક તરંગો સાંભળતાં દયા જ છૂટે છે. આજની તારી રાજહઠ અમલોકની યોગહઠને પણ ઘડીભર ગુલાંટ ખવડાવે તેવી છે ! મગધદેશના રાજવીને આજ આમ યુદ્ધ વિરુદ્ધ રોદણાં રોતો જોઇ, જેને હૈડે પ્રજાહિત વસ્યું છે એવા આ આચાર્યના અંતરમાં આગ ભભૂકી ઉઠે છે ! પ્રતિપળે ઉઠતા તારા નવા તરંગો રૂપ વાયુવડે તે આગ વૃદ્ધિ પામે છે. 'भूतदया ' ને ઝીલીને જીરવનાર જાણે જગતમાં તું એકજ હોય તેમ આ શી મૃદુતા દાખવી રહ્યો છે ? કે હથિયાર હેઠાં પડયાની મૃદુતા છે એ ? ભૂતદયાને અને યુદ્ધને મેળ નથી એમ તું માનતો હોય તો અશોક, તેવી માન્યતા ભૂલભરેલી છે. પોતાની ભૂમિને ખાતર અને ભૂમિવાસીઓના રક્ષણ સારૂ રાજ્યમાં જે કંટકો

નડતા હોય તેનો યુદ્ધ દ્વારા વધ કરવો એમાં પાપ નથી, પણ ભૂત-દયા જ વસેલી છે. રાજ્યને નિષ્કંટક અને સુરક્ષિત બનાવવા, જે કાંટા હોય તેને છેદી નાખવામાં દયા ધરવા જતાં ઉલટું પુણ્ય નહિ પણ પાપ થઇ બેસે છે. તેવા પાપને અંગે સમસ્ત ભૂમિનો શાપ ખમવો પડે છે. તે શાપની પરંપરા વર્ષો પર્યંત વધ્યાં જાય છે. વળી યુદ્ધમાં થતા વધ-શિક્ષાનું નિમિત્ત તું વ્હોરી લે છે ? આ બધું કોની આજ્ઞાથી થાય છે તેનો કાંઇ ખ્યાલ કરીશ કે ? કંટક-જે અમંગલ વસ્તુ છે તે તો નાશ વાસ્તે જ સરજાયલી છે. તેનું નિર્માણ જ અશાશ્વત છે. ને તે નિર્માણ ફલિત થવામાં યોગ્ય પાત્ર દ્વારા નિર્માણ રચનાર મહાશક્તિ પોતાની પ્રબળ શક્તિ ઉતારી તેના નિમિત્તે કંટકને નષ્ટ કરાવે છે. આ નીતિને છેક જ તું ભૂલી જતો જણાય છે-અશોક !

અશોકઃ—આગળ ચાલુ રાખો સંભાષણ-મહારાજ; કાંઇ વિશેષ બોધશો. આટલેથી હૃદય નથી પીગળતું.

સંપુષ્ટાચાર્યઃ—હૃદય પીગળાવવા પુરતોજ મારો તને બોધ છે આ ? ભલે તેવું માનજે. મારા થતા માનભંગની બાબત હું અત્યારે જતી કરૂં છું. પૂછું છું કે યુદ્ધ માંડવાની વાત શોચનીય હોવાની સ્વીકારીએ તથાપિ શાંતિ જાળવવાના સઘળા પ્રયત્નો અજમાવ્યા પછી અંતે સત્ય અને ન્યાયની ખાતર-અને એટલેજ તે ઉભયના સરજનહારની ખાતર-યુદ્ધ માંડવું પડે તો તેમ કરવામાં દયાભ્રષ્ટ થવાતું હશે કે ? ઝૂલ્મનું નિકંદન કહાડવામાં જ દયાનું સંરક્ષણ સમાયલું છે. ઝૂલ્મ, પાપ, અસત્યનો વધ કરવા પાછળ કાળજાને ઢાલ જેવું રાખનાર જ ખરો દયાળુ છે. દયાના વિશુદ્ધ સ્વરૂપનું ભાન પણ તેને જ હોય છે. તેવા જે ન હોય તેવા અન્ય પુરુષોની

કહેવાતી દયાળુતા કર્ત્તવ્યને માર્ગે નિર્દયતાની જ ગરજ સારે છે. આપણા ધર્મનાં સૂત્રોનું સ્મરણ કર. અશોક! તે શું કહે છે? "અધીનતાનો ગુણ રાખજે પણ પાપી વૃત્તિયોને અધીન થઇશ ના." માટે ઉઠ, અને સત્યનો સૈનિક થવા, સૈનિકોનો સરદાર થવા તને મારો આદેશ છે; તેના અંગિકારમાં તારૂં જ શ્રેય છે.

અશોક:—સત્યનો સૈનિક થવાને આ સેવક સદા સજ્જ છે. પાપી વૃત્તિયોને અને પાપી શક્તિયોને માનવીના નિમિત્તે સરજનહાર શિક્ષા કરાવરાવે છે તેવું જ્ઞાન થયા પછી મોહ, લોભ કે કશી પણ અંગત લાલસા સિવાય યુદ્ધકર્ત્તવ્ય સફળતાથી બજાવાતું હોય તો તેમ કરવામાં મારે આનાકાની કરવાની જ નથી. સંસારનાં ન્હાનાં કે મોટાં સુખો મેળવવાની મહત્વાકાંક્ષાયુક્ત ભાવનાથી નહિ તથાપિ કેવળ કર્ત્તવ્ય-ધર્મની ભાવનાપૂર્વક, પ્રભુની ખાતર, સત્યાગ્રહી યુદ્ધમાં ઝંપલાવવા અશોકને લવ પણ સંકોચ કે શોચ નહિ થાય. પોતેજ પ્રથમ તેવા યુદ્ધમાં મોરચે અટલ પગે ખડો રહેશે અને પ્રાણનું બલિદાન આપવાની રાહ જોશે. ત્યારપછી તેવા પાઠો સૈનિકો શીખીને તે માર્ગે વળશે અને સત્યાગ્રહી યુદ્ધનો ઝુંડો ઉઠાવશે. ધર્મયુદ્ધ-ધર્મથી જ મંડાયલા યુદ્ધનો અંત આમજ આવશે. ત્રાહિ ત્રાહિ પોકારતા અસંખ્ય સૈનિકોના હૃદયભેદક પોકારો, અને તોફાની વાવાઝોડાવડે ઢળી પડતી કદળીઓ પેઠે થતી સંખ્યાબંધ સૈનિકોની કતલ, કોરાણે સ્થિર રહી ટગર ટગર જોવામાં ખરૂં પુરુષાર્થ અશોક હવે માનશે નહિ. પુરુષાર્થ હોય તો તેને ધન્ય કરવા, આવી જાતનાં કરપીણ યુદ્ધ નહિ પણ સત્ય-ધર્મનાં યુદ્ધ આદરી અશોક સૌથી પહેલું સ્વાર્પણ કરશે. મહારાજ, યુદ્ધનીતિની જે રેષા આપે હમણાં જ મને દોરી બતાવી તે મને પ્રિય છે. આપની છાયા તળે રહી યુદ્ધના નિયમો

જે ન્હોતા શીખી શકયો તે આ ભૂમિએ અને એ ભૂમિમાં અત્યારે જ આપે શિખવ્યા છે. શંકા હવે એટલીજ રહે છે કે મહારાજા મૃગેન્દ્ર પ્રત્યે મંડાયલું આ દારુણ યુદ્ધ કઇ રીતે સત્યનો, ધર્મનો, પ્રભુનો, ન્યાયનો પક્ષ કરી શકે છે ?

સંપુષ્ટાચાર્યઃ—કોઇએ સુઝાડેલી ઉંધી બુદ્ધિથી કે આ વિકળ વાતાવરણના બળે ખેંચાઇ ગએલી વિવેક–વિચાર શક્તિની ઉણપથી તું કશાને દેખી શકતો નથી. અશોક, આપણે શામાટે મૃગેન્દ્ર સામે યુદ્ધ માંડયું છે તે પણ તું ભુલી જાય છે ! મૃગેન્દ્રરાજની રાજકન્યાની આપણી માગણીનો તેણે અનાદર કર્યો અને તે રીતે સમ્રાટ્ (અશોક)-નું, અર્થાત્ જ સમ્રાટ્‌માં સમાયલા ભગવાન બુદ્ધનું હડહડતું અપમાન થયું છે.

અશોક ! તું ચમકે છે ? કાંઇ કહેવા જાય છે ? કન્યાની વાત સ્વાર્થયુક્ત ગણાતી હોય તો તે વાતને ભૂલી જઇ એક અન્ય બાબત ઉપર–ધર્મ ઉપર–તારૂં ધ્યાન ખેંચું છું. તેણે આપણા પવિત્ર બુદ્ધ ધર્મનું ખંડન કરવા માંડયું છે, અને ધર્મનું થતું અપમાન, તેનું થતું ખંડન વેઠી લેનાર કદી પણ ધર્મીષ્ટ કે ધર્માભિમાની ઠરતો નથી. ધર્માભિમાની તેવું અપમાન કે ખંડન સહી શકે જ નહિ. ઉગતા તેવા ધર્મભ્રષ્ટતાના અંકુરને જડમૂળથી ઉખેડી નાખવા જ મથવાનું છે. ભૂલી જાય છે કે જે વીર પ્રતાપી નૃપાલો વીર યોદ્ધાઓને તૃષ્ણાથી નહિ પણ સ્વદેશ ખાતર કે સ્વસમ્પ્રદાય ખાતર રણયજ્ઞમાં પ્રાણની આહુતિ તરીકે હોમે છે ને પ્રસંગપરત્વે પોતે પણ તેમાં હોમાય છે. તેવાઓના વિજયથી આત્માની વધાઇરૂપ કે તેમના યશસ્વી આત્માના સ્વર્ગારોહણની સાક્ષીરૂપ દેવો પોતાનાં દુંદુભિનો ગગનભેદક નાદ ગજવે છે. દેવોની સૃષ્ટિમાં તેવા કીર્તિવંત આત્માઓની મુક્તકંઠે પ્રશંસા થાય છે, તેવાઓનો ઉજ્વલ યશ વિશ્વને પાવન

કરવા અખંડ ટકી રહે છે. તેવા યશવડે સ્વાર્થત્યાગનો પવિત્ર ઉપદેશ પથરાતાં સર્વાત્મભાવ તરફ કે "ધર્મના રક્ષણે" ભૂતદયા તરફ જગત દોરાય છે. અશોક, આપણે માંડેલું યુદ્ધ આપણા ધર્મને માટે છે, એ હવે તને સમજાશે.

અશોક--સેવક જે કંઈ સમજ્યો છે તેમાં આપ ઉમેરણ જ કરી. આપોછો. પોતે વર્ણવો છો તેવા સૈનિક યુદ્ધના પરિણામના યશની જરા પણ ન્યૂનતા દર્શાવ્યા સિવાય હું નિશ્ચયાત્મક ભાવનાથી નિવેદન કરીશ, કે એવીજ ભાવના પ્રથમ પોતાની ઇન્દ્રિયો તરફ વાળવાની હોય છે. પ્રયોજન સ્પષ્ટ છે કે, સ્થૂલ વૈભવ, વિલાસ, માન, યશ, સમૃદ્ધની લાલસામાં લલચાવી ધર્મભ્રષ્ટ કે કર્તવ્યભ્રષ્ટ કરાવનારી તે રેષાઓ છે. મહારાજ, પારતંત્ર્ય રૂપ શાંતિને હું પસંદ નથી કરતો, તેથી ઉલટું યુદ્ધ પસંદ કરી સ્વાતંત્ર્ય રૂપ શાંતિને ઉત્તમ, શ્રેયસ્કર અને સાત્વિક માનું છું. ને તે જ મને પસંદ છે. તથાપિ તે શાંતિ પરમાત્મા તરફ દોરનારી હોવી જોઇએ અને તેવા પરિણામવાળા યુદ્ધને હું શ્રી કૃષ્ણે અર્જુનને ગીતાજીમાં સમજાવેલા યુદ્ધ સરખું હવે સમજતો થયો છું. મને કહેશો કે મંડાયલું આ યુદ્ધ ધર્મના રક્ષણ માટે છે? નથી જ. પરાધીનતા નિવારણ માટે છે? નથી જ. પાપનો ક્ષય કરવા વાસ્તે છે? ના.

સંપુષ્ટાચાર્યઃ—તું ભૂલે છે, અશોક! પરધર્મીનું સાલ એ થોડી પણ પરાધીનતા જ છે. તે વિધર્મ રૂપ પાપ છે ને તેનું તાડન કરવું તે સત્ય યુદ્ધ જ છે. જો કે આ યુદ્ધ તો આવે હિસાબે ઉત્તમ કોટિનું ઠરે છે, અને તારી ભાવના પ્રમાણે તો અશ્વમેધ યજ્ઞ કરનાર પૂર્વના પૂરપાલોનાં યુદ્ધ ઉતરતાં જ ગણાશે!! અને તે રાજાઓએ આદરેલાં તેવાં યુદ્ધો તારા મતે તો ગેરવાજબી જ હોવાં ઘટે છે!

પરશુરામ અને દ્રોણાચાર્ય કે ભીષ્મ સરખા વિરુદ્ધ પક્ષમાં ભળ્યા હતા તેમનામાં પણ ખરે જ, તારા જેવું ને જેટલું શાણપણ નહિ જ હોય ! અશોક !

અશોકઃ—એમ બોલી મને ઉતારી પાડો માં. આ અંતઃકરણને તે ત્રણે મહાત્માઓમાં અને અશ્વમેધયજ્ઞ કરનાર પૂર્વના પવિત્ર પુરૂષાર્થોમાં શ્રદ્ધા છે. તેમની વિરુદ્ધનો ધ્વનિ મને કર્ણગોચર ન કરાવશો. તેઓનાં યુદ્ધનું તારતમ્ય વધારે ગંભીર અને ગૂઢ હોવાથી તેટલે સુધી મતિ નહિ પહોંચાડનાર વ્યક્તિ પોતાની સ્થૂલ દૃષ્ટિથી કદાચ આપ કહો છો તેમ માની શકે. તથાપિ તેઓના વિષે કંઈ પણ સ્વતંત્ર અભિપ્રાય બાંધતા પૂર્વે તે સમય અને તેઓના સંજોગોનો તથા હેતુઓનો બહુ ઉંડો અભ્યાસ થવાની જરૂર છે–મહારાજ !

સંપુષ્ટાચાર્યઃ—નહિ, નહિ; શુષ્ક તત્ત્વજ્ઞાનનું જ આ પરિણામ છે. જ્યાં સુધી પ્રત્યેક પ્રજામાં અને પ્રજાના પાલકોમાં તારા વિચારોમાં વિંટળાતી દયા ઉતરી ન હોય અને પ્રત્યેક પ્રજા યુદ્ધનો અનાદર ન કરે ત્યાં સુધી એકલપેટા વિચારોને વળગી રહેનાર તારા જેવા રાજાની સ્થિતિ ભવિષ્યમાં–પણ–બહુ નજીકના ભવિષ્યમાં જ કફોડી થવાની. પૂર્વના બાદશાહોનાં યુદ્ધનું સ્મરણ કર, તેમની પાયમાલીનું કારણ તપાસી જો એટલે મારો હેતુ તું કળી શકશે.

અશોકઃ—ક્ષમા; સ્વામીન્ ! પૂર્વના શાહોનાં દૃષ્ટાંત આ પ્રસંગે અસ્થાને છે. શાહોની ભાવના સાથે અશોકની ભાવનાને સંયુક્ત કરાવવાનો પ્રસંગ આચાર્યે શોધ્યો એજ મને વિસ્મયકારક લાગે છે. મહારાજ, રાજસી ભાવનાથી મંડાતાં માનવયુદ્ધ બંધ પડે તો તેથી પ્રભુ પ્રત્યે દોરનારી સાત્વિક–સત્યાગ્રહી લડાઈઓ લડવાનો પ્રસંગ આવતાં કાંઈ ક્ષાત્રતન, સામર્થ્ય, વીરત્વ આદિ મહદ્ ગુણો પોતાની

પ્રભાનાં પૂર્ણાંશે તેજ પ્રદિપ્ત કરવામાં કમીપણું નથી રાખતાં. રાજસી માનવ યુદ્ધ બંધ પડવાથી તે મહદ્ ગુણો ક્ષીણ નથી થતા. બુઝાયલો અગ્નિ શાંત તો નથી જ થતો.

સંપુષ્ટાચાર્યઃ—અચૂક, આવો વિચાર લાવી, તેનાથી મન વાળીને પોતે પોતાની ખાતર જીવન સલામત રીતે જીવી શકે; તથાપિ પોતાની ખાતર નહિ, પણ પોતાનાંની ખાતર જીવવામાં જીવન જીવે તે જીવન ધન્ય, બ્હેતર ને સુન્દર છે; અને તેને માટેનો માર્ગ તે હાલનું યુદ્ધ છે. યુદ્ધથી વિમુખ-ભ્રષ્ટ-થવામાં તેને સાચી શાંતિનો શો અનુભવ થનાર છે? ઉલટું ભગવાનના આદેશનું ઉલંઘન થશે.

અશોકઃ—ભગવાન ગૌતમ બુદ્ધનો આદેશ શું એવો હતો કે સ્વધર્મને તરવારથી પ્રવર્તાવવો? જો તેવો આદેશ હોય તો તેવા આદેશોને મારા દૂરથી જ વંદન હજો. પણ મારી ચોક્કસ માન્યતા છે કે દયા, ક્ષમા અને શાંતિનો સર્વોત્તમ અનુભવ લેનાર અને લેવાડનાર મહાત્મા ગૌતમ સ્વામીનો એવો ઉદ્દેશ કે આદેશ છે જ નહીં, મહારાજ. ધર્મમાં તેજ અને દૈવત જોનાર (જો હશે તો) તેમાં તે આપોઆપ ખેંચાશે. બળાત્કારે આકર્ષણ કરાવવું કે અમુક માન્યતા મનાવવી એનો અર્થ એટલોજ કે તે ધર્મની નિર્બળતા બતાવી આપવી, યાતો તે ધર્મને ગ્રહણ કરવાની અયોગ્યતા પુરવાર કરી આપવી. મંડાયલા યુદ્ધમાં બીજું કારણ લાગુ પડતું હોય તો મહારાજા મૃગેન્દ્રની, બૌદ્ધ ધર્મ સ્વીકારવા માટે અયોગ્યતા હોય તો-તેમને-યોગ્ય પાત્ર બનાવવાનો પ્રયાસ થવો ઘટે. રાજાઓને આમ યુદ્ધ દ્વારા ધર્મ ગ્રહણ કરાવવાનો હોય નહિ. કુલગુરુઓ ને આચાર્યોને ઉપદેશ દ્વારા તે પ્રયાસને ફલિત કરવો છાજે છે. તરવારથી ધર્મનો સ્વીકાર કરાવવામાં ધર્મની શોભા વધતી નથી, પણ ઘટે છે. ધારો કે તરવારના

બળે કદાચ ધર્મવૃદ્ધિ થાય-ધર્માનુયાયીમાં વધારો થાય, તોપણ તે તરવારના બળનો અમલ ઉતરતાં પાછું પરિણામ એવડી રીતે શૂન્ય આવે! અનેકના ભોગે ધર્મપ્રચાર કરવો, એવું આપણો ધર્મ શીખવે છે? તેમ થશે તો ધર્મપ્રચાર કરતાં ધર્માનુયાયીની જેટલી સંખ્યા વધશે તે કરતાં બમણી કે દોઢીનો તો સંહાર થવાનો!! અને આટલા માટે આવાં યુદ્ધ આદરણીય કે કલ્યાણક નથી. આચાર્યો પણ હવે મારી ભાવનાને અવલંબી ઉપદેશ અર્થે ભ્રમણ કરે, એવું એક રાજ્ય-કર્ત્તા તરીકે હું ઇચ્છીશ.

સંપુષ્ટાચાર્ય—આચાર્ય સરખાને પણ ધર્મની બાબતમાં સૂચના કરવાની હિમ્મત ધરનારને હું જોઇ લઇશ. હવે જોઉં છું કે તારી આવી રાજહઠનું પરિણામ કેવું આવે છે!

અશોકઃ—તેને માટે આપનો આ સેવક-અશોક મેરૂ જેટલો અચળ છે. મેરૂ, વાવંટોળીઆથી, વિજળીના પ્રચંડ પ્રહારથી, ઘનની ગગનભેદક ગર્જનાઓથી કે તેની મૂશળધાર વર્ષાથી એક સામટા બાર મધ્યાહ્ને તપે તેટલા પ્રખર તાપથી કે તેવી શીતળતાથી ડગતો નથી. હું પણ ડગીશ નહિ. મારા અંતઃકરણની આજ્ઞાને અવલંબીશ. અશોક હિમાલય નથી, કે તે તાપથી ગળવા માંડશે. અશોક, અશોક જ છે ને અશોક જ રહેશે.

સંપુષ્ટાચાર્યઃ—(સ્વગત) સંકલ્પ શો લઇને આવ્યો હતો, ને સારાંશ કેવો લઇને પાછો ફરૂં છું!!



( ૨૭ )

## ધૃતરાષ્ટ્ર અને સંજય.

ધૃતરાષ્ટ્ર—સંજય! ઓ સંજય! ભાઇ અહીં આવ; મ્હારી પાસે બેસ.

સંજય—આ રહ્યો, મહારાજ! આ આપની પાસે જ બેઠેલો છું. કેમ, શું છે વારૂ?

ધૃતરાષ્ટ્ર—ભાઇ, આજે મ્હારા જીવને કંઇ ચેન પડતું નથી. તું પાસે હોય તો જરા ઠીક તેથી બોલાવું છું, ભાઇ!

સંજય—મહારાજ! કેમ કંઈ પ્રકૃતિ બગડી છે? શાથી ચેન નથી પડતું?

ધૃતરાષ્ટ્ર—ના બાપુ, એવું તો કાંઇ નથી; પ્રકૃતિ તો સારી છે; પરંતુ કોણ જાણે શાથીએ મનમાં કંઇ અમુંઝણ થયા કરે છે.

સંજય—શેની અમુંઝણ થાય છે, મહારાજ, તે કહો તો ખરા? ખુલાસેથી વાત કર્યા વગર દિલની અમુંઝણ કંઈ મટવાની છે?

ધૃતરાષ્ટ્ર—શું કહું ભાઇ, મને કંઇ સમજ જ પડતી નથી. મ્હારા હૃદયમાં વેગથી ચણચણાટ ચાલી રહ્યો છે; હૃદય સેકાઇ જાય છે, દબાઇ જાય છે; મ્હારાં ગાત્રો ધ્રુજે છે; આંખે અંધારાં આવે છે; ભાઇ, આજે મને દુનિયાં અકારી લાગે છે. શાંતિનો ઉપાય મરણ શિવાય બીજો કંઇ મને જણાતો નથી. સંજય! ત્હારે શરણે પડયો છું, ભાઇ, મ્હારા હૃદયને શાન્તિ થાય એવો કંઈ ઉપાય કર. પ્રભુ ત્હારૂં ભલું કરશે.

સંજય—મહારાજ! શું કામ અકળાઓ છો? દિલ ખોલીને જે હોય તે કહો. હું આપનો અંતરંગ મિત્ર છું, વિશ્વાસુ સેવક છું.

આપના દિલને શાન્તિ થાય એવો ઉપાય હું ઝટ કરીશ. માટે કંઇ પણ અંદેશો રાખ્યા વગર મનમાં જે થતું હોય તે ઝટપટ કહી દો. મનનું દુઃખ મિત્રને કહેવાથી દિલનો ભાર હલકો થાય છે. વાત કર્યા વગર કંઇ મનની મુંઝવણ મટવાની છે?

ધૃતરાષ્ટ્ર—ના, બાપુ. તે હું જાણું છું, અને મનની વાત તને નહિ કહું તો બીજા કોને કહેવાનો? પરમાત્માએ મને તો અંધ બનાવ્યો છે, પરંતુ ત્હારા જેવો સહૃદય મિત્ર મને આપ્યો છે, એ શું મ્હારા ઉપર પ્રભુની ઓછી કૃપા છે? ભાઇ! ત્હારી સાથે દિલ ખોલીને વાત કરીશ, ત્યારે જ દિલનો ભાર કંઇક ઓછો થશે.

સંજય—ત્યારે કહેતા શેં નથી, મહારાજ? ને એકલા એકલા મનમાં ને મનમાં મુંઝાયા કરો છો? મુંઝવણનું કંઈ કારણ તો કહો!

ધૃતરાષ્ટ્ર—શું કહું ભાઇ, સંજય! હૃદય શાથી ચણચણ ચણચણ થયા કરે છે તેનું કારણ જ મને તો કંઈ સમજાતું નથી. હૃદયને કોઇ અજ્ઞાત દુઃખ લાગી રહ્યા છે, તેની વેદના મ્હારાથી સહન કરી શકાતી નથી. ભાઇ, હું શું કરૂં ને ક્યાં જાઉં?

સંજય—ગભરાઓ ના મહારાજ, ધીરજ રાખો, ધીરજ રાખો. ખંમા કરો પ્રભુ આપને, ખંમા કરો. પરમાત્મા હમણાં જ શાન્તિ આપશે. પ્રભુનું ધ્યાન ધરો.

ધૃતરાષ્ટ્ર—પણ એક ક્ષણ પણ મન નવરૂં રહેતું હોય ત્યારે ધ્યાન ધરૂં ને? વિચારોની પરંપરા અટક્યા વગર ચાલ્યા જ કરે છે, તેનું શું કરૂં?

સંજય—એવા તે કેવાક વિચારો આવ્યા કરે છે કે જે આપને આટલા બધા અકળાવી રહ્યા છે?

ધૃતરાષ્ટ્ર—બધા એકજ જાતના; અને તે મનમાંથી ખસતાજ નથી, ને ચિત્તને ચેન પડવા દેતા જ નથી.

સંજય—આપના જેવા સર્વ સત્તાધીશ સમ્રાટ્‌ને તે વળી વિચાર શા ને ચિંતા શી ? જ્યાં વૈભવો સુખભોગને માટે સામા આવીને ખડા થઇ રહેતા હોય, અને સુખના સાગર રેલાઇ રહ્યા હોય, ત્યાં તે વળી ચિત્તને અશાન્તિ શી ? ને વ્યગ્રતા શી ? મહારાજ ! એ વિચારોને રોકો ને પ્રભુનું સ્મરણ કરો એટલે સૌ સુખરૂપ લાગશે.

ધૃતરાષ્ટ્ર—શી રીતે રોકું ભાઇ ? સુખ અને વૈભવો તો બીજાની આંખના દેખાવો માત્ર છે. સામાની આંખે સુખ અને વૈભવ ભોગવનારના અંતરમાં કોણ જાણે કેવા એ ભડકા સળગતા હશે તે કોણ જોઇ શકે છે ? બીજાની આંખે જણાતું સુખ તે કંઇ હંમેશાં સુખજ હોતું નથી; ઘણી વખતે માત્ર તે સુખાભાસજ હોય છે. મ્હારી દશા એવી છે, સંજય ! લોકોની આંખે મ્હારા સુખનો પાર નથી. હું પુત્ર પરિવારે પનોતો છું; રાજવૈભવોની મ્હારે કશી ઉણપ નથી; હજારો માંડલિક રાજાઓના મુકુટમણિઓ મ્હારા ચરણોને ઉજ્જવલ કરી રહ્યા છે; સેવક વર્ગથી ખંમા ખંમા થઇ રહ્યો છું; વસવાને દિવ્ય મહેલો અને જમવાને મિષ્ટ ભોજનો સ્વર્ગના દેવતાઓને પણ અદેખાઇ કરાવે એમ છે; પરંતુ ભાઇ, મ્હારા હૃદયમાં જે મંથન ચાલી રહ્યું છે તે કોણ જોઇ શકે છે ? બાપુ ! હું સુખી નથી, મ્હારૂં કહેવાતું સુખ જ મને કરડી ખાય છે !

સંજય—ખરૂં કહો છો, મહારાજ ! હૃદય શાંત અને નિષ્પાપ હોય તો જ સુખ સુખરૂપ નિવડે, બાકી તો છાતી ઉપર લટકતા હીરા મોતી જડેલા સુવર્ણના અલંકારોની નીચે હૃદયમાં જે અનેક

અમુંઝણો ભરાઇ રહેલી હોય છે, અને બહારથી હસતી દેખાતી આંખની અંદર જે આંસુના ઓઘ છુપાઇ રહેલા હોય છે, તેની બીજાને શી ખબર પડે ? એ તો જેને વીત્યું હોય તેજ જાણી શકે, બીજાને તો ઉજળું એટલું દૂધ જ લાગે.

ધૃતરાષ્ટ્ર--ભાઇ સંજય ! તું પંડિત છે, પ્રજ્ઞાવાન છે, અનુભવી છે, તેથી બરાબર સમજે છે. મ્હારી સ્થિતિની તને દયા આવતી હશે. હું શું કરૂં હવે ભાઇ ?

સંજય--પણ મહારાજ ! કહો તો ખરા, આપને કઈ જાતની ચિંતાએ ઘેરી લીધા છે ? કયા વિચારો આપના અંતરને આમ ડુભાવી રહ્યા છે ?

ધૃતરાષ્ટ્ર--તને શું કહેવું પડે એમ છે ? ભાઈ ! તું તો પ્રજ્ઞાચક્ષુ છે; મ્હારે માટે જ ભગવાને તને દિવ્ય ચક્ષુ આપ્યાં છે; ભૂત ભવિષ્ય અને વર્ત્તમાન ત્હારી દૃષ્ટિ સમક્ષ દેખાયા કરે છે. તને શું અજાણ્યું હોય, ભાઇ ? મ્હારા અંતરની વાત શું તું જોઇ-જાણી શકતો નથી ? આજકાલ મ્હારા કુટુંબમાં કેટલો બધો કલહ જામી રહ્યો છે ? રાજ્યમાં પક્ષો બંધાઇ ગયા છે; પ્રજાનાં દિલ ડોળાઇ રહ્યાં છે; મ્હારી ગરીબડી પ્રજા મુંઝાયા કરે છે; અધિકારીઓ નિરંકુશ થઈ રાંક પ્રજાને દમવામાં બાકી રાખતા નથી; મ્હારા પુત્રો ઉદ્ધત બની સ્વચ્છંદે વર્ત્તવા લાગ્યા છે; તેમણે ધર્મનો ત્યાગ કર્યો છે, સત્યને બાજુ પર મૂકી દીધું છે, અને બોલ્યું અબોલ્યું કરવામાં જરા પણ શરમાતા નથી. વળી અધુરામાં પૂરૂં મેં સાંભળ્યું છે કે તેમણે જુગાર ખેલવા માંડ્યો છે. એમાં અસત્ય, અન્યાય ને છેતરપિંડીઓ ચાલે છે. આથી મહા અનર્થનો પ્રસંગ આવશે. હા દૈવ ! કોણ જાણે શુંએ થવા બેઠું છે ! જગતનો જીવનપ્રવાહ કઇએ દિશાએ ઘસડાઇ

જતો હશે! ભાઈ, સંજય! બાપુ! આ બધું જોઇ મને ભાવિના વિચારો આવ્યા કરે છે, અને મ્હારૂં માથું ચક્કર ચક્કર ભમી જાય છે. જાણે ભાવિ પરિણામ નજીક દેખાતું હોય તેમ આજે તો મને મુદ્દલ ચેન પડતું નથી. ભાઇ, હું શું કરૂં?

સંજય—મહારાજ! એ બધું પ્રથમથી જ જોયા કરો છો, કોઇને કંઇ કહેતા જ નથી–સ્વચ્છંદ વર્તવા દો છો, અને હવે ભાવિનો વિચાર કરી હૃદયમાં ક્લેશ પામો છો એનો શો અર્થ? પહેલેથી કોઇના ઉપર કંઇ દાબ ન રાખ્યો; કોઇને અધર્માચરણ કરતાં જરા અટકાવ્યું નહિ; ને હવે પસ્તાવો કર્યે શું વળવાનું છે? હવે તો જે થાય તે જોયા કરો અને પ્રભુની મરજી સમજી શાંતિ રાખો. એમાં જ સુખ છે.

ધૃતરાષ્ટ્ર—સુખ શું? ભાઇ, મ્હારા જેવા અંધને સુખ શું? હું કોઇને પણ શું કહું અને કોના ઉપર દાબ રાખું? હું અંધ પડ્યો એટલે મ્હારા મદાંધ પુત્રો મ્હારી આમન્યા પણ રાખતા નથી. તેઓ છચોક મ્હારી અવગણના કરી મનસ્વીપણે વર્ત્તે છે. મ્હારા ધર્મનિષ્ટ ભત્રીજાઓને કનડવાનો તો જાણે તેઓ, નિષ્ઠુર થઇને, ધંધો જ લઈ બેઠા છે! પરંતુ હું જોઈ શકું છું કે પ્રભુ–સત્ય તેમના પક્ષમાં છે અને પરિણામે મ્હારા દુષ્ટ પુત્રોનું નિકંદન જ થવાનું છે! આ ભાવિના વિચારોને લીધે આજ કેટલાએ દિવસથી મને ઉંઘ આવતી નથી; મ્હારૂં ચિત્ત ચગડોળે ચઢી રહ્યું છે; મન મુંઝાયા કરે છે, અને શું કરવું તે સૂઝતું નથી. હું અંધ કરૂં પણ શું? હા! પ્રભો! (બે હાથે માથું પકડી નીચું જોઈ રહે છે.)

સંજય—મહારાજ! ભાવિને ઘડનાર તો આપણે પોતે જ છીએ; પછી તેના પરિણામનો શોક શો કરવો? પ્રભુ જાતે તો

કોઇનું ભાવિ ઘડતો જ નથી; તે તો મનુષ્ય માત્રને સૌ સૌની રુચિ પ્રમાણે કર્મ કરવાની છૂટ આપે છે, અને પછી તેનું શુભાશુભ ફળ આપવાનું જ માત્ર તે પોતાના હાથમાં બાકી રાખે છે. જુઓ સાંભળો, પ્રભુહૃદયમાં ઉપદેશામૃતનું કેવું સ્ફુરણ થઇ રહ્યું છેઃ--

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥*

આ સિદ્ધાંત તમે કદાપિ વિચાર્યો છે? તમારા મદાંધ પુત્રોએ તેમનું પોતાનું ભાવિ ઘડી મૂક્યું છે જ. તમારી કરેલી ચિંતા હવે તેમાં શું કામ લાગવાની છે?

ધૃતરાષ્ટ્ઃ—ત્યારે હવે હું શું કરૂં ભાઈ? એનું પરિણામ શું આવશે?

સંજયઃ--પરિણામ શું આવશે તે ઉઘાડું જ છે. માણસને પોત પોતાના શુભાશુભ કર્મ પ્રમાણે ઉચ્ચ નીચ ગતિ પરમેશ્વર આપ્યા કરે છે. સાંભળો, શ્રીકૃષ્ણ ભગવાનના શ્રીમુખથી નિકળનારો અવાજઃ

ऊर्ध्वं गच्छन्ति सत्वस्था मध्येतिष्ठन्ति राजसाः ।
जघन्यगुणावृत्तास्थ अधो गच्छन्ति तामसाः ॥×

એ પ્રમાણે તમારા પુત્રો તામસ પ્રકૃતિથી પ્રેરાઈ અધમ કાર્યો કરી રહ્યા છે એટલે તેમને માટે અધઃપતન નિર્માણ થયું છે, તેમાં નવાઈ શી? તેઓ પોતાના સુખોપભોગ સાચવી રાખવાની ખાતર

---

* કર્મ કરવામાં જ ત્હારો અધિકાર છે, તેના ફળમાં નથી. માટે તું કર્મના હેતુરૂપ ના થઈશ, તેમ કર્મમાં આસક્તિ પણ ન રાખીશ.

× સત્વ ગુણવાળા મનુષ્યો ઉચ્ચ ગતિને પામે છે, રાજસ ગુણવાળા મધ્યમાં રહે છે, અને હલકા (તામસ) ગુણવાળા અધોગતિને પામે છે.

અન્ય મનુષ્યજાતનો દ્રોહ અને સંહાર કરવામાં પાછા વળીને જોતા જ નથી, એનું પરિણામ શું આવે તે કહો મહારાજ! પરમાત્મા તો ભૂતપ્રાણી માત્રમાં વસી રહેલા છે. તો કોઈ પણ પ્રાણીનો દ્રોહ કરવામાં આવે તે એ પ્રભુ કેમ સાંખી શકે ? જુઓ, સાંભળો પ્રભુનો આદેશઃ—

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥[1]

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभान् आसुरीष्वेव योनिषु ॥[2]

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥[3]

આ સનાતન સિદ્ધાન્તનો રાજન્! તમે કોઇ દિવસ વિચાર કર્યો છે ? તમે તો તમારા પુત્રો ઉપરના અતિ પ્યારને લીધે જાણી જોઇને તેમને ઉન્મત્ત બની જવા દીધા, અને તેઓ સ્વાર્થાન્ધ બની બીજાઓને કનડવા લાગ્યા. અરે! તમારી જ છત્રછાયામાં રહેનારા તમારા જ ભાઇ–ભત્રીજાઓના અને તમારા વહાલા પ્રજાજનોના હક્ક ધોળે દિવસે લૂટી લઇ તેમને ગુલામીમાં દબાવી રાખવા લાગ્યા. તેમ કર-

૧. અહંકાર, બળ, ગર્વ, કામ અને ક્રોધને વશ થયેલા તથા બીજાની અદેખાઈ કરનારા લોકો પોતાના તેમજ બીજાના શરીરમાં હું વ્યાપી રહેલો છું તેનો દ્વેષ કરે છે.

૨. એવા દ્વેષ કરનારા અને અશુભ કર્મ કરનારા ક્રૂર નરાધમોને હું વારંવાર આ સંસારમાં આસુરી યોનિમાં નાખું છું.

૩ આસુરી યોનિને પામેલા તે મૂઢાત્માઓ જન્મો જન્મ મને પામ્યા વગર હે કૌન્તેય! તેથી પણ અધમ ગતિને પામે છે.

વાને અનેક કારસ્થાનો કરવા લાગ્યા, ત્યારે જ હવે તમારી આંખો ઉઘડે છે! મહારાજ! આ બધું થતું જોઈ તમે કોઈ દિવસ તેનો પ્રતિકાર કર્યો છે? તમારા પુત્રોને તમે કોઈ દિવસ સાચી શિખામણ દીધી છે?

ધૃતરાષ્ટ્ર--હું એ સ્વછંદાચારીઓને શી શિખામણ દઉં? ભાઈ, સંજય! મને વાગ્બાણો શા સારૂ મારે છે? તેઓ ક્યાં મ્હારૂં માને એવા છે? અને વળી હું અંધ પડયો એટલે કરી પણ શું શકું?

સંજય--મહારાજ! વારંવાર અંધ હોવાનું બહાનું શું કામ આગળ લાવ્યા કરોછો? જેની ચક્ષુરિન્દ્રિય-આંખે જોવાની શક્તિ-નષ્ટ થઇ ગઈ હોય તે અંધ નથી, પણ જેનું હૃદય શૂન્ય થઇ ગયું હોય તે જ ખરો અંધ છે. તમારી આંખોનું તેજ નાશ પામ્યું છે, જોવાની શક્તિ ગુમ થઈ ગઈ છે, પણ હૃદય હજી શૂન્ય થઈ ગયું નથી. વસ્તુતઃ તમે અંધ નહોતા; પ્રભુએ તમને અંધ બનાવ્યા નહોતા; પરંતુ જ્યારથી તમે સ્વાર્થ દૃષ્ટિથી તમારા પુત્રોનો પક્ષ નજરમાં રાખી એક જ દિશા તરફ જોવા લાગ્યા, ત્યારથી દૃષ્ટિ પ્રભુએ સંકોચી લેવા માંડી, અને તમારી આંખનું તેજ હણાવા લાગ્યું. કેવળ સ્વાર્થ દૃષ્ટિથી પરહિત ન જોનારને અને પારકાનું અહિત કરીને પણ પોતાનો જ સ્વાર્થ સાધી લેનાર માણસને ઇશ્વર અંધપણાની સજા ન કરે તો પછી બીજી કઈ કરે? અરે રાજન્! તમારી બાહ્ય દૃષ્ટિ અંધ બની છે એ વાત ખરી, પણ હજી જ્યાં સુધી તમારી આંતરદૃષ્ટિ ગુમ થઇ ગઇ નથી, તેનામાં કંઇક તેજ છે, બીજાના હિતને નુકશાન થતું તમે અંતરમાં જોઇ શકોછો, પરપીડા જોઇ તમારૂં અંતઃકરણ દ્રવે છે, અને તેને માટે ચિન્તા રાખો છો, ત્યાં સુધી બહુ અનર્થ થયો નથી. માટે 'જાગ્યા ત્યારથી સવાર' ગણી હવે અંતઃ-

કરણના સમભાવને આજથી આચારમાં મૂકવાનો કંઈક પ્રયત્ન કરો, એટલે સૌ સારાં વાનાં થશે.

ધૃતરાષ્ટ્ર--ખરેખર ભાઈ, તું કહે છે તે વ્યાજબીજ છે. હું તેમ કરવા પ્રયત્ન કરીશ. પણ ભાઈ, મ્હારા ધર્મનિષ્ઠ ભત્રિજા-પાંડવો-ની હાલમાં શી હાલત છે? હમણાંના તો મને તેમના સમાચાર જ મળતા નથી.

સંજય--શી રીતે મળે, મહારાજ! આપના પુત્રો આપને તેમની ક્યાં ખબર મળવા દે એવા છે? તેમણે આપને ખબરો મળ-વાના બધા માર્ગો બંધ કરેલા છે. ફક્ત હુંજ પ્રભુએ આપેલાં દિવ્ય-ચક્ષુવડે સઘળું જોઈ શકું છું.

ધૃતરાષ્ટ્ર--ત્યારે ભાઈ, કહે તો ખરો કે તેમની શી ખબર છે? બહુ દહાડાથી ખબર ન મળવાથી મ્હારો જીવ બહુ અકળાય છે.

સંજય—મહારાજ! શું કહું? સમાચાર સુખના નથી. મદોન્મત્ત થયેલા તમારા દુર્યોધનાદિ પુત્રોએ પાંડવોનો સમૂળ નાશ કરવાની બાજી રચવા માંડી છે. તેઓ તેમની સાથે કપટ દ્યુત રમવા લાગ્યા છે. મહાસતી પાંચાલીના શરીર ઉપરથી વસ્ત્રો ઉતારી લેવાની તેમણે પેરવી કરી છે અને છેવટે પાંડવોને દેશવટો દેવાનો ઠરાવ કર્યો છે.

ધૃતરાષ્ટ્ર--હા! દૈવ! ભાઈ, શું આ વાત ખરી છે? આટલી બધી અધમતા એ દુષ્ટોએ વાપરવા માંડી છે?

સંજય--મહારાજ! આ સંજય કોઈ દિવસ જૂઠું બોલ્યો છે ખરો? આપના સેવકમાં જૂઠ સંભવે?

ધૃતરાષ્ટ્ર--ના ભાઈ ના. હરિ હરિ! શો અનર્થ થવા બેઠો છે!

સંજય—તો મહારાજ! એવો અનર્થ શું તમે થવા દેશો? તમારા પુત્રોને હજુ તમે અટકાવી નહિ શકો? સત્યની ખાતર, ન્યાયની ખાતર, દયાની ખાતર, અરે, પ્રભુની ખાતર શું તમે વચ્ચે નહિ પડો? અને એ બધું થઈ જતા પહેલાં શું તમે તેમને રોકી નહિ શકો? પવિત્ર પાંચાલીને ભરી સભામાં નવસ્ત્રી થતી શું તમે જોઈ શકશો?

ધૃતરાષ્ટ્ર—શિવ શિવ! શિવ શિવ! પાંચાલી તો મ્હારી પુત્રી! એના શરીરના ઢાંકણને માટે તો હું મ્હારા શરીરની ખાલ ઉતારીને તેનું વસ્ત્ર બનાવી આપું તોએ ઓછું છે. અને પાંડવો તો મ્હારા પુત્રો કરતાં મને વધારે વહાલા છે. તેમને તે દુઃખ શા માટે દેવું ને પજવવા શા સારૂ?

સંજય—તો પછી આપ આપના પુત્રોને કંઇ કેમ કહેતા નથી?

ધૃતરાષ્ટ્ર—શું કહું ભાઇ! હાથમાં રાજ્ય આવ્યા પછી એમણે પોતાની શાસનપદ્ધતિ એવી ગોઠવી દીધી છે કે વ્યવસ્થા અને નિયમનને બહાને એ ગમે તે કરી શકે છે. ન્યાયની અને સત્યની દલીલો પણ તેની આગળ કામ લાગી શકતી નથી. એ નિયમનના બંધનને લીધે પવિત્ર દિલના રાજપુરુષને પણ પોતાના અંતઃકરણ વિરુદ્ધ કામ કરવાની જરૂર ઘણી વખત પડે છે, અથવા મળેલી પદવીનો ત્યાગ કરી ચાલ્યા જવું પડે છે. જોને, ભાઈ! સત્યવાદી વિદુરને દેશ છોડી જવાનું ફરમાવવામાં આવ્યું તેથી તેમને જાત્રાએ જવું પડયું; અને મહાનુભાવ ભીષ્મને મૌન પકડીને બેસી રહેવું પડયું. દુર્યોધન મહા ક્રોધી છે. તે વડીલનું પણ માન સાચવવાનું સમજતો નથી.

સંજય—ક્રોધી છે માટે જ એ પોતાનું બગાડવા બેઠો છે. ક્રોધનું પરિણામ શું આવે તે જાણો છો ને? જુઓ, પ્રભુ પોતે શો ઉપદેશ ગુંજી રહ્યા છે તેઃ—

क्रोधात् भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥*

મહારાજ! મને તો દુર્યોધનનો બુદ્ધિનાશ પ્રત્યક્ષ દેખાઇ રહ્યો છે; હવે તો તેનો વિનાશ જ જોવાનો બાકી રહ્યો છે. રાજન્! હજુએ પોતે સુધરે અને પોતાના બંધુઓને મનાવી કુટુંબકલહનો ત્યાગ કરે તો સારૂં.

**ધૃતરાષ્ટ્ર**—ખરૂં કહે છે, ભાઇ! ત્હારી ઇચ્છા પ્રભુ પૂર્ણ કરો. પરંતુ એ ઉચ્છૃંખલને સમજાવે કોણ? મ્હારી પણ તીવ્ર ઇચ્છા છે કે એ બંધુ-બંધુઓ સલાહસંપથી રહે ને સુખી થાય.

**સંજય**—ત્યારે મહારાજ! તમે દુર્યોધનને બોલાવીને કેમ સમજાવતા નથી અને પાંડવોને તેમનો ન્યાય્ય ભાગ અપાવતા નથી? પાંડવોની માગણી શી ખોટી છે? તેમનું છે તે જ તેમને આપી દેવાનું છે, તેમાં કાંઈ ખોવાનું નથી કે ઉપકાર કરવાનો નથી.

**ધૃતરાષ્ટ્ર**—અરે ભાઈ! એ હઠીલો ક્યાં કોઈનું માને એવો છે? એ તો કંઠે પ્રાણ આવતા સુધી પોતાનું જ ધાર્યું કરવાનો. વળી એણે ગોઠવેલી શાસન પદ્ધતિ પણ નિયન્ત્રિત છતાં અનિયન્ત્રિત જેવી છે. એમાં તો મ્હારા જેવો પણ વચ્ચે પડવાને અશક્ત છે.

**સંજય**—તદ્દન અશક્ત?

**ધૃતરાષ્ટ્ર**— તદ્દન અશક્ત.

**સંજય**—તો શું પાંડવો દેશવટે જશે? અને પવિત્ર પાંચાલી નવશ્રી ફરશે?

---

* ક્રોધથી મોહ ઉત્પન્ન થાય છે, મોહથી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિનો નાશ થવાથી બુદ્ધિ નાશ પામે છે, અને બુદ્ધિનો નાશ થયો એટલે માણસ વિનાશને પામે છે.

(ધૃતરાષ્ટ્ર કંઇ પણ બોલ્યા વગર મૌન ધારણ કરી નીચું જોઈ રહે છે.)

સંજય—અરે અંધ રાજા! ખરેખરી અંધતા તો હવે જ તમારામાં આવેલી દીસી આવે છે! તમારૂં હૃદય શૂન્ય થઇ ગયેલું જણાય છે! તમારાં નેત્રો તો અંધ હતાં જ; પરંતુ પુત્રસ્નેહમાં તમારા હૃદયમાં પણ હવે શૂન્યતા આવી ગઇ અને બુદ્ધિ પણ બ્હેર મારી ગઇ જણાય છે! પાંડવોને દેશવટો એનો અર્થ શો? એ તો ધર્મરાજને દેશવટો નથી, પણ તમારા દેશમાંથી ધર્મને જ દેશવટો અપાયો એમ સમજો. ભીષણમૂર્તિ ભીમને અને મહાબાણાવલી અર્જુનને દેશવટો એટલે દેશમાંથી ન્યાયી નિયમન અને શૌર્યને જ દેશવટો છે એમ માનો. અને નકુલ તથા સહદેવ—કલા અને સૌન્દર્યની મૂર્તિઓ—એમને દેશવટો એટલે શું? એ તો સત્યાનાશની જ પાટી. દેશમાંથી કલા અને સૌન્દર્યને જ દેશવટો આપ્યો એમ સમજોને. એમ કરીને તમારા પુત્રો દેશને શુષ્ક અરણ્યવત્ બનાવવા બેઠા છે કે શું? એ તે પરમાત્મા કેમ સાંખી શકશે? અરે અંધ રાજા! તમે જાણો જ છો ને કે પ્રભુ તો તેમની—ધર્મની—સત્યની સાથે જ રહેવાના છે. અને—

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयोभूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥*

તેથી પાંડવો જ્યાં હશે ત્યાં સુખ સંપત્તિ રહેવાનાં જ છે; પણ તમારા દેશમાંથી તો ધર્મ ધોવાઇ ગયો છે, સત્ય સંતાઇ બેઠું છે, ન્યાય નાસી ગયો છે; અને હવે શૌર્ય સર્યું જવાનું તેમજ કલા તથા

* જ્યાં મહાયોગેશ્વર કૃષ્ણ અને ધનુર્ધર અર્જુન છે, ત્યાં જ લક્ષ્મી, વિજય, આબાદી અને અચળ નીતિ વસે છે.

સૌન્દર્ય શાન્ત થઇ જવાનાં. રૈયતની આંતરડી કકળી ઉઠી છે તેનો તો જરા વિચાર કરો! નિષ્ઠુર નરેશ! શું પ્રજાને પોષનારી પાંચાલી કદી નવસ્ત્રી રહેનારી છે? ના, ના. એની પ્રજાના પુત્રો તો પોતાના શરીરની ચામડી ઉતારી તેનાં વસ્ત્ર બનાવીને એના શરીરને ઢાંકશે. અરે રાજન્! જુઓ જુઓ! પ્રભુએ ભરસભામાં એને તો નવસેં ને નવાણું ચીર પૂર્યા! એનાં વસ્ત્ર ખેંચનાર થાકયો ને હારીને હેઠો બેઠો. અહોહોહો! એના શરીર ઉપરથી તો જાણે વસ્ત્રો ઉપર વસ્ત્રો ઉગી જ નિકળવા લાગ્યાં, અને હજુ ઉગી નિકળશે જ. આખા જગતને ઢાંકવાની શક્તિ ધરાવનારી મહાસતી તે કદી નવસ્ત્રી થવાની હતી? નહિ, નહિ.

ધૃતરાષ્ટ્ર—સંજય! અરે સંજય! મ્હારાથી આ સાંભળી શકાતું નથી. મ્હારા અંતરમાં આગ સળગી ઉઠી છે; હૃદય દગ્ધ થવા લાગ્યું છે. અરેરે હવે શું થશે?

સંજય--શું થશે? રાજન્! શું તે એ જ. આ કુરુક્ષેત્રમાં ઘોર સંગ્રામ મંડાશે. મહા ધનુર્ધર અર્જુનનાં તીક્ષ્ણ બાણોની વૃષ્ટિથી ગગનમંડળ ભેદાઇ જશે. વીર નરોના ભયંકર શંખનાદોથી દુશ્મનોની સ્ત્રીઓના ગર્ભપાત થઇ જશે. કેટલાએ યોદ્ધાઓનાં મસ્તકો રણમાં રોળાશે. લોહીની નદીઓ વહેશે. માંસવસાના કીચડ જામશે. જોગણીઓનાં ખપ્પર ભરાશે. માંસાહારી પક્ષીઓ અને પ્રાણીઓને ઉજાણીઓ થશે. અનેક સ્ત્રીઓ રંડાશે, અને ભગવાન શ્રીકૃષ્ણનું પેલું સુદર્શન ચક્ર—જેનાથી કાળ પણ બ્હીતો ફરે છે તે–જ્યાં ઘુમવા માંડશે ત્યાં તો કાળો કેર વર્ત્તાઈ રહેશે. તેના વેગથી ઉત્પન્ન થતા મહાવાયુના ઝપાટાથી અનેક બ્રહ્માંડો ઉડી જશે. એના ફરવાના વેગથી ઉત્પન્ન થતો ઘુંઉઉઉમ્ ઘુંઉઉઉમ્ અવાજ તમારા પુત્રોના કાનના

પડદા ફાડી નાખશે. ભડ ભીમસેનનની ગદા અનેકનાં હાડ ભાંગી નાખશે અને દુષ્ટ દુર્યોધનની જાંગ ચીરાશે, ત્યારે જ તેને પોતાનાં કર્મોનું ભાન આવશે, અને સ્વાર્થાન્ધતામાં કરેલા પરપીડનનું કેવું પરિણામ આવે છે તેની ખબર પડશે. પણ તે વખતે તો તે રાંડયા પછીનું ડહાપણ ને પાણી વહી ગયા પછી પાળ બાંધવા જેવું થઇ પડેલું હશે. રાજન્ ! આ સ્વપ્નું નથી, કેવળ કલ્પનાની સૃષ્ટિ નથી, પણ તમારા પુત્રોનું, તેમણે પોતે નિર્માણ કરેલું ભાવિ જ છે; ને તે હું પ્રભુએ આપેલાં મ્હારાં દિવ્ય ચક્ષુથી જોઈ રહ્યો છું. માટે મહારાજ ! હવે નિશ્ચિંત રહો ને જે થાય તે જોયા કરો. પ્રભુનું સ્મરણ કરો કે તે તમને આ મહા ઉત્પાતમાં શાંતિ આપે.

ધૃતરાષ્ટ્રઃ—ઓ સંજય! ભાઈ! એ ક્રૂર ભાવિનાં દર્શન મને ન કરાવ. મ્હારા ઉપર દયા કર, ભાઇ! ત્હારે પગે પડું છું. હાય હાય! શું સર્વનાશ જ થવા બેઠો છે? અરે, આ બધું થતું અટકાવનાર કોઇ મહા પુરુષ નહિ નિકળે! અરે ઓ દુષ્ટ છોકરાઓ! તમે આ શું કરવા બેઠા છો? આ કુલક્ષય કરવાની બુદ્ધિ તમને ક્યાંથી સૂઝી? અરે, આ પવિત્ર કુરુ વંશમાં આવા કુલાંગાર તમે ક્યાંથી પાકયા? સંજય ! ઓ સંજય ! ભાઇ મ્હારૂં માથું પકડ! મ્હારૂં મગજ ભમી જવા માંડયું ! હરિ હરિ! હરિ હરિ! ( મૂર્છા ખાઇ નીચે ઢળી પડે છે, સંજય આશ્વાસન કરે છે. )

સંજયઃ—હાં હાં મહારાજ! બેઠા થાઓ, બેઠા થાઓ. ( થોડીવારે જરા શુદ્ધિમાં આવે છે એટલે )

મહારાજ! પ્રભુને યાદ કરો; તે સૌને સુબુદ્ધિ આપશે. આ ભાવિ દૃશ્ય અટકાવવાનો હજુ એક ઉપાય છે, અને તે ન્યાય, પ્રેમ

ને સમભાવ. પરંતુ તે ફક્ત વાણીમાં જ નહિ પણ આચારમાં. વાણિમાં તો મીઠું મીઠું બહુ બોલ્યા, પણ આચારમાં કદી મૂક્યું નથી, તે મૂકી બતાવો, એટલે પ્રભુ આવતું વિઘ્ન ટાળશે. પ્રભુના અંશરૂપ સન્માર્ગ બતાવનાર મહાપુરુષો તો જગતમાં વિચરે છે જ. તેમની સલાહ લ્યો ને તે પ્રમાણે વર્તો. શ્રી હરિ તો શાંતિના ભૂખ્યા છે, તેમના આદેશને માન આપોઃ

**सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः।**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात्॥***



* સૌ કોઇ સુખી થાઓ, સર્વ નિરોગી થાઓ, સહુનું કલ્યાણ થાઓ. જરા પણ દુઃખ પામશો નહિ.

આ સંવાદના અનુસંધાનરૂપ વિદ્વદ્‌ભૂષણ કવિવર ટાગોરનો "ધૃતરાષ્ટ્ર, દુર્યોધન અને ગાંધારી"નો એક નાનો સંવાદ આગળ આપેલો છે, તે આની લગોલગ જ વાંચવા ભલામણ છે.—સંપાદક.

# ( ૨૮ )

# પૃથુરાજ અને ચંદબરદાઈ.



ચંદ: ( કંચુકીને સંબોધી )—કંચુકી, જા, જઈને મહારાજાને કહે કે કવિરાજ આજ આઠ આઠ દિવસથી હજુરને મળવાને દરબારમાં આંટા ખાઈને પાછા જાય છે, પણ મહારાજનો મેળાપ જ થતો નથી, એ તે શો જુલમ? વળી કહેજે કે કવિરાજે આજે તો કચેરીમાં જ અડંગા નાખ્યા છે તે આપને મળ્યા વગર જમવાને પણ ઘેર જવાના નથી.

[ કંચુકી નમન કરી જાય છે ને થોડીવારે સંદેશો લઈ પાછો આવે છે. ]

કંચુકી—કવિરાજ! મહારાજે કહ્યું છે કે રાણીજી સાથે હમણાં જ ચોપાટ માંડી છે અને રંગમાં ભંગ થાય એમ છે, માટે જમી પરવારીને સાંજના પ્હોરના આવો તો સારૂં.

ચંદ:—તે નહિ બને. કંચુકી! મહારાજને કહે કે હમણાં જ રણુવાસમાંથી બહાર આવવું પડશે, નહિ તો વિપરિત થશે. વળી કહેજે કે રજપૂત કુળનો દી તો નમવા બેઠો છે; હવે સ્હાંજ પડવાની તૈયારી છે, ને રંગ તો રામ રાખશે ત્યારે રહેશે. માટે એ રંગને છોડી દો ને રંગ જોવો હોય તો આમ આવો.

[ કંચુકી સંદેશો લઈને જાય છે. થોડી વારે નેકીનો અવાજ સંભળાય છે. પૃથુરાજ પ્રવેશ કરે છે. ]

ચંદ: ( પૃથુરાજને આવતો જોઈ ઉભો થઈને આર્શીવાદ દેતાં )-પધારો પૃથ્વીનાથ! ઘણી ખમા મહારાજાધિરાજને.

સદા ભવાની સહાય કરે, સન્મુખ રહે ગણેશ;
પંચદેવ રક્ષા કરે, બ્રહ્મા વિષ્ણુ મહેશ.

જય થાઓ ચૌહાણવંશભૂષણનો. બહુ દહાડે મહારાજનાં દર્શન કરીને આજે મારાં નેત્રો શિતળ થયાં.

**પૃથુરાજઃ**—( હસ્તે મ્હોડે રામ રામ ઝીલીને )–કવિરાજ! મને મળવાની ઉત્સુકતા દર્શાવીને આજે મારા ઉપર બહુ ઉપકાર કર્યો. પણ આટલી બધી ઉતાવળ કરવાનું શું કારણ? બે ઘડી મોડા ન મળાત?

**ચંદઃ**—ના મહારાજ, જ્યાં મારા દેશની ઘડીઓ ગણાતી હોય ત્યાં એક ક્ષણ પણ કેમ થોભી શકાય? રાજન્! પંદર પંદર દિવસથી આપ બહાર આવતા નથી. દરબારમાં દિવાનજી આવી બેસી બેસીને પાછા જાય છે, રાજકાજની કશી સલાહ મળતી નથી, રાજગાદી ખાલી પડી રહે છે, રૈયત દર્શનને માટે તલપ્યા કરે છે, પણ મહારાજ કોઇની પરવા જ કરતા નથી. બૈરાંની માફક રણવાસમાં જ ભરાઇ રહ્યા છો,ને બહાર નિકળતા જ નથી, એ તે શો જુલમ! મહારાજને કહેવાની કોઇની હિમ્મત ચાલી નહિ તેથી મારે આજે આવવું પડયું, અને હઠ પકડીને બેસવું પડયું.

**પૃથુરાજઃ**—વારૂ કવિરાજ! એજ કે બીજું કાંઇ? એ બધું હું ક્યાં સમજતો નથી? થોડા દિવસ સુખનિવાસ પૂર્ણ કરી તમામ કામકાજ અવશ્ય સંભાળી લઇશ. હાલ તો રજા આપશો. રાણી સંયુક્તા ઉદાસ ચ્હેરે એકલી બેસી રહી છે. દાવ અધૂરો મૂકીને હું આવ્યો છું.

**ચંદઃ**—વીર પુરૂષ! દાવ તો હિન્દના ચોગાનમાં ક્યારનોયે ખેલાવા માંડયો છે. દાવ રમવાની મઝા લેવી હોય તો મેદાનમાં

આવવું જોઇએ. અરે રણુવાસમાં ભરાઇ રહી લાકડાનાં સોગટાં ઉપર ઝપાટા મારીને રીઝવું એમાં મરદોની મરદાઇ નથી. મરદાઇ તો લડાઇના મેદાનમાં–રણક્ષેત્રના ચોપટ ઉપર જીવતા હાથી ઘોડા અને પાયદળનાં સોગટાં ઉપર ઝપાટા મારવામાં છે. પણ ભૂલ તો મેંજ કરી કે એ સંયુક્તાને તારી સાથે સંયુક્ત થવા દેવામાં મદદ કરી. એ માતેલી હાથણીએ મારા કામી ગજરાજને પ્રેમમદિરા પાઈ લોહશૃંખલા વડે જકડી લીધો. અફસોસ ! એ રાજરાણી થઇને નથી આવી પણ રાજકુળના રક્તથી પોતાનું ખપ્પર ભરવા કોઇ જોગણી થઇને આવી લાગે છે.

પૃથુરાજઃ—સબુર, ખબરદાર ! બારોટ ! મારી હૃદયેશ્વરીનું અપમાન હું સાંભળી શકીશ નહિ. હવે વધારે બોલ્યા વગર તમે ઘર તરફ ચાલ્યા જાઓ.

( પૃથુરાજ પાછો ફરીને રણુવાસ તરફ જવા માંડે છે. )

ચંદઃ—ઉભા રહો, ઉભા રહો રાજન્ ! રણુવાસમાં જઇને ભરાઇ રહેવું હોય તો આ દાસની એક ભેટ લેતા જાઓ.

પૃથુરાજ—( મ્હોં ફેરવી જરા હસીને )–શી ભેટ આપો છો ?

ચંદ—આ રહી લ્યો. (ચુંદડી, ચોળી અને ચુડીઓ પીછોડીના છેડેથી છોડીને આપે છે. )

પૃથુરાજ—અરે, આ શું ? શું તમે મારૂં અપમાન કરો છો? શું આ પૃથુરાજના અપમાનનાં ફળ કેવાં ભયંકર હોય છે, તેની મારા ચંદને ખબર નથી ?

ચંદ—ખબર છે, ખબર પીથલ ! આ અપમાન નથી પણ માન છે–જેને જેવું ઘટે તેવું માન છે. ઉતારો આ વીર પુરુષનો

સ્વાંગ, અને સજો આ સુંદરીનો શણગાર. પહેરો આ ચુડીઓ ને ચોળી અને ઓઢો માથે ચુંદડી. રણવાસમાં ભરાઇ રહેનારને તો એજ ઘટે.

**પૃથુરાજ**--( ક્રોધે આંખો લાલચોળ કરતો )—ચંદ ! અરે ચંદ ! તારી મતિ મારી ગઇ છે કે શું ? ક્રોધાગ્નિ સમાન આ **પીથલ**-ના ક્રોધાગ્નિને પ્રજવલિત કરવાનાં ઝેરી ફળ ચાખવાની ઇચ્છા થઇ છે શું ?

( મ્યાનમાંથી તલવાર ખેંચે છે. )

**ચંદ**--સબુર ! **आर्तं त्राणाय वः शस्त्रं न प्रहर्तुं मनागसि ।** ગોબ્રાહ્મણ પ્રતિપાળ ક્ષત્રિય રાજાને બ્રહ્મભટ્ટ ઉપર તલવાર ખેંચતાં શરમ નથી આવતી ? અરે રાજન્! એ સમશેરનો શો ઉપયોગ કરવો તે પણ ભૂલી ગયા કે શું ? ઉપયોગ કરતાં આવડે તો એ માથું બચાવે, નહિં તો માથું લે. ચહુઆણ વીર ! સમશેર શું દેખાડો છો! સમશેર તો મારી પાસે પણ આ રહી. અને એ જેમ **પીથલ**-ની તેમ આ **ચંદ**ની છે. તલવાર શું પણ આ મારા ભાલાની અણી સામુ જુઓ. એના ઉપર આદ્યશક્તિ જગદંબા મહાકાલી સાક્ષાત્ આવીને બિરાજેલાં છે, અને એને જો જરા ફેરવું તો ક્ષણ-વારમાં ત્રિલોકને ખપ્પરમાં લઇ લે; પણ હજુ તે સમયને વાર છે.

**પૃથુરાજ**---( જરા નરમ પડીને )---કવિરાજ ! આજે તમે શું કામ આવ્યા છો ને શું કહો છો, તેની મને સમજ નથી પડતી.

**ચંદ**--વીર ! શું કહું ?' " **तुं गोरीपर सक्कम् । अरु ता घर गोरी तक्कीयं ॥** " અર્થાત્ તું ગોરી સ્ત્રીના મોહપાશમાં ફસાઇ રહ્યો છે ને તારા ઘર તરફ ઘોરીશાહ તાકી રહ્યો છે. હાહુલીરાયને સાથે લઇને ઘોરીશાહ જબરૂં લશ્કર લઇને દિલ્હીની હદ સુધી આવી લાગ્યો છે, અને ઘમસાણ મચાવતો આગળ ધસ્યો આવે છે. તેને જો

રોકવામાં નહિ આવે તો દિલ્હી પડી સમજવી. હિંદુ-રાજ્યનો ને ધર્મનો લય થયો જાણવો. મહારાજ સમરસિંહ ત્રણ દિવસથી દિલ્હીના રક્ષણને માટે તંબુ નાખી બહાર આવીને પડેલા છે; પણ રણવાસમાં તને ખબરજ કોણ આપે ? ચોતરફ અગ્નિની જ્વાળા સળગી રહી છે, હિન્દને પગે પરતંત્રતાની બેડી ઠોકાવાની તૈયારી છે, ત્યારે આ વૈભવવિલાસ તને કેમ ગમે છે ? રણવાટના પ્રસંગે રણવાસ તને કેમ પ્રિય લાગે છે ?

પૃથુરાજઃ ( શરમીંદો થઈ જઈને )—વિષયલોલુપતામાં છેક ખરાબી કરી ! બંધુ ! હવે શું કરવું ?

ચંદઃ—નાહિંમત ન થા વીર ! રણવાસ છોડ અને રણવાટ પકડ-સમર સન્મુખ થા. પ્રચંડ ચાપ ધરનારા ત્હારા ભુજદંડનું આસ્ફાલન સાંભળી વૈરીની વનિતાઓના ગર્ભ ગળી જશે. વીરપુરૂષ ! તું જ્યાં સમરાંગણમાં ઉતર્યો ત્યાં જયજયકાર જ છે. ત્હારા ધનુષ્યનો ટંકાર સાંભળીને સાક્ષાત્ રૂદ્ર પણ કમ્પી ઉઠે, તો આ માનવી ઘોરીશાહના શા હિસાબ ? તું સંયોગતાના સ્નેહપાશમાં લપટાઇ રહ્યો છે, પણ એ સંયોગતાને લાવતી વખતે થયેલા યુદ્ધમાં કાકા કન્હના એક રાવત વીર છઙ્ગાને બતાવેલી વીરતાનો પ્રસંગ યાદ કર. તેણે કેવું પરાક્રમ કર્યું હતું ? જો સાંભળઃ—

हय कट्टत भयो भोम, भोम हुय वेन पलट्यो ।
पय कट्टत कर लयौं, करहु लबले न समट्यो ।
कर कट्टत शीर लयौं, सिरहु टुकटुक कर तुट्यौ ।
सिर टुट्टत धर लयौं, धरहु सन्मुख हुई कट्यो ।
धर कट्ठ कट्ठ कपि चन्द कहे रोम रोमे लग्गे लरन ।
सुर असुर नाग जयजय कहे, धंन धंन कग्गन मरन ।

એવા તો તારી પાસે કંઇ જોદ્ધા હજુયે પડેલા છે, જે જમ-રાજને પણ આવતો અટકાવી શકે, તો ઘોરીસાહના તે શા ભાર છે ? (કંચુકીને) કંચુકી ! જા રાણીજીને કહે કે મારા સિંહને તારી સ્નેહની સોડમાંથી હવે છુટો કર, અને તું જોગણી અવતરીને આવી હોય તો ત્હારા ખપ્પરમાં હવે હિન્દના શત્રુઓને લઈ લે.

પૃથુરાજ—(ઉત્સાહમાં આવી જઈને)—સજ્જ થયો છું, ચંદ, સજ્જ થયો છું; હવે અત્યારથી જ રણવાસ મને હરામ છે. જાઓ, સૈન્ય સજ્જ કરાવો ને રણવાદ્ય વગડાવો.

[ એટલામાં કંચુકી કવિ ચંદનો સંદેશો અંતઃપુરમાં રાણીને કહીને પાછો આવે છે. ]

કંચુકીઃ–( નમન કરીને પૃથુરાજને )–મહારાજ, મહારાણીજી સંયોગતાએ કહાવ્યું છે કે રણવાસના દરવાજા આજથી તમારે માટે બંધ કર્યા છે. માટે જો રણમાંથી વિજયમાળ કંઠમાં પહેર્યા સિવાય પાછા આવશો તો રાણીજી મ્હોં નહિ જુએ. રણમાં ખપી જશો તો દેવાંગનાઓ તમને લલચાવે તે પહેલાં તમારી સેવામાં હાજર થવાની તૈયારી પણ કરી રાખી છે. લ્યો, આ વિદાયગીરીની પુષ્પમાળા.

ચંદઃ—ધન્ય છે દેવી ! આખરે ક્ષત્રાણી તે ક્ષત્રાણી જ. વ્હાલા પીથલ ! ચોહાણ વીર ! ચાલો હવે પૂજ્ય મહારાણા સમરસિંહને સામૈયું કરીને તેડી લાવીએ. સ્વર્ગનાં કમાડ તોડી નાંખે એવું યુદ્ધ તો ખરા ક્ષત્રીઓના નસીબમાં જ આવી મળે છે.

[ બન્ને જાય છે. ]

( ૨૯ )

## ચંદ, પૃથ્વીરાજ અને સંયુકતા.

ચંદ—મહારાજ, આ યમુનાનાં તીર.

પૃથ્વીરાજ—બિરદરાજ, અહીં મને શાને લાવ્યો છે?

ચંદ—આ યમના તીરે યવનરાજના પ્રાણ હણ્યાં છે.

પૃથ્વીરાજ—અને પછી,—

ચંદ—પછી આપનો નિર્દય અને નીચ ઘાત ન થાય માટે હું આપને અહીં લાવ્યો છું.

પૃથ્વીરાજ—દિલ્હીપતિ પૃથ્વીરાજ નાસી છુટે છે?

ચંદ—નહિ મહારાજ, દિલ્હીના પૃથ્વીરાજે વિના નેત્રે પોતાના શત્રુનો વધ કર્યો છે, એ પોતાના બાહુબળથી છુટે છે.

પૃથ્વીરાજ—ત્યારે હવે દિલ્હીના મારા સામન્તો ક્યાં છે? મ્હારૂં સૈન્ય ક્યાં છે?

ચંદ—મહારાજ, આપના સામન્તમાં હું એક જ રહ્યો છું! અને આપનું સૈન્ય ક્ષત્રિયની રૂઢી પ્રમાણે છેલ્લો માણસ ખપી ગયા સુધી લડયું છે.

પૃથ્વીરાજ—બિરદરાજ, દિલ્હીમાં કોણ છે?

ચંદ—યવનો અને યવનની સત્તા છે, મહારાજ!

પૃથ્વીરાજ—ત્યારે મ્હારી પ્રજાનું શું છે?

ચંદ—એ પણ દિલ્હીની સાથે યવનની સત્તા નીચે છે.

પૃથ્વીરાજ—ત્યારે તેં આ શું કર્યું ?

ચંદ—મેં મ્હારા નાથને બંદીખાનેથી છોડાવ્યા.

પૃથ્વીરાજ—પણ હવે હું કોનો નાથ છું ? હું છુટયા છતાં મ્હારી પ્રજા તો અનાથ જ છે.

ચંદ—મહારાજ, હવે મહારાજના શરીરના નાથ છો.

પૃથ્વીરાજ—અને તે કેવી રીતે ?

ચંદ—હવે છેલ્લી પળે આપના શરીરને મ્લેચ્છોના સ્પર્શથી ભ્રષ્ટ થવાનું નથી.

પૃથ્વીરાજ—ત્યારે તેં મને મરવાને યમુનાને તીર આણ્યો છે, એમ કહે ને ?

ચંદ—દેશની, પ્રજાની, સામંતોની, સૈન્યની આવી સ્થિતિ છે તે વારે મહારાજ જીવી શકશે ?

પૃથ્વીરાજ—પણ બિરદરાજ, અસ્પર્શી સ્પર્શની ભ્રષ્ટતામાંથી આત્મઘાતની ભ્રષ્ટતામાં હું આવીશ તેનું શું ?

ચંદ—મહારાજને આત્મઘાત નહીં કરવો પડે !

પૃથ્વીરાજ—ત્યારે મ્હારો ઘાત કોણ કરશે ?

ચંદ—આપનો પાસે ઉભેલો આ દાસ, મહારાજ!

પૃથ્વીરાજ—અને પછી એ દાસને સ્વામીઘાતનું પાતક નહીં લાગે, બિરદરાજ ?

ચંદ—નહિ મહારાજ. દેવી તરફથી મને આજ્ઞા થઇ છે, અને મને દેવીએ જણાવ્યું છે કે મહારાજનો ઘાત મ્હારે જ હાથે નિર્માયો છે.

પૃથ્વીરાજ—ત્યારે સજ્જ છું.

ચંદ—નહીં મહારાજ એમ નથી; એવી જ રીતિએ મ્હારો ઘાત આપને હાથે નિર્માયો છે. હું આપની પાસે દંડની માગણી કરૂં છું.

પૃથ્વીરાજ—તું દૂરના નિર્માણને આવી માગણીથી પાસે લાવવા માગે છે અને હવે દેશની અને પ્રજાની આવી સ્થિતિ છે, ત્યારે આથી સારા નિર્માણની આશા પણ નથી. પણ બિરદરાજ, હવે હું વાર શાને લગાડું છું?

ચંદ—મહારાજને કહેવાનું અવશેષ રહે છે. હવે પ્રાણાન્ત પાસે છે ત્યારે મનને નિયન્ત્રણા ન થવી જોઇએ.

પૃથ્વીરાજ—યુદ્ધ માગનારને યુદ્ધ આપવું અને તેએ ક્ષત્રિ-ઓએ તાત્કાળ આપવું, એવો અમારો ધર્મ છે. પછી આશાનો અવશેષ રહે તોયે શું?

ચંદ—મહારાજના સેવકનો એટલો અધિકાર ક્યારથી ઓછો થયો છે?

પૃથ્વીરાજ—અધિકારનો સમય નથી, અવસરનો સમય છે. હું જાણવા માગું છું, કે મ્હારી સંયુક્તાનું શું છે?

ચંદ—એ દેશનું સત્યાનાશ વાળનારીનો આવે અવસરે પણ રાગ!

પૃથ્વીરાજ—એ અનુપમ સૌંદર્યવતી દેવીને એવી ગાળ ઘટતી નથી. એ સૌંદર્યની અવગણના કરનારને આ બાહુ દંડ આપશે.

( પાછળથી સંયુક્તા એકાએક દાખલ થાય છે. )

સંયુક્તા—મહારાજ, આ હતભાગિણીને જ હવે તો દંડ ઘટે છે. જેવી ગાળ બિરદરાજ મને આપે છે તેવી ગાળને હું સર્વથા લાયક છું. અને મહારાજની અને દેશની અવનતિ વાળવાના બદલામાં મહારાજને હાથે મ્હારો શિરચ્છેદ હું માગી લઉં છું.

પૃથ્વીરાજ—દેવી, ક્યાંથી ? પણ સંયુક્તા, આ બિરદરાજ અત્યારે મ્હારી સાથે દ્વંદ્વ માગે છે, હું પણ ત્હારા આવ્યા પછી અને તું હયાત છું એમ જાણી હવે બીજાના સાથે અને શત્રુના સામે નહીં તો મ્હારા બિરદરાજની સાથે અને એની સામે છેલ્લી વીરશ્રી દાખવી મરવા તૈયાર થયો છું.

સંયુક્તા—મહારાજની જેવી તૈયારી છે તેવી જ આ દાસીની પણ તૈયારી છે. સંસારની મીઠાશ તો ક્યારની ગઈ છે, અને હવે વળી મહારાજ પોતે જવા તૈયાર થયા છો.

પૃથ્વીરાજ—નહીં, ત્હારે હાથે હજી દેશનું અને પ્રજાનું કલ્યાણ થઇ શકે તેમ છે. અને તેમ કરવાની હું છેલ્લી તને આજ્ઞા આપું છું.

સંયુક્તા—મહારાજની આજ્ઞા હોય એવા હેતુસર તે હું માથે ચ્હડાવીશ; પણ એ હેતુ કયે કારે મહારાજ સિદ્ધ કરી શકશો, તે હું હતભાગિણી જોઇ શકતી નથી.

પૃથ્વીરાજ—નહીં, તેમ થશે. હું તને આજ્ઞા આપું છું કે ત્હારે દેશની અને પ્રજાની ખાતર આખા ભારતવર્ષના ક્ષત્રિયમંડળ-માં ફરવું અને દરેક ક્ષત્રિયને મ્હારે નામે દેશનો ઉદ્ધાર કરવાની વિનતિ કરવી.

સંયુક્તા—મહારાજની તે આજ્ઞા થયા પહેલાંજ હું એ પ્રયોગ અજમાવી ચુકી છું.

પૃથ્વીરાજ—અને એનું શું ફળ છે ?

સંયુક્તા—રજપુત સંસ્થાનો હીર વિનાનાં થઇ પડયાં છે, માંહો-માંહે કુસંપમાં છે, છેક ગુજરાતમાં પણ આપના સામે બાથ ભીડ-નાર ભીમદેવ હવે રહ્યો નથી.

પૃથ્વીરાજ—ત્યારે છેલ્લે તું ત્હારા બળવાન પિતા પાસે જઈને તેને વિજ્ઞાપના કર એમ હું આજ્ઞા કરૂં છું. એ બળવાન ક્ષત્રિય, આ દેશનો અને પ્રજાનો ઉદ્ધાર કરી શકશે એમાં મને શક નથી. વળી એને દિલ્હીના તખ્તનશીન થવાનો અતિ લોભ છે.

સંયુક્તા—મહારાજ, હવે એટલી અવનતિ ભોગવતાં પણ શરમ નથી. પણ મેં સાંભળ્યું છે તે પ્રમાણે એ અધમ ક્ષત્રિએ —હું એને પિતાના સંબોધનથી બોલી શકતી નથી—દિલ્હીના તખ્તના લોભમાંજ અને મહારાજની ઇર્ષામાંજ દેશની આ સ્થિતિ કરી છે. ગમે તેમ હો, મહારાજની આજ્ઞા મ્હારે માથે ચ્હડાવવી જ ઘટે છે. પણ મહારાજ જેને બળવાન ક્ષત્રિય કહોછો તેને આ યમુનાના જળમાં ડુબી મરવું પડયું છે; એના રાજ્યપર પણ યવનોની સત્તા છે.

પૃથ્વીરાજ—અરેરે ! આ હું શું સાંભળું છું ? દેવી, તું ખરેજ આ સઘળું સાચું કહે છે ?

સંયુક્તા—હું મહારાજની પાસે જુઠું નિવેદન કરી શકું ?

પૃથ્વીરાજ—ત્યારે બિરદરાજ, એકજ પળે આપણાં શસ્ત્ર એક બીજાના હૃદયમાં ભોંકાય એ આપણું દંડ.

સંયુક્તા—મહારાજ, આ હતભાગિણીનું શું ? એને એનાં પાપનું ફળ મહારાજના હાથથી પ્રથમજ મળવું જોઇએ.

પૃથ્વીરાજ—નહીં, હજુ એક કર્તવ્ય ત્હારે કરવાનું રહ્યું છે.

સંયુક્તા—તો આજ્ઞા કરો.

પૃથ્વીરાજ—સાધુને વેશે આખા દેશમાં ફર અને જાહેર કર કે દિલ્હીના પૃથ્વીરાજે રાજનીતિના અજ્ઞાનમાં દિલ્હી ખોઇછે, ક્ષત્રીઓએ માંહોમાંહેના કુસંપમાં અને કલહમાં દેશને પરાધીન બનાવ્યો છે.

સંયુક્તા—મહારાજ, આટલું ઉમેરવાની રજા આપોઃ અને સંયુક્તાએ અતુલ વીરશ્રી દાખવનાર શુરવીર ક્ષત્રિયને પ્રેમપાશમાં બાંધી રાખી દેશનું સત્યાનાશ વાળ્યું છે.

ચંદ—સંયુક્તા, મ્હારા તરફથી વધારે આટલું ઉમેરજે—અને ચંદે યુદ્ધકળામાંજ રાજ્ય પ્રપંચ સમાવી ક્ષત્રીઓને સંહારને ઉન્માદે ચ્હડાવ્યા છે.

પૃથ્વીરાજ—ત્યારે દેવી, પ્રયાણ કર. અમે આ પુણ્ય તીરપર અમારા દેહનો ત્યાગ કરીએ છીએ.

સંયુક્તા—એટલું કર્યાં પછી મને આજ્ઞા મળવી જોઇએ.

પૃથ્વીરાજ—પછી શાસ્ત્રેજ તને સતી થવાની છુટ આપી છે.

સંયુક્તા—મહારાજને છેલ્લી વારને વાસ્તે કંઠે વળગી લેવાની આજ્ઞા છે ?

પૃથ્વીરાજ—સુખેથી તેમ કરી લે. અને બિરદરાજ આપણે પણ ભેટી લેઇશું



## સિદ્ધરાજ અને જસમા.

[ સ્થળઃ સહસ્ત્રલિંગ તળાવ–પ્રથમ સિદ્ધરાજનો મહેલ. પાછળથી માળવાનો માર્ગ. ]

જયસિંહ ( સ્વગત )—સારા આસમાની રોશની પાસે ગુજરાતનો નાથ આજે નફટ બનીને કબુલ કરે છે કે જસમાના સૌન્દર્ય પાસે મારૂં ગુજરાત પાણી ભરે છે! ભોજરાજની સંસ્કૃત કલ્પનાનો દિવ્ય પ્રદેશ માળવા! અને આ માળવાનું અનુપમ સૌન્દર્ય. મહારાજ ભીમદેવે માળવા જીત્યું. આજે ગુજરાતના નાથને માળવાની એક સ્ત્રી જીતે છે! હું એનું નામ ભૂલવા યત્ન કરૂં છું તેમ તેમ એનાં સુંદર ગોળ નયનો ને પવનથી ઉડતાં જુલ્ફાં વધારે ને વધારે રમ્ય થતાં જાય છે! અરે! આજે હું સૌન્દર્ય લીધે મરૂં છું. આ રમણીય દુઃખમાં જસમાનો ચહેરો જાણે હસતો જ છે! ઓ પટ્ટન! પટ્ટનીઓ! હું ગુજરાતનો નાથ છું, પણ મનુષ્ય છું. ધૂળથી ખરડાયેલું એનું વદન વધારે રમ્ય દીસે છે. જાણે વાદળાંમાંથી આછી રોશની પ્રગટાવતો ચંદ્ર! ગુજરાતના નાથ પર આ સૌન્દર્યનો જુલમ છે! લાગણીઓનો હલ્લો છે! રે સ્ત્રીનો વિજય છે!

( સહસ્ત્રલિંગ તળાવ પર જાય છે. )

એજ! કહેવું મુશ્કેલ છે કે એના મજુરણના વેષમાં એ વધારે રમ્ય લાગે કે રાણીના વેષમાં! કદાચ અંધકારને ઘડીભર એનાથી શોભવાનું મન થાય! આ સ્ત્રીના સૌન્દર્યમાં કુદરત કરતાં કલાનો વધારે હાથ છે; કલા કરતાં અકસ્માત વધારે છે; અકસ્માત કરતાં

સંસ્કાર વધારે છે! પાટણનું સિંહાસન અને જસ્મા: આજે કબૂલ કરૂં છું કે આખું ગુજરાત જસમાને ખરીદવાને બસ નથી!

( આંટા મારે છે. )

સિદ્ધરાજ:—જસમા! ગુજરાતના નાથને માણસ કરતાં માટી વધારે પ્રિય નથી! સહસ્ત્રલિંગ તળાવની ધૂળ જસમાના સૌન્દર્યને ઢાંકે એના કરતાં સહસ્ત્રલિંગ તળાવ ન હોય તો સારૂં! ઘડીભર વિશ્રાન્તિ લે!

જસમા:—અમને મજુરને મહારાજ! શ્રમ એ જ વિશ્રામ છે!

સિદ્ધરાજ:—જસમા! ઘડીભર બેસ! ત્હારા શરીર પર ધૂળ ઉડી તારૂં સૌન્દર્ય ઢાંકવા યત્ન કરે છે અને તેમ તેમ શરીર પર કલાના અનેક યત્નથી દોરાય... એવું દશ્ય થાય છે! ઘડીભર આરામ લે! ત્હારા પ્યારા સંતાનને હિંચકો નાંખતી જા!

જસમા:—આમલીની શિતળ છાયામાં સુતેલાં અમારાં સંતાનો પોતાને પાટણની ગાદીપર બેઠેલ ધારે એમાં જ આનંદ છે!

સિદ્ધરાજ:—ત્હારૂં બચ્ચું રૂએ છે એને તો સંભાળ!

જસમા:—ગુજરાતનો નાથ બચ્ચા પર કરુણ દષ્ટિ કરે છે કે સ્ત્રીનું સૌન્દર્ય નિરખવા બચ્ચાનો આશ્રય લે છે?

સિદ્ધરાજ:—જસમા! આ સૌન્દર્ય પાટણના મહેલમાં શોભે, તળાવની ધૂળમાં નહિ.

જસમા:—પાટણનો મહેલ તો આજ છે ને કાલે નથી. પાટણના મહેલ માટે જસમાનું સૌન્દર્ય ન વેચાય!

સિદ્ધરાજ:—જસમા! મહેલમાં તું કહે ત્યાં રાખું! ત્રીકમને સાથે રાખું! ત્હને પાટણની રાજરાણી બનાવું. ઓ જસમા!

કુદરતે ત્હારા પર સૌન્દર્યનો વર્ષાવ કર્યો છે! હું ગુજરાતનો નાથ ત્હારી ભિક્ષા માગું છું!

જસમાઃ—ગુજરાતનો નાથ ભિક્ષા માગે એથી વધારે કલંક એના માટે શું હોય? અને એની ભિક્ષા છતાં હું અડગ રહી શકું એથી વધારે ગૌરવ શું? મ્હને વૈભવ કરતાં સમૃદ્ધિ વહાલી છે, સમૃદ્ધિ કરતાં યશ વહાલો છે, ને યશ કરતાં ચારિત્ર્ય વહાલું છે! સિદ્ધરાજ જયસિંહ! તું મ્હને પુત્રી કહીને જેવો શોભ્યો હત તેવો મ્હારા સૌન્દર્યનો કવિ થઇને શોભતો નથી. તું કવિ નથી; ચિત્રકાર નથી; રાજા છો. મ્હારૂં લાવણ્ય ત્હારી કલા માટે નથી; એની પવિત્રતા સાચવવા માટે છે.

સિદ્ધરાજઃ—જસમા! હું રાજા છું, પણ રાજ્યની સમૃદ્ધિ ત્હને માનું છું; મ્હારે કવિ નથી થવું, ચિત્રકાર નથી થવું, કલા નથી જોવી, પણ સ્નેહ જોવો છે! હું ત્હારા લાવણ્ય કરતાં ત્હારા સ્નેહને જ સાચવવા માગું છું!

જસમાઃ—પાટણની વિભૂતિનું આ ભવિષ્ય તો નથી ને? જયસિંહ મહારાજ! રાજ્યસિંહાસન પવિત્રતા પર રચાય છે; પવિત્રતા પર જ ટકે છે; વિલાસની શરૂઆત થાય ત્યારે વૈભવની છોળ દેખાય; ભરતી લાગે ને ઓટ થાતો હોય. પાટણની લક્ષ્મી નિષ્કલંક રહે એમાં જ ગુજરાતનું ગૌરવ છે!

સિદ્ધરાજઃ—તું જ પાટણની લક્ષ્મી છો; ગુજરાતની દેવી છો; સિદ્ધરાજની સ્નેહરાણી છો.

જસમાઃ—હું માળવાની છું, મજૂરણ છું; છતાં ભૂખે મરૂં તોપણ ગુજરાતના નાથને નમવાની નથી! માળવાના મજૂર કરતાં ગુજરાતનો રાજા વધારે સમૃદ્ધિવાન હશે; વધારે સારો નહિ! મજૂરીનો પૈસો

એ મ્હારા રાજ્યની પેદાશ છે! હું એક ઘરમાં રાણી છું જ, અને હવે બીજા ઘરમાં રાણી બની વેશ્યા બનવું નથી! રાજાના ઘરમાં વેશ્યારૂપે રહેવું તે કરતાં ત્રીકમના ઘરમાં સ્રીરૂપે રહેવું હજાર દરજ્જે સારૂં છે! ત્હારૂં પાટણ સમૃદ્ધ હશેઃ એ ત્હને આબાદ રહો! મ્હારો માળવો મ્હને વધારે વ્હાલો છે!

સિદ્ધરાજ:—જસમા! અત્યાર સુધી ત્હારામાં સૌન્દર્ય હતું, હવે ત્હારામાં ગુણ પણ છે. પાટણની વિભૂતિ ત્હારા વિના ફીક્કી લાગે છે! ગુજરાતમાં આવી એક સ્રી જોઈએ!

જસમાઃ—મહારાજ! હજાર સિંહાસન કરતાં એક મનુષ્યનું ચારિત્ર્ય વધારે કિંમતી છે! માળવાનું સિંહાસન લૂંટાય તો માળવી સૈન્ય કોઈક દિવસ અપયશ ભૂંસી શકે, પરંતુ માળવાની સ્રી વેચાય તો માળવી સ્રીઓનું સૌન્દર્ય વેચાય છે! ગઈ કીર્તિ મળે છે, પણ ગયું સૌન્દર્ય મળતું નથી! કીર્તિ તો મનુષ્યનો માની લીધેલો સિક્કો છે! સૌન્દર્ય ઇશ્વરદત્ત બક્ષિસ છેઃ નીતિનું અંતિમ પરિણામ છેઃ અનેક જીવનનો અમર સંસ્કાર છે! સૌન્દર્ય વેશ્યા વેચે છે! હું માળવી સ્રીઓનું અભિમાન ન વેચુંઃ મારૂં સૌન્દર્ય ન ગુમાવુંઃ ઇશ્વરી બક્ષિસ ફેંકી ન દઉં. અને ત્હારી પાસે આપવાનું શું છે?

સિદ્ધરાજઃ—ગુજરાતનું રાજ્ય: પાટણનું સિંહાસન: પટરાણીપદ.

જસમા—ગુજરાતનું રાજ્ય? ગુજરાતના નાથ! ત્હારો આખો અભ્યાસ ખોટો છે. ત્હારી પાસે રાજ્ય પણ નથી ને રાજ્યનું ગૌરવ પણ નથી; મ્હારા જેવી એક મજુરણના ચરણમાં ધરી શકાય એ રાજ્યની કિમ્મત પણ શું? અને તું એને ભવિષ્યમાં ટકાવે પણ શું? ત્હારૂં રાજ્ય વધારે વિશાળ હોય માટે વધારે ભયંકર હોય!

માણસનું ખરૂં રાજ્ય એના ફળી અને ખેતરમાં જ હોઇ શકે, બીજાું બધું અભિમાન. અને પાટણનું મહારાણીપદ? એ કિમ્મત વિનાનો સિક્કો નથી? લોકોના શ્વાસ પર ટકે એટલું પોલું પદ એ નથી? એ પદ પરથી જવું પડે ત્યારે જેટલા વધારે અભિમાનથી ત્યાં બેઠા, તેટલા જ વધારે ભયંકર આઘાતથી માનવ જીવનની છેક છેલ્લી ઘડી–મૃત્યુ–પણ બગડતી નથી? મહારાજ! પદ એટલે ખોટો અને પોલો સિક્કો! એનામાં કિમ્મત નથી, અને જે ઘડીએ એના ધણીને ખબર પડે કે હવે પદ મ્હારૂં નથી, ત્યારે તે ખોટો સિક્કો એક બદામનો પણ નથી.

હું સ્ત્રી છું; મ્હારામાં સ્ત્રીત્વ છે. જો તું સ્ત્રીને કળી શક્યો હત તો કદી માનત નહિ કે સમૃદ્ધિથી સ્ત્રી વેચાતી લઇ શકાય! સ્ત્રી વસ્તુ નથી; સ્નેહની જીવતી મૂર્તિ છે! એની કિમ્મત પત્થરથી ન. થાય: એટલી જ જીવન્ત પ્રેરણાથી થાય.

સિદ્ધરાજ:—તું ભૂલે છે જસમા! હું તને મહારાણી પદનું અભિમાન નથી બતાવતો. એ ત્હારી સમક્ષ ધરેલી લાલચ નથી: ખોટી આશા કે મિથ્યા વચન નથી; મ્હારા અંતરનો ઉંડો અવાજ દર્શાવવાનું સાધન માત્ર છે. હું ત્હને કેવા શબ્દોમાં કહું કે તું મ્હારી સ્નેહરાણી છો! જસમા! આ બાલની છટા! પેલાં સુંદર ગંભીર ગળકતાં નયનો! આ શરીર સામર્થ્ય ને સમૃદ્ધિ એના પર ચાલ્યો જતો સૌન્દર્યનો પ્રવાહ! અને એ બધા પર ત્હારૂં સ્પષ્ટ વ્યક્તિત્વ; મદભર્યું માન. માનિની! સિદ્ધરાજ ત્હારૂં જ કાવ્ય દરે છે: ત્હારૂં જ ચિત્ર દોરે છે; ત્હને જ જુએ છે!

જસમાઃ—પુરુષ એટલે સ્ત્રીની પવિત્રતા જાળવનાર. જો સિદ્ધરાજ મ્હને જ નિરખતો હોય તો એ મનુષ્ય પણ નથી! મહારાજ! હું ગુજરાતની થવા યોગ્ય પુત્રી છું!

સિદ્ધરાજઃ—અરે! જસમા!

[ જસમા ચાલી જાય છે. ]

સિદ્ધરાજઃ (સ્વગત)—એનાં મદભર્યાં નેન! લાલિત્યના પ્રવાહમાં આ મદનું મિશ્રણ એની દેહલતાને જૂદો જ પલટો આપે છે! જાણે એનું સૌન્દર્ય જ પીધા કરૂં! ગુજરાતની મહારાણી તો આવી જ ઘટે! કાલે બધાને વિદાય કરી એને એના પતિ સાથે રોકું, જ્યાં સુધી જસમા નથી ત્યાં સુધી ચૈતન્ય નથી. આટલી અજબ કલા કુદરતે પક્ષપાતથી જો વાપરી હોય તો આ એક જ ઠેકાણે! મજૂરની સ્ત્રી અને હોઠ પર પરવાળાની છાંય! મજૂરી કરવી ને પગ પર ન ભૂંસી શકાય તેવો અળતાનો કુદરતી રંગ! માટીના ટોપલા નીચે લાવણ્યનો પ્રવાહ! જાણે તરંગે ચડ્યો! છૂટા બાલ વચ્ચે જાણે આસ્માનનો ચાંદ ઉગ્યો! કુદરતનો આ જુલમ સહન નથી થતો. પાટણનું સિંહાસન ડોલે કે ડગે તોપણ એ સૌન્દર્ય પાછળ ડોલવામાં કીર્તિ છે! સિદ્ધરાજની નિંદા થશે તો પણ સાચો સ્નેહી હતો એવો અમર લેખ રહેશે! પરંતુ એ પરણેલ છે?!

અરે હા, એ કુદરતનું તોફાન છે. સિંહાસનને યોગ્ય સૌન્દર્ય ધૂળના ટોપલા ઉંચકવા ન હોય! એનું સૌન્દર્ય એ જ રાજધર્મનું ન્યાયસૂત્ર છે. એને ત્યાં મરવા દેવું એ પણ પાપ છે. કુદરત ક્યારેક મસ્તી કરે છે એટલા જ માટે કે મનુષ્ય એ ભૂલ સુધારે. કુદરત એટલે જ અકસ્માત. કુદરત કલા પૂરે છે, પરંતુ એને ગોઠવવાનું કામ તો મનુષ્યનું છે.

[ સિદ્ધરાજ જાય છે. ]

૨

[ બીજે દિવસે બધા મજુરો માળવા તરફ રવાના થાય છે. ત્રીકમ ને જસમા પણ સાથે જ નાસી જાય છે. સિદ્ધરાજ તેમની પાછળ પડે છે. ]

સિદ્ધરાજઃ—જસમા ! ઓ માળવાની સુંદરી ! ગુજરાતના નાથને બિલ્કુલ ભિખારી રાખતી ન જા. થોડીક સ્મૃતિ-એક વચન, બે શબ્દો, કાંઇક આપતી જા !

જસમાઃ—ગુજરાતનો નાથ તદ્દન પાગલ છે કે શું ?

સિદ્ધરાજઃ—આહા ! ત્હારી પાછળ હું પાગલ છું એથી પણ મ્હને આરામ થાય છે. જસમા ! ત્હારામાં સૌન્દર્ય અનેક રીતે રહ્યું છે ને તેથી ત્હારી અનેક યાદી છે !

જસમાઃ—મહારાજ ! હું ત્રીકમની સ્ત્રી છું !

સિદ્ધરાજઃ—એ ભૂલ આજે ભૂંસી નાંખવી છે ! તું બીજા કોઇની સ્ત્રી થવાને લાયક નથી.

જસમાઃ ( સજલ )—મહારાજ ! ગરીબને પણ શીલનું સામર્થ્ય છે ને સમૃદ્ધિ છે !

સિદ્ધરાજ—સામર્થ્ય જોઇ લેવાશે; ને સમૃદ્ધિ શીલમાં નથી પણ સ્નેહમાં છે !

જસમાઃ—મહારાજ ! મ્હેં મારો સ્નેહ વેચી માર્યો છે; સૌન્દર્ય અર્પાઇ ગયું છે; તમને એવું એઠું—અભડાયલું સૌન્દર્ય ખપે ?

સિદ્ધરાજ—જસમા ! સ્ત્રી તો જન્મથી જ પવિત્ર છે. રાજ-ધર્મ સ્ત્રીરક્ષણ માટે છે, ને આ ત્હારૂં રક્ષણ છે !

જસમાઃ—સિદ્ધરાજ ! હું ત્રીકમની છું, ને ત્રીકમની રહીશ !

સિદ્ધરાજઃ—સ્ત્રીહઠને હઠાવવા માટે હું રાજહઠ પકડીશ.

જસમાઃ—છેવટ આટલે સુધી ? સિદ્ધરાજ, સૌન્દર્ય ને સ્નેહ એમ ન જ મળે. ફરી એક વાર વિચારી જો.

સિદ્ધરાજઃ—મ્હારો નિશ્ચય અડગ છે. હું ત્હને અડગ શ્રદ્ધાથી ચાહું છું !

જસમાઃ—ત્યારે, રે ! ગુજરાતના ભિખારી ! આ માળવી સ્ત્રીના શબ્દો સાંભળતો જા ! મ્હને તું કે ત્હારૂં સિંહાસન જીતે એવી ન ધારતો. મનુષ્ય એટલે જ અજેય. તું શ્રદ્ધાથી જીતે, સ્નેહથી જીતે, પણ બળથી નહિ. હું બે વાર જીવતી નથી, માટે બે વાર જીતાતી નથી. મ્હને જીતનાર જીતી ગયો છે. એ ત્રીકમ, એનું આ પ્રિય સંતાન. મ્હારૂં એ જીવન છે ! ગુજરાતના નાથ ! ત્હારા આખા ગુજરાત પર એક ન ભૂંસાય તેવું કલંક રહેશે. ત્હારી બધી વિજયયાત્રા પાછળ આ નિંદ્ય નોંધ લખાશે, અને ત્હારી કીર્તિમાં આ કાળી ટીલી કાયમ રહેશે. (પોતાના બચ્ચાને ચૂમે છે.) ફિકર નથી બેટા ! જો ત્હારા સામે ગુજરાતનો નાથ છે તો ત્હારી પડખે અનાથનો નાથ છે ! જે ચુંબન માટે તું પાટણનું ગૌરવ, ત્હારૂં મનુષ્યત્વ ને ગુજરાતની વિભૂતિ છોડે છે, તે ચુંબન માત્ર આ પ્યારા બચ્ચા જ છે ! હું સ્ત્રી છું ને મ્હારૂં દરેક અંગ પોષક છે. મ્હારૂં સ્નેહભર્યું હાસ્ય ત્રીકમના ઘરનું અજવાળું હતું; એ ત્હારા મહેલ માટે હતું નહિ અને છે નહિ. મ્હારી શરીરસમૃદ્ધિ એક ત્રીકમ જ જોઇ શકશે. તું ગુજરાતનો નાથ હશે, મ્હારો નહિ. મ્હારો તો તું પિતા થાય અથવા કાંઇ નહિ. . . . . . . . . . . .

સિદ્ધરાજ:—હું ત્હારો પિતા નથી.

જસમા:—ફિકર નહિ. રે! ગુજરાતના સાધારણ રજપૂત, હું રજપૂત નથી પણ રજપૂતની સ્ત્રીનું લોહી કેવું હોય તે જાણું છું! (સંતાનને નીચે મૂકે છે.) અને આ નિર્દોષ આંખ જે વખતે મ્હારા ચ્હેરા પર ફરશે ત્યારે એને હું જવાબ ન આપું તો ઓ પરવરદિગાર! એ દોષ મ્હારો નથીઃ ત્હારી આપેલી સમૃદ્ધિ મ્હેં છોડી નથી, છોડવી પડી છે! આ બાળક પર મ્હને જેટલો પ્યાર છે તેના કરતાં વધારે પ્યાર આ છેલ્લી ચારિત્ર્યની લડાઈ પર છે. આ લડાઈ છે ને તેમાં હું પાછી હઠી બાળકનું જીવતું અપવિત્ર લાંછન રહું, તેના કરતાં મૃત્યુ પામેલ પવિત્ર અભિમાને રહું એ વધારે સારું છે!

[કટાર હવામાં ઉંચે દેખાય છે, સિદ્ધરાજ દોડે છે! જસમા પડે છે.]



## ( ૩૧ )
## સિદ્ધરાજ અને મિનલદેવી.

---

મિનલઃ—છોકરા, મેં નિશ્ચય કર્યો હતો કે, ત્હારૂં મુખ નહીં જોવું, પણ દાસીએ ત્હારા આવવાની વરદી આપી એટલે એ નિશ્ચય સરી ગયો. તો પણ તને જોવાથી જે આનંદ મને પહેલાં થતો તે અત્યારે થતો નથી.

સિદ્ધરાજઃ—તો અત્યારથી મારૂં દુર્ભાગ્ય શરૂ થયું સમજું છું.

મિનલઃ—સોરઠના રાને રણમાં રોળનારના હૃદયમાં પોતાનું બીજી જ પળે દુર્ભાગ્ય ઉતરવું એ સહજ નથી; અને એ હું સારી રીતિએ સમજું છું. પણ તું એવા શબ્દો બોલે છે તો કહીશ કે. ત્હારૂં દુર્ભાગ્ય અત્યારથી નહીં પણ જ્યારથી સોરઠપર સ્વારી લેઈ જવાનો તેં વિચાર કર્યો ત્યારથી શરૂ થયું છે.

સિદ્ધરાજઃ—જેણે મ્હારૂં ઉત્સાહબલ સાથે રહી સલાહ આપી દોરીને આટલું વધાર્યું તે માતુશ્રીના જ મુખમાંથી આ શબ્દો સાંભળતાં હું નવાઇ પામું છું.

મિનલઃ—નવાઈ પામવાનું કશું કારણ નથી. તું પોતેજ વિચાર અને લડાઇને માટે પ્રયાણ કરતાં પહેલાં જે મસલતમાં મને સેળવી તેમાં તેં મને છેતરી નથી?

સિદ્ધરાજઃ—મેં આપને છેતર્યાં હશે તો હું જાતે પણ છેતરાયો હોઇશ.

મિનલઃ—લડાઇથી ઉભય પક્ષને જે અણધાર્યું નુકશાન થયું તે વાત હું પૂછતી નથીઃ લડાઈ ઊઠાવવાના કારણ સંબંધી જ મ્હારો સવાલ છે.

સિદ્ધરાજ:—સોરઠની પ્રજા ગુજરાતની પ્રજા કરતાં દુઃખી હશે એમ માનવામાં મેં ભૂલ કીધી હતી એ વાત નિઃસંશય છે.

મિનલ:—છોકરા, હજુ તું મને છેતરે છે. ત્હારી સાથે વાત કરતાં મને કંટાળો આવે છે. હું જ કહું છું કે, સોરઠ પર લડાઈ લઇ જવામાં શું સોરઠની પ્રજાનો જ વિચાર તેં રાખ્યો હતો? શું ત્હારાં નેત્ર સમક્ષ રાણકને જ રાખી તેં આ લડાઈ નથી ઊઠાવી?

સિદ્ધરાજ:—એ સુંદરી ભણી મને રાગ હતો અને રાગ છે, એ વાત હું કબુલ કરૂં છું.

મિનલ:—દુનિયામાં સુંદર દેવી તેજવાળા પદાર્થ કે પ્રાણી ભણી રાગ હોવો એમાં પાપ નથી, એ સ્વાભાવિક છે; પણ એ સુંદરીને પૂજવાને બદલે અભડાવવાનો તું વિચાર રાખે છે?

સિદ્ધરાજ:—અને હું પૂછું છું કે, માતુશ્રી! શું આપે જ મને આજ્ઞા આપી ન હતી, જે સોરઠી રાના ઘરમાં જે અનુપમ સ્રીરત્ન છે તેને પ્રથમ હાથ કરજે?

મિનલ:—અને એ ઉપરાંત બીજી શી આજ્ઞા આપી હતી? તે બોલને.

સિદ્ધરાજ:—એ સ્રીરત્નની કુખમાં ઉપજેલાં બાળકરત્નને પણ હાથ કરવાની.

મિનલ:—હવે વિચાર, કે એવી આજ્ઞા આપવામાં મ્હારો શો હેતુ હશે?

સિદ્ધરાજ:—એ સુંદરીને કોઇ અનર્હ પુરૂષ દુષિત ન કરે, અને એ બાલકો પુનઃ આપણા શત્રુરૂપે ન ઉછરે.

મિનલ:—શું ગુજરાતના તખ્તપર વિરાજનાર પુરૂષ આટલો નાદાન છે ? શું નિત્ય સહવાસમાં રહેવાનો મ્હારો શ્રમ આટલો નિષ્ફળ નિવડે છે ?

સિદ્ધરાજ:—માતુશ્રી ક્ષમા કરો, મને આપનો આશય સમજાવો.

મિનલ:—શું તને નથી શિખવવામાં આવ્યું કે, કોઇ દેશ પર લડાઈ લઈ ગયા પછી કે તે દેશ સર કીધા પછી એ દેશની પ્રજા કે રાજા કોઇ પ્રકારે દુઃખી કે સંકુચિત રહે તો તેનું પાપ લડાઇ લઇ જનારને શિર રહે છે ? શું તને નથી સમજાવવામાં આવ્યું કે, એ દેશની પ્રજાને પોતાની પ્રજા જેટલી જ સ્વતંત્ર અને એના રાજાને પોતાના જેવાજ નિપુણ બનાવવા એ લડાઈ લઈ જનારની ફરજ છે ?

સિદ્ધરાજ:—માતુશ્રી, દયા કરો, હું પાપી છું-મને પ્રાયશ્ચિત્ત બતાવો.

મિનલ:—એ સ્ત્રીરત્નને માતૃનિર્વિશેષ રાખ, એનાં બાલકોને ત્હારા નિપુણ ગુરૂજીને સોંપી દે, અને એમની માતાને વિનયપૂર્વક જણાવ કે એની પુનિત કુખમાં પાકેલ રત્નને કેવળ સોરઠી તખ્તને વાસ્તે નહીં, પણ સોરઠ અને ગુજરાતના તખ્તને વાસ્તે ઓપ ચઢાવવામાં આવશે.'

સિદ્ધરાજ:—માતુશ્રી, કરુણા કરો. હું પાતકી બન્યો છું, હવે કાંઈ પણ કરી શકાય એમ હોય તો તે સ્ત્રીરત્નના સંબંધમાં જ.

મિનલ:—અને એ બાલક રત્નોની શી હકીકત છે ?

સિદ્ધરાજ—એ કુમળાં બાલકોનો મજપાતકીને હાથે ઘાત થયો છે. હવે એ બાલકોને નહીં, પણ આપના નામને લજાવનાર

મજપાતકીને ઉદ્ધારવાનું રહ્યું છે.

મિનલ:—ખરેખર, હું ત્હારાથી લાજું છું. ત્હને તજી જવાનું મને મન થાય છે; પણ કેવળ ત્હારો મ્હારો માતાપુત્રનો સંબંધ છે તેને લીધેજ મ્હારા પગ અત્ર ઠરી રહે છે. પણ તેં એક પાતક નહીં, અનેક પાતક કીધાં છે. સોરઠની પ્રજાપર દુઃખ વર્ષાવ્યું છે, ત્યાંના રાજાનો વિના કારણ અન્ત આણ્યો છે. એ રાજાનાં કુમળાં બાળકોને સૃષ્ટિની લ્હેજત સુદ્ધાં ચાખવા દીધી નથી!

જે રાજા પારકી પ્રજાને દુઃખ આપે છે, તે પોતાની પ્રજાને દુઃખ આપવા માટે જ. જે બીજા રાજાના વંશનું નિકંદન કરે છે તે માત્ર પોતાના વંશનું નિકંદન કરવા.

હું જોઉં છું કે, ત્હારા વંશનો વિસ્તાર વધવા માટે જે અનેક પ્રયત્ન હું જૂદે જૂદે રસ્તે કરતી આવી છું તે વૃથા જવાના છે; હું જોઉં છું કે ત્હારી પ્રજા પર ત્હને અણગમતો પુરુષ રાજ્ય ચલાવ-વાનો છે; હું જોઉં છું કે ત્હારૂં ઘર અને રાજ્ય લૂટાવાનાં છે; અને સોરઠની પ્રજાની પેઠે ગુજરાતની પ્રજાને સુખ સ્થિર રહેવાનું નથી.

હું માનતી હતી કે, તું અનેક પ્રજાનો પિતા થવાને લાયક થયો છે; પણ નહીં, કેવળ વિજેતાના મદથી તેં પરાયા દેશોને પાયમાલ કર્યા છે. તું પ્રજાઓનો પિતા તો શું, પરંતુ વ્યક્તિઓનો પિતા પણ થઇ શક્યો નથી. ત્હારે વાસ્તે જે પાતકો તેં પોતેજ આદર્યાં છે, તેનું ફળ ભોગવ્યા વિના બીજું કયું પ્રાયશ્ચિત્ત હોય? તથાપિ સત્વર જા, તે સ્ત્રીરત્ન હવે જીવી નહીં શકે, તેની પાસે જા અને ત્હારાં પાતકોની તેની પાસે માફી માગ.

[ દાસી દોડતી પ્રવેશ કરે છે. ]

દાસીઃ—લોકો કહે છે કે, સોરઠના રા'ની રાણી છૂટે કેશે અને આંસુ ઢાળતી રસ્તે નીકળી છે, અને તે ચાલે છે તો પણ તેનાં અંગોમાંથી અગ્નિ આપોઆપ પ્રકટ થયો છે.

મિનલઃ—સિદ્ધરાજ! તું જા, બીજાં સર્વ અહીંથી જાઓ, મને અહીં એકલીજ રહેવા દો. અરેરે! મ્હારૂં અંતઃકરણ ભેદાઇ જાય છે. મ્હારૂં શરીર સ્થિર રહી શકતું નથી. પણ મને કોઇ અડશો નહીં, તમારા ટેકા મને નકામા છે.

સિદ્ધરાજઃ—માતુશ્રી! મને અનુજ્ઞા આપો, હું આપને પડખે રહું. આપનું શરીર હવે બહુ વાર નહીં ટકે. જે પાતકીએ આવું ઘોર પાતક કર્યું છે તેને આપની કરુણાથી આ છેલ્લી પળે નિર્મળ થવા દો.

મિનલઃ—નહીં, નહીં. આ મ્હારી છેલ્લી પળ નથી. હું એવી સહેલથી મરી શકું એવી ભાગ્યશાળી નથી. અત્યારે સર્વ દૂર રહો. હમેશને માટે હું તને તજી શકીશ નહીં; પણ અત્યારે તારા પાતકી હાથ મને અડાડીશ નહિ!

[ બેશુદ્ધ થઈ પડે છે. ]



( ૩૨ )

## રામ અને કૈકેયી.

રામઃ—તાતનીજ આજ્ઞાથી હું અહીં આવ્યો છું અને તાત મારા પ્રણામને સ્વીકારતા નથી. આપ પણ માજી, નિત્ય મુજબ મને ઓવારણાં લેતાં નથી. મને જણાવશો કે મારો શો અપરાધ છે ?

કૈકેયીઃ—મહારાજ ચિન્તામાં છે, અને એમની ચિન્તા મને પણ મુંજવે છે. તમે મહારાજના જ્યેષ્ઠ પુત્ર છો. એ ચિન્તાથી મહારાજને મુક્ત કરવા ઇચ્છતા હો તો મહારાજને જાતેજ પૂછી જુઓ.

રામઃ—માજી, હું તો બન્નેને વિજ્ઞાપના કરૂં છું. મહારાજને ચિન્તામુક્ત કરવામાં મ્હારો પુત્ર–ધર્મ રહેલો છે, અને તેવોજ આપને ચિન્તામુક્ત કરવામાં. મને આજ્ઞા કરો.

કૈકેયીઃ—આજ્ઞા કેમ થાય ? અને કોણ કરે ? કહેવાનું છે તે મહારાજનેજ છે; પણ તે કહેવાની મહારાજની ઇચ્છા નથી, અને કહ્યા સિવાય ચિન્તા ખસે તેમ નથી.

રામઃ—પણ, માજી, તે કહેવાનું આપ મને કાં ન કહો ? એમ કરીને આપ મને મારી પિતૃવત્સલતાને ટાર આપશો ?

કૈકેયીઃ—હું તે કહી શકું, પણ મને તે કહેવાની મહારાજની અનુજ્ઞા જોઇએ.

રામઃ—પિતાશ્રી ! કૃપા કરો, આજ્ઞા ફરમાવો, મારાં માજીને. નહીં તો આપની ચિન્તા નિવેદન કરવાની અનુજ્ઞા આપો. (કૈકેયીને) માજી ! પિતાશ્રી મારા તરફ જોઈ શકતા નથી, એમનાં નેત્ર સજળ

છે, એમની દૃષ્ટિ આપના ભણી તોપણ વળે છે. આપ જ કૃપા કરો: આભાર થશે.

કૈકેયી:—ત્યારે તમો મને કહેવાની ફરજ પાડો છો. તમને મહારાજની ચિન્તા સાંભળવાની ખરેખરી ઉત્કંઠા છે ?

રામ:—આપને હું વિનંતિ કરૂં છું, કે મહારાજની ચિન્તા જાણ-વાની મને ઉગ્ર ઉત્કંઠા છે, એટલુંજ નહિ, પણ મારાથી બને તો મારા દેહને અર્પી મહારાજને ચિન્તામુક્ત કરવા હું ઇચ્છું છું.

કૈકેયી:—પોતાની ચિન્તા કહેવાને જ મહારાજે તમને બોલાવ્યા છે; પણ મહારાજને તમારી તત્પરતા વિષે શક છે એમ જણાય છે; નહીં તો તમને ખાસ નિમન્ત્રણ કર્યા પછી મહારાજ શાને મુગા રહે છે ?

રામ:—માજી, તો દુનિયામાં રામના જેવો હતભાગી પુત્ર બીજો કોઇ જ ઉત્પન્ન થયો નથી, એમ હું સમજું છું. (દશરથપ્રત્યે) પિતાશ્રી ! કરુણા કરો, મને નર્કમાં જતો બચાવો.

કૈકેયી:—રામ, તમારી પિતૃભક્તિ વિષે મને બિલકુલ શક નથી, પણ મહારાજ જલપ્લુત ગાલથી એ મ્હારા ભણી કોપ દર્શાવે છે. મહારાજની અનુજ્ઞા મને નથી.

રામ:—પિતાશ્રીનું હૃદય ઘણા જ ક્ષોભમાં છે. માજી, એઓ આપને અનુજ્ઞા ન આપે તોપણ જે નિર્વિશેષ પ્રેમથી આપ મને ઉછે-રતાં આવ્યાં છો, તે પ્રેમથી વિનંતિ લક્ષમાં લેવી ઘટે છે.

કૈકેયી:—મહારાજ મારાપર વધારે કુપિત થશે; અને એમ છતાં હું તમારૂં હૃદય અને તમારી પિતૃભક્તિ જાણું છું. માટે મહા-

રાજની ચિન્તાનું કારણ કહેવાને કેવળ તમારા પરના પ્રેમના ખાતર જ તત્પર થાઉં છું.

રામઃ—માજી, તમે મને ખરેખરા પ્રેમનો ઋણી બનાવો છો. આપનો હું સદાને માટે આભારી થઇશ.

કૈકેયીઃ—સાંભળો ત્યારે. પૂર્વે યુવાવસ્થામાં મહારાજ અસુરોની સામે યુદ્ધે ચડયા હતા, અને હું એ વખતે સાથે હતી.

રામઃ—એ કથા મને કહેલી છે.

કૈકેયીઃ—બરાબર ઉગ્ર યુદ્ધની વચ્ચે જ મહારાજના રથની ધરી તૂટી પડી અને રથચક્ર નમવા માંડયું.

રામઃ—હું જાણું છું માજી, તે વારે ધરીસ્થાને આપના બાહુને ધરી રથને સ્થાને રાખ્યો હતો.

કૈકેયીઃ—તમે જાણો છો તે વખતે મહારાજે મને શું વચન આપેલ છે તે ?

રામઃ—તે કથા હું જાણતો નથી, માજી પોતેજ કહો.

કૈકેયીઃ—મહારાજે વચન આપેલું છે કે, 'ગમે તે વખતે જીંદગીમાં તારૂં મુખે માગ્યું બે વખત હું આપવા બંધાઉં છું.'

રામઃ—આપની તેવી સ્હાયને તે ખરેખર હજારવાર ઘટે છે.

કૈકેયીઃ—અત્યારે જ્યારે પોતે રાજ્યધર્મથી છુટા થવાને તૈયાર થયા છે ત્યારે તે વચન પાળવાને હું એકજ વાર માગું છું.

રામઃ—અને મહારાજ તે પાળશે.

કૈકેયીઃ—તે શી રીતે પાળવું તેનીજ ચિન્તામાં અત્યારે મહારાજ ગરકાવ થઇ ગયા છે.

રામઃ—એમાં મહારાજને ચિન્તા કરવા જેવું શું ? તે વચનો મુખે માગ્યાં આપવા મહારાજ સર્વથા શક્તિમાન છે.

કૈકેયીઃ—નહીં, તેમ નથી. જ્યારથી તમને રાજ્યગાદી ઉપર પટ્ટાભિષેક આપવો એવો વિચાર ઉઠયો ત્યારથીજ સર્વ રાજ્ય આપને આપી ચૂકયા એમ મહારાજ સમજે છે. અને રાજ્યકર્તા રૂપે જ તે વચનો પાળી શકાય તેમ છે !

રામઃ—જ્યાં સુધી અભિષેક થયો નથી ત્યાં સુધી મહારાજ જ રાજ્યના માલીક છે, અને કદાચ રાજ્ય સર્વ મને અપાઇ ચુકાયું મહારાજ માનતા હોય તો એમની ચિન્તા દૂર કરવા એમના વતી એ વચનો પાળવા હું ઘણોજ આનંદથી તત્પર છું.

કૈકેયીઃ—આપેલું વચન તમે પાળો કે મહારાજ પાળે કે કોઇ ન પાળે તો ભલે. તમારે મહારાજની ચિન્તા સાંભળવાની ઉત્કંઠા હતી માટે તે વચનો પણ હું કહી સંભળાવું છું:

હું માગું છું કે એક તો આજથી ચૌદ વર્ષ પર્યંત તમારે વનવાસ વેઠવો અને બીજું તેટલાં વર્ષ અયોધ્યાની ગાદીપર મ્હારો ભરત રાજ્ય ચલાવે.

રામઃ—મહારાજની મુંજવણનું હું સમસ્ત કારણ સમજ્યો. મહારાજનું એ વચન કોઇ પણ પ્રકારે તૂટવું ન જોઇએ. મહારાજ હવે મને આજ્ઞા કરો કે ન કરો, પણ અત્યારથી જ હું વનવાસને માટે તૈયાર છું.

કૈકેયી—રામભદ્ર, મને માગવાનો અધિકાર મહારાજ પાસે જ છે, તમે સુખેથી રાજ્ય કરો. મ્હારૂં વચન પાળતાં મહારાજ ચિન્તા-ગ્રસ્ત રહે તે મને નથી જોઇતું.

રામઃ—મહારાજ બેશુદ્ધ થતા જાય છે, આપ એમને સંભાળજો. હમણાંજ હું વલ્કલ ધારણ કરી આપનાં અને મહારાજનાં પાદવંદન કરવા આવું છું.

( મંથરા વચ્ચે આવે છે. )

મંથરાઃ--પિતૃવત્સલ કુમાર, આપને માટે વલ્કલો તૈયાર રાખ્યાં છે. તે હું આપને સજાવું અને એ સજી અત્યારે જ માતાપિતાનાં પાદને પ્રણામ કરી લો.

રામઃ--ત્હારૂં કહેવું યોગ્ય છે–હું તેમજ કરૂં ત્યારે.



( ૩૩ )

## રામ અને કૌશલ્યા.

**રામ**—આપની આજ્ઞા અને ઇચ્છા મુજબ માતુશ્રી કૈકેયીનાં પાદવંદન કરી અહીં આવ્યો છું.

**કૌશલ્યા**--દીર્ઘાયુ, તમે સર્વથા યોગ્ય કર્યું છે. પણ આ આપના શરીર ઉપર હું શું જોઉં છું? આપના અભિષિક્ત થવાના દિવસે આપના શરીર પર સુવર્ણ માણિક્યનાં આભૂષણોને બદલે આ શું જોઉં છું ?

**રામ**--માતુશ્રી કૈકેયીના તરફથી પ્રાપ્ત થયેલી એ પહેરામણી છે, અને એ પહેરમણીને ઉચિત પ્રયાણમાં ઢીલ ન થાય માટે હું આપની આજ્ઞા માગવા આવ્યો છું. મારું પ્રયાણ નિર્વિઘ્ન નીવડે માટે આપની સ્નેહભરી આશિષો આપ હવે સત્વર જ આપશો.

**કૌશલ્યા**--વલ્કલ એ તો વાનપ્રસ્થનું ચિહ્ન છે, અને દીર્ઘાયુ, હજુ હમણાંજ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરો છો, વત્સા સીતા અને ત્હમે દીર્ઘાયુ, સુખના અને આનંદના દિવસો નિર્ગમો એ જોઇને મારાં નેત્ર ઠારવાનો સમય હજુ મને પ્રાપ્ત થવાનો છે; રાજ્યાસનપર વિરાજી કુલધર્મ પ્રમાણે પ્રજાનું પાલન કરો, અને પ્રજાપાલન-ધર્મની કીર્તિ દીર્ઘાયુ, દશદિશ વ્યાપો, એ મારી આજ્ઞા અને એ મ્હારી આશિષ. વત્સ રામભદ્ર, આ તમે શું કરો છો ? તમારા શબ્દો મ્હારા મર્મને ભેદે છે. હકીકત સ્પષ્ટ કરો.

**રામ**—સ્પષ્ટ એટલું કે મ્હારે માટે અત્યારે તો વનવાસ નિર્માયો છે, અને નિર્માણ અમલમાં મુકવાની મને આજ્ઞા થઇ છે. એ

આજ્ઞા પાળવી એ મ્હારો ધર્મ છે, અને મ્હારા ધર્મથી હું ભ્રષ્ટ ન થાઉં, એજ આપનું ઇષ્ટ હોવું જોઇએ. માતુશ્રી, મને આજ્ઞા આપો.

કૌશલ્યા—દીર્ઘાયુ, એ તમે શું બોલો છો ? વનવાસને માટે નિર્માણ એ શું ! એ નિર્માણ અમલમાં મુકવાની કોણે આજ્ઞા આપી ? અવાં સુકુમાર ગાત્રો, ખમાખમા થઇ ઉછરેલાં, અને નિરંતર છાયા નીચે લાડમાં રહેલાં તેને વનવાસ ? એ આજ્ઞા ખરેખર કઠોર અમાનુષ હૃદય આપી શકે. હું કૌશલ્યા મ્હારા રામને વનવાસ પળવાની આજ્ઞા આપું ? દીર્ઘાયુનું હૃદય આવું કઠોર આજ્ઞા કેમ માગે છે !

રામ—બસ કરો, માતુશ્રી, એ મને માગવાનું છે, એજ આપને આપવાનું છે, ચાહે તો અમાનુષતા ધારણ કરીને આપ તે આજ્ઞા આપો. મહારાજનું ફરમાન થઇ ચૂક્યું છે, અને જે મુહૂર્ત મને અભિષેકને માટે મળ્યું હતું તેજ મુહૂર્તે મ્હારે નીકળવું નક્કી ઠર્યું છે. રથ તૈયાર કરવાની દુર્મુખને આજ્ઞા આપીને આવ્યો છું, અને હજુ બીજાં માતુશ્રી સુમિત્રાજીની આજ્ઞા લેવા તથા જાનકીને મળવા જવું છે.

કૌશલ્યા—મહારાજે આજ્ઞા આપી ? રામભદ્ર, વનવાસ જવાની આજ્ઞા આપી ? અરે ! અનિમેષ ચક્ષુથી પહોરના પહોર જે દીર્ઘાયુને જોઇને સુધા લેતા તેના હૃદયમાં આવી કઠોરતા એકાએક કેમ આવી ? એ કઠોરતા મ્હારા પર વજ્રપાત કેંકવા જ આવી ? દીર્ઘાયુ, એ વજ્રપાત બસ છે. તમને આજ્ઞા આપી બીજો વજ્રપાત હું પોતે મ્હારા પર નહીં ફેંકું. અરે ! મને કોઇ સહાય કરો. મહારાજ મ્હારા પર નિર્દય થાય છે—આ રામભદ્ર પણ મને ત્યજી જાય છે.

રામ—માતુશ્રી, બહુ થાય છે, મહારાજને એ ગાળ ઘટે નહીં, હું હજારો ગાળોને લાયક છું. જેનો દેહ અત્યારે મહારાજના અને

આપના હૃદયને ઉગ્ર વેદનાનું કારણ થઇ પડયો છે. એ મૃદુ સ્નિગ્ધ અતીવ પ્રેમાસકત હૃદયના મહારાજના વચન ખાતર હજારો વાર આવો વનવાસ વેઠું તો પણ કંઇ નથી. એમની સ્થિતિ અત્યારે કેવી છે તે આપ જાણતાં નથી.

કૌશલ્યા—અત્યારે આવી આજ્ઞા કેમ થઇ ? શું આ હત-ભાગિણી કૌશલ્યાનાંજ દુષ્ટ કર્મોનું ફળ આજે પ્રકટયું ? એમજ કહેવું ઘટે છે. મહારાજ તો સદા કુટુંબવત્સલ છે, અને દીર્ઘાયુ સર્વથા માતૃવત્સલ છે. રામભદ્ર, મહારાજ વાનપ્રસ્થ બને છે, દીર્ઘાયુ વન-વાસ વેઠશે, મને કંઇ આધાર ? કૃપાળુ ભગવાન ! આ દુઃખ દેતાં પહેલાં મ્હારૂં આવરદા કાં ટૂંકું કરતો નથી ?

રામ—ધીરજના, સહનશીલતાના, દૃઢતાના, અનેકવિધ બોધ આપનાર માતુશ્રી છેકજ ગળગળાં થઇ જશો ? પિતાનું ક્ષત્રિય-વચન મિથ્યા ન થાય માટે વનવાસ જનારા પુત્રને ધન્યવાદ આપો. આપ યથાર્થ ધર્મને આચરનાર પુત્રને માટે અભિમાન ધારો.

કૌશલ્યા—પુત્રનાં ગુણ અને પરાક્રમ અને ધર્માચરણ માટે માતાને અભિમાન ધારવાને કારણ છે; પણ એ સઘળું છતાં પુત્ર-મુખદર્શનમાં અને પુત્રની સમીપતામાં માતાને કેટલું સુખ હોય છે તે દીર્ઘાયુ સમજી શકતા નથી, માટે આમ બોલી શકો છો.

રામ—માતુશ્રીના હૃદયમાં અત્યારે શું થાય છે તે હું સમજું છું, અને એમ છતાં માતુશ્રીની આજ્ઞા લીધા સિવાય અન્ય રસ્તો નથી. આપ આજ્ઞા નહિ આપો તો મ્હારી પિતૃભક્તિમાં ખલેલ પહોંચશે.

કૌશલ્યા—અને હું આજ્ઞા આપીશ તો તેટલીજ મ્હારી પુત્ર-વત્સલતામાં ખલેલ પડશે. દીર્ઘાયુ, દુનિયામાં કોઇ મા એવી હશે ખરી કે જે પુત્રને વનવાસ જવાની આજ્ઞા આપે ? દીર્ઘાયુ, મને

મહારાજ પાસે લઇ જાઓ અને પૂછવા દો, કે આ હતભાગિણીના ક્યા અપરાધથી તે પુત્રવિછુટી બને છે ?

રામ—માતુશ્રી, ખરૂં કહું છું. પિતાશ્રીનો આ બનાવમાં બીલકુલ દોષ નથી, દોષ માત્ર આ હતભાગી પુત્રનો છે. અભિષેક થવા-ના મંગળ પ્રસંગપર પહેલાંજ જે માતુશ્રીને પાદવંદન કરવાની આપે આજ્ઞા આપેલી તે જ માતુશ્રી શા માટે એમ ઇચ્છે કે હું વનવાસ, અને અયોધ્યાનું રાજ્ય ભરત ચૌદ વર્ષ કરે ?

કૌશલ્યા—દૈવનો ખરેખર દુર્વિપાક ! જેની વડાઈ કેમ જાળ-વવી એ ચિન્તામાં અમે જન્મ પૂરો કર્યો, અને જેણે એમને શાથી સુખ, આનંદ, સંતોષ મળે એજ વિચારમાં આયુષ્ય પુરૂં કર્યું, તેના મનમાં રામ અને ભરતમાં ભેદ ભાસ્યો ! દીર્ઘાયુ રામભદ્ર, હું હવે કશું બોલી શકતી નથી. મને તમર આવે છે. મ્હારાથી ઉભું રહેવાતું નથી. મને એક વાર ભેટી લે.

[ કૌશલ્યા રામને ભેટી પડે છે. ]

રામ—અરે! કોઇ આવો, માતુશ્રીના બાહુની ગ્રંથિ શિથિલ કરો. એમનાં ગાત્રનિશ્ચેતન થઇ જાય છે, અને હાથ છુટતા નથી. માતુશ્રી સાવધાન થાય તે વારે મ્હારા અનેકવિધ દંડ અર્પજો, અને કહેજો, કે આપના અનિર્વિશેષ પ્રેમને પણ તરછોડી ચાલતા થવું એવુંજ રામને માટે નિર્માણ હતું, અને એ નિર્માણને પાળવાની નિર્ઘૃણતા આપના રામમાં પૂરેપૂરી હતી.



# લક્ષ્મણ, સુમિત્રા અને રામ.

સુમિત્રા—ઠીક કર્યું વત્સ લક્ષ્મણ, રામભદ્રને આજના શુભ પ્રસંગપરની ભેટ બતાવવા હમણાંજ હું તમને બોલાવવાની હતી.

લક્ષ્મણ—ભલે તે ભેટ હું જોઇ લઉં; મને બતાવો માજી.

સુમિત્રા—એક તો કુળદીપકને માટે સુવર્ણપત્ર પર કોતરેલી આ પાટી તૈયાર કરી છે, જ્યાં મધ્યેજ રામભદ્રને વીરલેબાસમાં કોતરી ઉભા રાખ્યા છે. એમના હાથમાં જે ધનુષ ખેંચેલું દેખાય છે, તેના તીરના ભયથી નીચેની બાજુ પુઠ દઇ ઢળી પડતા અસુરો નીચેના ખુણામાં કોતર્યાં છે, અને ઉપરના ભાગમાં રામભદ્રના મુખને અને ત્યાં વિરાજતી વીરશ્રીને વધાવતા પુષ્પાંજલિ સહિત ઉપરના તે જ ખુણામાં ઇન્દ્રાદિ દેવતાઓને કોતર્યાં છે. રામભદ્રની વીરશ્રી એવી વિજયી નીવડે. એ મ્હારો એ મ્હારા પુત્રને માટે આશીર્વાદ છે. આ બીજું ભરતકામ પણ આ જ પ્રસંગને માટે તૈયાર કર્યું છે. અહીં ધર્માસનપર વિરાજતા રામભદ્ર પ્રજાસુખના વિચારમાં નિમગ્ન બેઠા છે, અને સામે જ ઉપરના ખુણામાં વત્સા સીતા આનંદ અને ગર્વથી રામભદ્રના વિચારશીલ વદનને એકજ નયને પાન કરતી ઉભી છે, એ મ્હારા ધર્મપ્રવીણ પુત્રનું રાજ્યકર્તા તરીકે એવુંજ જીવન પૂર્ણ થાય એ મ્હારો બીજો આશીર્વાદ છે. આ ત્રીજો ચિત્રિત આલેખ છે. મ્હારી ખરેખરી-હૃદયથી ઇષ્ટ ભેટ છે. એમાં આશીર્વાદથી પણ વિશેષ છે. રામભદ્ર અને વત્સા દાંપત્યસુખના આનંદથી બાગનાં મનહર ફુલ વચ્ચે પુષ્પસમૃદ્ધિનો આમોદ લેતાં અને પંખીકુલનો મધુર કલ-

રવ સાંભળતાં ઉભાં છે. ત્યાં જરા દૂર એક ઘુંટણ નીચે ઢાળી બીજો ઘુંટણ ઉભો રાખી એ દંપતીના આદેશ જ માગતા દીર્ઘાયુને ચીતર્યા છે. દીર્ઘાયુને આજથી રામભદ્રની સેવામાં જ સોંપી દેવાની પ્રતિજ્ઞા મેં કરી છે. એ મ્હારો પુત્ર અને મ્હારી વધૂ દાંપત્યનાં સર્વ સુખો નિરુપાધિ પૂર્ણ આનંદમાં અનુભવે એ મ્હારો ત્રીજો આશીર્વાદ, અને એમને વેઠવી પડતી સર્વ ઉપાધિ દીર્ઘાયુ ઉપાડી લે એ મ્હારી ઇચ્છા. ભદ્રવત્સ, રામભદ્રને અને વત્સા સીતાને આજ દીર્ઘાયુનું સમસ્ત જીવિત હું ભેટ મૂકું છું, અને વત્સા ઉર્મિલાએ એમ કરવાની મને પરવાનગી આપી છે. દીર્ઘાયુ, હવે શું કહો છો?

**લક્ષ્મણ**—માતા કૌશલ્યાના ભણીનો આપનો ભગિનીસંબંધ, રામભદ્રના ભણીનો આપનો અનિર્વિશેષ પ્રેમ, માતા જાનકી ભણીની આપની અનુપમ મમતા અને મ્હારા જીવિતસુખનો સર્વ વિચાર આપે એકત્ર બનાવ્યાં છે, એમાં શું કહેવાનું હોય? પણ જે આનંદના સ્વપ્નમાં માતુશ્રીએ ગઇ રાત્રિ વ્યતિત કીધી છે, તે આનંદની અવધિ એ સ્વપ્નમાં જ સમાઇ રહેવાની નિર્માઇ છે, અને એ દુઃખદ સમાચાર કહેવાનું દુર્ભાગ્ય મ્હારે માથે જ આવ્યું લાગે છે.

**સુમિત્રા**—દીર્ઘાયુ, આ શું કહો છો? તમારે માથે શું માઠું ભાગ્ય આવ્યું છે? અને દુઃખદ સમાચાર શા? આખું શહેર માંગલ્ય ગીતથી ગાજી રહ્યું છે, અને ભુવને ભુવન શણગાર સાથે ઉઘડયાં છે. તમારે કહેવાનું સ્પષ્ટ કહો.

**લક્ષ્મણ**—સ્પષ્ટ એટલું જ કે—તાત રામને વનવાસ જવાની આજ્ઞા થઈ છે, અને જો આપ તાત રામ અને માતા જાનકીની સેવામાં મ્હને સોંપવા તત્પર હતાં, તો અત્યારે જ તેમ કરવાને યોગ્ય સમય છે.

સુમિત્રા—દીર્ઘાયુ, આ શું કહો છો ? રામભદ્રને કોણે વનવાસ માટે આજ્ઞા કરી ? અને શાને કરી ?

લક્ષ્મણ—આજ્ઞા પિતાશ્રીએ કરી, અને ભરતજીને રાજ્યપદ-પર લાવવાના છે માટે કરી. તાત રામની સાથે વનવાસ જવા હું વલ્કલ ધરી આપની પાસે ઉભો છું. પૂર્વનાં આનંદસ્વપ્નોમાં અને અત્યારના વિચારસંક્રમણમાં આપ તે જોઈ શક્યાં નથી. મને અનુજ્ઞા આપો.

સુમિત્રા—એ કારસ્થાન પાપીણી કૈકેયીનાં હોવાં જોઇએ; જેને કૌશલ્યાએ છેક છેલ્લે સુધી જ્યેષ્ઠાનું સ્થાન આપ્યું, અને જ્યેષ્ઠા તરીકે જાળવી તેનો આ બદલો ! પણ કૌશલ્યાએ તે વાત સ્વીકારી ?

લક્ષ્મણ—માતા કૌશલ્યા સ્વીકારો કે નહીં સ્વીકારો, રામથી બીજું શું બને ? હમણાં જ એમને પ્રણામ કરી તાત રામ આપની પાસે પણ પધારશે.

સુમિત્રા—અને દીર્ઘાયુ પણ તે સ્વીકારી લેવામાં એકમત ? જેના પિતા સ્ત્રીવશ, માતા બાપડી, જે જાતે આજ્ઞાપર અને જેના ભાઈઓ નિર્માલ્ય, તે રામનો હક્ક પણ કોણ તપાસે !

(રામ વચ્ચે દાખલ થાય છે.)

રામ—માતુઃશ્રી, આ રામ માથું નમાવી આપને પ્રણામ કરે છે, અને આપની આજ્ઞા માગે છે.

સુમિત્રા—ઉભય કુમારમાંથી કોઇનું મુખ જોવા હું ખુશી નથી. સૂર્યકુળના કુમારો આવા નમાલા નિવડશે, એવું સ્વપ્ને પણ નહતું.

રામ—વત્સ લક્ષ્મણ ! માતુશ્રી આ શું બોલે છે ?

લક્ષ્મણ—માતુશ્રી કહે છે, કે શસ્ત્રો સજીને તાતની સાથે રહેવાને બદલે વલ્કલો સજી તાતને પડખે ઉભો રહેનાર હું માતુશ્રીની કુખને લજાવું છું.

રામ—માતુઃશ્રી કુટુંબીનો વધ કરવાનો બોધ આપે છે ?

સુમિત્રા—રામભદ્ર, કોણ કુટુંબી છે? શી રીતિએ કુટુમ્બી-પણું જણાય છે? દીર્ઘાયુને વનવાસ દેવાડનારમાં કુટુમ્બીપણું દેખાય છે?

લક્ષ્મણ—તાતજી, માતુશ્રી સત્ય કહે છે. એ કુટુમ્બી નહીં, એ દુશ્મનો જ છે. એ સર્વની સંભાળ આ ધનુષ્યવડે લેવાની એક વાર આજ્ઞા આપો.

રામ—નહીં, નહીંઃ દીર્ઘાયુ, એ વિચાર દોષ ભર્યો છે, અનર્થકારી છે, અને ઉલટી સમજનો છે.

સુમિત્રા—દીર્ઘાયુ, સાચી સમજ શી છે તે બતાવો ત્યારે ! કોઇ ધક્કો મારી કાઢી મુકે ત્યારે નીકળી જવું અને ધક્કો મારનાર-નો તે કાર્યમાં પણ બચાવ કરવો એમાં સાચી સમજ ?

રામ—આપ ગમેતેમ માનો, હું કોઇનો કહાડયો અહીંથી જતો નથી, પણ મ્હારી ઇચ્છાથી જાઉં છું, મ્હારો ધર્મ બજાવવા જાઉં છું, મારા પિતાશ્રીને વાગૃઋણમાંથી છોડાવવા જાઉં છું. મ્હારી ગેર-હાજરીમાં અયોધ્યાપર ચાહે તે રાજ્ય કરો, તે રાજ્ય કરનાર ખુદ ઇન્દ્ર કે મહાદેવ હશે તો તેની પાસેથી મ્હારૂં રાજ્ય શસ્ત્રબળે પાછું મેળવવા શક્તિ છે. હું વનવાસ જાઉં છું, તે પળે એ શક્તિથી હું છુટો થતો નથી.

લક્ષ્મણ—માતુશ્રી, હવે તાતને શું કહેશો ?

સુમિત્રા—દીર્ઘાયુ કહે છે તે હું સમજતી નથી, મહારાજને વાગૃઋણમાંથી દીર્ઘાયુ શી રીતે છુટા કરે છે ?

લક્ષ્મણ—માતા કૈકેયીની સાથે મોઢે માગ્યા બે વર આપવા મહારાજ બંધાયા હતા, તેમાં એક વર તાત વનવાસ વેઠે તેથી પ્રાપ્ત થાય છે.

સુમિત્રા—કૈકેયીજીને આકાશના સૂર્ય ચંદ્ર માગી લેવાનું કે પોતાનું ભવન ઇન્દ્રલોકમાં પહોંચાડવાનું મન નહીં થયું ?

રામ—માતુશ્રી એમ કેમ બોલો છો? એ માગણી યોગ્ય ગણાય? શક્ય મનાય?

સુમિત્રા—પોતાના કોડને માટે સુકોમળ બાળક વનવાસ વેઠે તે યોગ્ય કહેવાય? પોતાના પુત્રને માટે રાજ્યહક્કો બદલાય તે યોગ્ય અને શક્ય કહેવાય?

લક્ષ્મણ—માતુશ્રી બરાબર કહે છે. કેવળ પિતાશ્રીના સ્નેહનો ગેરલાભ લેઇનેજ આપની આજ્ઞાતત્પરતાને અવળી વાપરી, માતા કૈકેયીએ આ બનાવ ઉપજાવ્યો છે. એને એવી દુષ્ટતા માટે અનેક વાર દંડ ઘટે છે. આ પળે જ એની જીહ્વાને જઈ છેદી નાખું છું.

રામ—દીર્ઘાયુ, બસ. માતુશ્રી, આપ પણ બસ કરો. જે થયું છે તે સર્વથા યોગ્ય થયું છે, અને સૂર્યકુળના કુમારને પિતાની આજ્ઞાને અનુસરવા સિવાય બીજું કશું કર્તવ્ય નથી. હજુ રાજ્યનો કબજો સર્વ રીતિએ પિતાશ્રીના હાથમાં છે, તે વારેજ માતા કૈકેયીને આપેલાં વચન માગી લેવાનું સૂઝયું તે યોગ્ય થયું છે, અને સારૂં થયું છે, નહિ તો પિતાશ્રીનું ક્ષત્રિયવચન વૃથા થાત.

સુમિત્રા—દીર્ઘાયુને એ યોગ્ય અને સારૂં દેખાય છે તો કશું કહેવાનું રહેતું નથી. આપને સર્વથા આજ્ઞા મળી ચુકી છે, અને

આ વત્સ લક્ષ્મણને સેવા માટે આપની હાજરીમાં સોંપું છું. ઈશ્વર બન્ને દીર્ઘાયુનું રક્ષણ કરો, અને પૂર્વજોને અનુસરવાની આવી વૃત્તિ રાજ્યના હકના ધ્વંસમાં ન પરિણમો. (સુમિત્રા જાય છે.)

રામ—માતુશ્રીએ છેલ્લે અનિચ્છાથી અને કોપથી પણ આજ્ઞા આપી, અને વળી દીર્ઘાયુની સેવા મને સોંપી દઈ અપૂર્વ સ્વાર્પણમય જીવનનું દૃષ્ટાંત આપ્યું; પણ એમનું છેલ્લું વાક્ય હું સમજી શક્યો નહીં, અને એ સમજાવવાની તક આપ્યા પહેલાં માતુશ્રી આપણ ઉભયને છોડી ચાલતાં પણ થયાં.

લક્ષ્મણ—એ સમજવાનું વળી હવે આવે ત્યારે. અત્યારે તો હવે આપણે પરવારી લેવાનું છે.



( ૩૫ )

## કચ અને દેવયાની.

[ મૂળ લેખકઃ-શ્રી રવીન્દ્રનાથ ટાગોર. ]

[ દેવોની આજ્ઞાથી બૃહસ્પતિપુત્ર કચ દૈત્યગુરુ શુક્રાચાર્ય પાસે સંજીવની વિદ્યા શીખવા માટે જાય છે. ત્યાં એક હજાર વર્ષ રહે છે તે દરમ્યાન નૃત્ય,ગીત, વાદ્યદ્વારા ગુરુકન્યા દેવયાનીનું મન હરણ કરી, પોતાનું કાર્ય સિદ્ધ થયે તે દેવલોકમાં પાછા ફરે છે. દેવયાનીની પાસે લીધેલી વિદાયનો પ્રસંગ નીચે વર્ણવ્યો છે. ]

કચ:—આજ્ઞા આપો, દેવયાની, સેવક હવે દેવલોક તરફ પ્રયાણ કરશે. આજે ગુરુગૃહવાસ મારો પૂરો થયો છે. મને આશીર્વાદ દો કે જે વિદ્યા શીખ્યો છું તે ચિરકાળ અન્તરમાં અખંડ-જ્યોત રત્ન રૂપે ઝગ્યા કરે-સુમેરુ શિખર ઉપરના સૂર્યના અક્ષય કિરણની જેમ.

દેવયાની:—તારા મનોરથ પૂરા થયા, આચાર્ય પાસેથી દુર્લભ વિદ્યા પામ્યો, સહસ્ર વર્ષની તારી દુઃસાધ્ય સાધના આજે સિદ્ધ થઇ. નથી રહી જતી બીજી કાંઇ કામના? વિચારી તો જો ઉંડે ઉંડે.

કચ:—બીજી કાંઇ નથી રહી.

દેવયાની:—કાંઇ નથી? હજી ફરી એક વાર જોઈ લે, હૃદયના તળીઆ સુધી ડુબકી મારીને તપાસી જો; અન્તરના કોઇ ખૂણામાં વાંછના રહી ગઇ હોય, દર્ભના અંકુર જેવી, સ્થૂલ દૃષ્ટિને અગોચર, તોયે અત્યંત તીણી.

કચ:—આજે જીવન પરિપૂર્ણ કૃતાર્થ થયું છે. કાંઇ મેળવવાનું બાકી નથી રહ્યું, સુલક્ષણે!

દેવયાની:—તું ત્રણે લોકમાં સુખીઓ થયો. જા ત્યારે ઇન્દ્રલોકમાં તારે કામે, તારી વિજયપતાકા ફરકાવતો. સ્વર્ગલોકમાં ચોમેર જયજયકાર થઇ રહેશે. મનોહર સૂરે મંગલ શંખનાદ થઇ રહેશે, સુરાંગનાગણ તારા મસ્તક ઉપર તાજી ચૂંટેલી નન્દનવનની મન્દારમંજરી સાથે પુષ્પવૃષ્ટિ કરશે. સ્વર્ગપંથે અપ્સરાઓ અને કિન્નરીઓ કલકંઠે સ્વાગતધ્વનિ કરશે. આહા! વિપ્ર, એકલવાયા વિદેશમાં, અતિ કઠોર અધ્યયનમાં, બહુ કષ્ટમાં વીત્યા છે તારા દિવસો તને તારા સુખી ઘરની યાદ અપાવે અને તારા દેશવટાનું દુઃખ ભૂલાવે એવું ખરે જ અહિં તને કોઇ મળ્યું નહિ! અમે તો અમારી ગરીબ ઝુંપડીમાં જે હતું તે વડે તું-અતિથિનું યથાશક્તિ પૂજન કર્યું છે. એમાં તને સ્વર્ગસુખ ક્યાંથી સાંપડે? અહિં તને ક્યાંથી મળે સલૂણું મુખડું સુરાંગનાનું! સુખલોકમાં પહોંચ્યા પછી અમારા આતિથ્યની ઉણપ તારા મનમાં નહિ રહે એટલી તો આશા કરીએ.

કચ:—એવું ના બોલો, આજે મંગલમય હાસ્યે, પ્રસન્ન મુખે દાસને વિદાય દેવી પડશે.

દેવયાની:—હાસ્યે? હાય સખા! ન્હોય આ સ્વર્ગપુરી. અહિં તો પુષ્પમાંના કીડાની પેઠે તૃષ્ણા અંતરમાં સદા જાગતી રહે છે. વાંછિતની આસપાસ વાસના ભમ્યા કરે છે, બીડાયલા કમળની આસપાસ તિરસ્કારાયલો ભમરો ભમ્યા કરે તેમ. અહિં તો સુખ જતે કરીને, સૂના હૈયામાં સ્મૃતિ એકલી બેસીને લાંબા નિસાસા નાખવાની. અહિં હસવાં આવવાં સ્હેલાં નથી. જા બાપુ, વૃથા વખત વીતાડયે શું વળશે? દેવો તારી વાટ જુએ છે.—

શું ચાલ્યો ? બે બોલમાં બધું પતી ગયું ! હજાર વર્ષના સહ-વાસને અન્તે આવી જ શું વદાય આપવાની, ના !

કચઃ—દેવયાની, મારો શો અપરાધ છે ?

દેવયાનીઃ—હાય ! આ રમ્ય વનભૂમિએ સહસ્ર વર્ષ સુધી તને મીઠડી છાયા દીધી છે, પલ્લવનો મર્મરધ્વનિ અને પક્ષીઓનાં કૂજન સુણાવ્યાં છે, તેને આજે આટલી સ્હેલાઇથી છોડી જઇશ ? વૃક્ષોની ઘટા જાણે મ્લાન થઇ ગઇ છે. જો આજની વનચ્છાયામાં ભારે શોકથી અંધકાર વ્યાપ્યો છે, વાયુ કરુણ રુદન કરી રહ્યો છે, સૂકાં પાંદડાં ખરી રહ્યાં છે. શું તું માત્ર ચાલ્યો જઇશ, અધર ઉપર હાસ્ય સાથે-નિશાને અન્તે સુખસ્વપ્ના જેવો ?

કચઃ—દેવયાની, આ વનભૂમિને તો હું માતૃભૂમિ ગણું છું. અહિં મને નવજન્મ પ્રાપ્ત થયો-એના પ્રત્યે મારો અનાદર નથી-અતિ પ્રેમ સાથે સદાકાળ તેને યાદ કરીશ.

દેવયાનીઃ—આ પેલો વડ જેની તળે તું દરરોજ ગાયો ચરા-વતો ચરાવતો મધ્યાહ્નના ખરા તાપમાં નિદ્રા લેતો. તારી શ્રમિત કાયા ઉપર અતિથિવત્સલ વૃક્ષ ખૂબ છાયા ઢાળતું, પલ્લવ વડે ઝન્ ઝન્ થતા મૃદુ સ્વર સાથે વીંજણો નાંખી તને મીઠી નિદ્રા લાવતું. જજે સખા, પણ થોડી વાર તો આ પરિચિત વૃક્ષ તળે છેલ્લી વાર બેસી તેની શીળી છાયાની મહેમાનગીરી લઇ લે; બે ઘડી રોકાઇ જા. એટલી વારમાં તારા સ્વર્ગમાં કાંઇ આઘુંપાછું નહિ થઇ જાય.

કચઃ—આ સઘળા ચિરપરિચિત બન્ધુગણમાં વદાયને સમયે જાણે નવીનતા આવી હોય એમ લાગે છે. નાસી જનારા પ્રિય-જનને બાંધી રાખવા માટે સ્નેહની વિહવલતાને લીધે, પાથરી રહ્યાં છે સઘળાં તેમનાં નવાં બન્ધજાલ, વિસ્તારી રહ્યાં છે તેમની છેલ્લી

વિનંતિ, ઢાલવી રહ્યાં છે તેમનો અપૂર્વ સૌન્દર્યરાશિઓ વનસ્પતિ, આશ્રિતજનના બન્ધુ, નમસ્કાર કરૂં છું. કેટલાયે મુસાફરો બેસશે, તમારી છાયા તળે, મારા જેવા કેટલાયે વિદ્યાર્થીઓ તમારી ગુપ્ત, નીરવ નિર્જન છાયા તળે તૃણાસને બેસીને ભમરાની જેમ ગણગણતા અધ્યયન કરશે; પ્રાતઃસ્થાન પછી ઋષિબાળકો આવીને તેમનાં ભીનાં વલ્કલ તમારી ડાળીઓ ઉપર સુકવશે; ગોવાળીઆનાં ટોળાં મધ્યાન્હે ખેલશે, ત્યારે તેઓની મધ્યે આ પુરાણો બન્ધુ જાણે સ્મૃતિ-રૂપે વિરાજશે.

દેવયાનીઃ—તારા હૃદયમાં રાખજે, અમારી આ કામધેનુ. સ્વર્ગમાં અમૃત પીવાને મળે એટલે અભિમાનમાં જે પુણ્યગાયનાં પય પીધાં છે તેને ભૂલી ના જઇશ.

કચઃ—એ તે કેમ બનશે ? સુધાથીએ વિશેષ સુધામય તેનાં દૂધ; તે ધેનુને દેખતાંની સાથે પાપનો નાશ થાય છે, એવી છે તે માતૃરૂપ, શાંતિસ્વરૂપ, શુભ્રવર્ણી પયસ્વિની. તેની સેવા કરવામાં નથી ભાન રહ્યું મને ભૂખનું, તરસનું કે થાકનું. ગાઢ વનમાં, હરિયાળી વાળી નદીને તીરે તેની સંગાથે ઘણા દિવસ હું ફર્યો છું. તટના ઢોળાવ ઉપરનું સુંવાળું, કૂંળું ઢગલે ઢગલા ઘાસ મરજીમાં આવે તેટલું ધરાઇને ચર્યા પછી ઝાડની છાયા મળે એટલે આળસથી ભારે થયેલા શરીરે તૃણભૂમિ ઉપર પડી પડી આખો દિવસ તે વાગોળતી; વચમાં વચમાં પોતાના વિશાળ નયને, ઉપકારભરી શાન્ત દૃષ્ટિએ ગાઢસ્નેહ ચક્ષુથી નિહાળી મારૂં શરીર તે ચાટતી. કદી નહિ ભૂલું હું તે દૃષ્ટિ, સ્નેહભરી, અચંચલ. અને તેની કાયા પરિપુષ્ટ શુભ્ર, સુકોમલ.

દેવયાનીઃ—અને અમારી કલકંઠી વેણુમતિ નદીને પણ ભૂલીશ મા.

કચઃ—તેને કેમ ભૂલું ? તે વેણુમતિ તો કેટલીએ કુસુમિત કુંજોમાં થતી, મધુર કંઠે આનંદનાં મીઠાં ગીતડાં વહેતી મુગ્ધ વધૂના જેવી સદા ત્વરિત ગતિ, સદા શુભ્રવતી વિદેશનિવાસની મ્હારી સાથી રહી છે.

દેવયાનીઃ—હાય! આ વિદેશનિવાસમાં બીજી પણ એક સહચરી તારી સાથે હતી. તારૂં પરઘર–વાસનું દુઃખ ભૂલાવવાની રાતદિન તે ચિંતામાં રહેતી–હાય, કેવી તે દુરાશા !

કચઃ—તેનું નામ તો કાળજામાં કોરાઇ ગયું છે.

દેવયાની—કિશોર બ્રાહ્મણ, તું પ્રથમ જે દિવસે અહીં આવેલો તે દિવસથી મારી નજર આગળ તરી રહ્યો છે.–તરુણ અરુણ જેવું ગૌરવર્ણું, સ્નિગ્ધ તેજઢાળ્યું તારૂં રૂપ, ચન્દનચર્ચિત તારૂં ભાલ, કણ્ઠે પુષ્પમાલ, તારૂં પીતામ્બર, ત્હારા અધર ઉપર, નયનમાં રમતું પ્રસન્ન સરળ હાસ્ય; મને સાંભરે છે તું પુષ્પવનમાં જેવો આવીને ઉભો રહ્યો હતો તે.

કચઃ—તું તરત સ્નાન કરીને લાંબા ભીના છૂટા કેશે, ધોયેલાં ધોળાં વસ્ત્રવાળી, તેજમાં ન્હાયેલી મૂર્તિમતી ઉષા જેવી, એકલી, હાથમાં છાબ લઇને પૂજાને માટે તાજાં ફુલ ચુંટતી હતી. વિનંતિ કરી મેં તને કહેલું, " આ શ્રમ તમને છાજતો નથી. રજા આપો, દેવી, પુષ્પ ચુંટી આપું. "

દેવયાનીઃ—મેં આશ્ચર્ય સાથે તેજ ક્ષણે તારૂં નામઠામ પૂછ્યું. વિનયથી તેં કહ્યું, 'હા આવ્યો છું તારે બારણે, તારા પિતાની પાસે શિષ્ય થવા. હું બૃહસ્પતિનો પુત્ર છું.'

કચઃ—મારા મનમાં શંકા હતી કે દાનવના ગુરુ સ્વર્ગના બ્રાહ્મણને પાછો કહાડશે.

દેવયાની:—હું તેમની પાસે ગઈ, હાસ્ય સાથે કહ્યું; "પિતા એક ભિક્ષા છે આપના ચરણમાં." સ્નેહથી પાસે બેસાડી, માથે હાથ ફેરવી શાન્ત મૃદુ વચને તેમણે કહ્યું, "તને અદેય એવું કાંઈ નથી." મેં કહ્યું, "બૃહસ્પતિપુત્ર આપને બારણે આવ્યા છે, તેમને આપ શિષ્ય કરી રાખો એ પ્રાર્થના છે." આજે તેને કેટલાંયે વર્ષો થઇ ગયાં, પણ જાણે એમ લાગે છે કે એ દિવસ ગઇ કાલે જ ગયો.

કચ:—ઇર્ષાને લીધે દૈત્યોએ ત્રણ વાર મારો વધ કર્યો હતો, પણ તેં દેવીએ દયા કરીને બધી વખતે મને સજીવન કર્યો. એ વાત તો મારા હૃદયમાં હંમેશને માટે કૃતજ્ઞતા જાગતી જ રાખશે.

દેવયાની:—કૃતજ્ઞતા ! એ ભૂલી જા. મને કાંઇ દુઃખ નથી. જે ઉપકાર મેં કર્યો હતો તે ભસ્મ થઈ જાઓ—હું દાનનો બદલો ઇચ્છતી નથી. મનમાં કાંઇ સુખની સ્મૃતિ નથી ? જો આનન્દનાં ગાન કોઇ વાર અન્દર અને બહાર ગાજી રહ્યાં હોય, જો કોઇ સન્ધ્યાને સમયે વેણુમતિને તીરે અધ્યયન અવસરે પુષ્પવનમાં બેસીને મનમાં અપૂર્વ રોમાંચ અનુભવ્યો હોય, જો ફુલના સૌરભ સમા હૃદયના ઉચ્છ્વાસથી સંધ્યા સમયનું આકાશ અને ફુટતું નિકુંજતળ ભરાઇ ગયું હોય, તો એ સુખકથા મનમાં રાખજે—દૂર થઇ જાઓ કૃતજ્ઞતા. હે સખા ! અહીં જો કોઇએ એવું ગાન ગાયું હોય જે તારા મનને આનંદ પમાડી શક્યું હોય, કોઇએ એવાં વસ્ત્ર પહેર્યાં હોય જેને જોઇ તારા મનમાં પ્રશંસાની વાણી પ્રગટી હોય અને સંતુષ્ટ, પ્રસન્ન નયને વિચાર્યું હોય કે આજે આ સુંદર દેખાય છે, તો એ વાત અવકાશને સમયે સુખ-સ્વર્ગધામમાં સંભારજે. કેટલી વાર આ વન ઉપર દશે દિશાએ, આષાઢની નીલ જટા અને શ્યામસ્નિગ્ધ વર્ષાની નવઘટા ઉતરી આવી છે અને સતત વૃષ્ટિને લીધે નવરા દિવસોએ સઘન કલ્પના-

ભારથી હૃદય પીડિત થયેલું છે? કેટલી વાર એકાએક વસન્તના બધા બન્ધનહીન ઉલ્લાસના હિલ્લોલમાં હીંચતો યૌવનઉત્સાહ પ્રકટયો છે અને સંગીતમુખર તે આવેગપ્રવાહે લતા, પત્ર, પુષ્પ, વન, વનાન્તરમાં વ્યાપ્ત થઈ તેની લહરિયે લહરિયે આનન્દનાં ડૂબકાં ખવડાવ્યાં છે? એક વાર વિચારી જો કેટલી ઉષા, કેટલી જ્યોત્સના, કેટલી અન્ધકારવાળી પુષ્પની સુગન્ધથી ભરેલી અમાવાસ્યાઓ આ વનમાં મ્હારા જીવનની અંદર સુખમાં અને દુઃખમાં મળી ગઇ છે? અને તેની અંદર આવા પ્રાતઃકાળ, આવા સંધ્યાકાળ, આવી મુગ્ધરાત્રિ, આવા હૃદયના ખેલ, આવાં સુખ, આવાં મુખ, એ બધાં શું નથી તને એવું દર્શન દેતાં, જેની છબિ તું રાત્રિદિવસ નિરંતર મનમાં આંકી રાખે? માત્ર ઉપકાર! સૌન્દર્ય નહિ, પ્રીતિ નહિ, બીજું કાંઈ નહિ?

કચઃ—બીજું જે છે તે પ્રકટ થાય તેવું નથી, સખિ! અન્તરની અંદર જે રક્તમય વહે છે તેને હું બહાર કેમ દેખાડી શકું?

દેવયાનીઃ—જાણું છું સખા, મ્હારા હૃદયના પ્રકાશમાં તારા હૃદયનો ચમકાર કેટલીકવાર જોયો છે, જાણે ફક્ત નયનના એક પલકારામાં. તેથી જ આજે કરે છે આટલી ધૃષ્ટતા, આ રમણી. ત્યારે તું રહી જાને, રહી જાને, શું જાય છે? યશના ગૌરવમાં સુખ નથી. આ વેણુમતિને તીરે આપણે બે, સહુ ચિંતા કોરે મૂકી આપણું વિશ્રબ્ધ મુગ્ધ હૈયાં આ નિર્જન વનચ્છાયા સાથે મેળવી દઇ, અભિનવ સ્વર્ગલોક રચીશું. સખા, સમજી ગઇ છું હું તારૂં અન્તર.

કચઃ—નહિ, નહિ, દેવયાની!

દેવયાનીઃ—નહિ! મિથ્યા છેતરપિંડી! તારૂં હૈયું શું હું જોઇ શકતી નથી? તું જાણતો નથી શું કે પ્રેમ અન્તર્યામી છે? ખીલેલું

પુષ્પ પલ્લવમાં ઢંકાઇ રહે પણ તેની વાસ તે ક્યાં છુપાવશે? કેટલીયે વાર જ્યારે તેં મુખ ઉંચું કર્યું છે, મારી તરફ જોયું છે, મારો કંઠ-સ્વર સાંભળ્યો છે ત્યારે તારૂં હૈયું હલમલી ઉઠયું છે. હીરાને હલાવીએ અને તેનો કમ્પિત પ્રકાશ બચે ઝગી ઉઠે તેમ. તે શું હું જોઇ શકી નથી? મિત્ર, તું બેડીમાં પડયો છે એટલે તું મારી આગળ બન્દી છે. એ બન્ધન તું તોડી શકશે નહિ. ઇન્દ્ર હવે તારો ઇન્દ્ર નથી.

કચ:—શુચિસ્મિતે, સહસ્ર વર્ષ સુધી આ દૈત્યપુરીમાં મેં સાધના કરી છે તે શું આને માટે?

દેવયાની:—કેમ નહિ? શું વિદ્યાને માટે જ માત્ર લોકો દુનિયામાં કષ્ટ વેઠે છે? કરતો નથી રમણીને માટે કોઈ નર મહા-તપ? પત્નીવર માગવા માટે તપતીની આશાએ નથી કર્યું શું સંવરણે પ્રખર સૂર્ય સ્હામે આકાશમાં જોઇ રહેવાનું કઠોર અનાહાર વ્રત? હાય, વિદ્યા જ માત્ર દુર્લભ? અને પ્રેમ શું આટલો સુલભ? સહસ્ર વર્ષ સુધી તેં સાધના કરી છે તે શા ધનને માટે તે તું પોતે જ જાણતો નથી. વિદ્યા એક તરફ, હું એક તરફ–કોઇ વાર મને, કોઇ વાર તેને તેં સોત્સુક નિરખી છે. તારા અનિશ્ચિત મને બંનેનું યત્નપૂર્વક ગુપ્ત આરાધન કર્યું છે. આજ અમે બંને એક દિવસે સ્વીકારને અર્થે આવ્યાં છીએ. જેને પસંદ કરે તેને, સખા, ઓળખીને લેજે. તું કદી સરલ સાહસથી બોલશે, "નથી વિદ્યામાં સુખ, નથી યશમાં સુખ, દેવયાની, મૂર્તિમાન સિદ્ધિ તું જ માત્ર છે, તને જ કરૂં છું પસંદ,"–તો એમાં કાંઇ ક્ષતિ નથી, કાંઇ લજ્જા નથી. રમણીનું મન પણ, સખા! છે સહસ્ર વર્ષની સાધનાનું ફળ.

કચઃ—પ્રતિજ્ઞા લીધી છે દેવોની સમક્ષ, હે શુભે, કે સંજીવની વિદ્યા પ્રાપ્ત કરી દેવલોકમાં પાછો ફરીશ. તેથી જ અહીં આવ્યો છું. એ પ્રતિજ્ઞા નિરંતર મારા મનમાં જાગૃત રહી છે. તે મારી પ્રતિજ્ઞા આજ પૂર્ણ થઇ છે. આટલા સમય પછી આ જીવન કૃતાર્થ થયું છે. આજે કાંઇ સ્વાર્થ, કાંઇ કામના રહી નથી.

દેવયાનીઃ—જા જા જુઠ્ઠા ! માત્ર તેં વિદ્યાને જ નિરખી છે ? ગુરુગૃહે આવીને શું માત્ર વિદ્યાર્થી તરીકે જ તું રહ્યો છે ? રાતદિવસ શાસ્ત્રગ્રન્થમાં દૃષ્ટિ રાખીને, એકલો, અધ્યયનમાં જ તું લીન થયો છે ? બીજી સર્વ વસ્તુઓ પ્રતિ ઉદાસીન રહ્યો છે ? તો પછી અધ્યયનશાળા છોડીને વનવનાન્તરે ફરીને પુષ્પ ગૂંથી માળા બનાવી સહાસ્ય, પ્રફુલ્લ વદને શું કામ આ વિદ્યાહીણીને આણી આપતો ? આ શું તારૂં કઠોર વ્રત ? આ તારા વિદ્યાર્થીના ચાળા ? સ્હવારે અધ્યયનમાં હોય ત્યારે, હું હાથમાં ખાલી છાબ લઇ, આવીને હસતી ઉભી રહેતી ત્યારે તું શું કામ પુસ્તક છોડીને ઉઠી આવતો અને ઝાકળભીનાં ખીલેલાં પુષ્પોથી મારૂં પૂજન કરતો ? સાંજને વખતે હું ઝાડના ક્યારાને પાણી પાતી હોઉં ત્યારે મને થાકેલી જોઇ શું કામ દયા લાવીને પાણી લાવી આપતો ? શું કામ તારો પાઠ છોડીને મારાં પાળેલાં હરણનાં બચ્ચાનું લાલનપાલન કરતો ? સ્વર્ગમાંથી જે સંગીત શીખી લાવેલો હતો તે શું કામ મને સુણાવતો, સન્ધ્યા સમયે શાન્તિમાં, સ્નેહે ઢળેલાં નયનોની સ્નિગ્ધ છાયાવાળો, દીર્ઘપક્ષ્મના જેવો અંધકાર નદીતીરે છવાઈ રહ્યો હોય ત્યારે ? વિદ્યા લેવા આવીને મારૂં હૃદય શું કામ હરી લીધું, સ્વર્ગની ચાતુરી જાળવી ? હવે મને ખબર પડે છે કે મને વશ કરીને પિતાના હૃદયમાં પ્રવેશ કરવાનું તને મળ્યું —કૃતકાર્ય થઇને હવે જશે મને થોડી કૃતજ્ઞતા આપીને, રાજદ્વારે મનો-

રથ પૂરા થાય એટલે ગરજુ માણસ પ્રતિહારીના હાથમાં આનંદથી એ ચાર મુદ્રા આપીને જાય તેમ ?

કચઃ—અરે, માનિનિ! સાચી વાત સાંભળ્યે તને શું સુખ થનારૂં છે ? ધર્મ સાક્ષી છે. હું છેતરપિંડી નથી કરતો. અકપટ હૃદયે, આનન્દિત મને તારો સંતોષ સાધ્યો છે. તારી સેવા કરતાં કાંઈ દોષ થયો હશે તો તેની સજા હવે મને વિધિએ દઈ દીધી છે. મારા મનમાં કદી એ વસ્તુ હતી જ નહિ. બોલ, એ વાત જાણ્યે શું થશે, જે વાત સાથે ત્રિભુવનમાં કોઈને લેવા દેવા નથી, જે માત્ર કેવળ મારી પોતાની જ વાત છે? મેં પ્રેમ કર્યો છે કે નહિ એ વિચારનું આજે શું પ્રયોજન છે? મારૂં જે કાર્ય છે તે હું સાધીશ. સ્વર્ગ હવે જો મને સ્વર્ગ જેવું નહિ લાગે, દૂર જંગલમાં મારૂં મન ઘવાયલા હરણના માફક ભટકી મરશે, મારા દાઝેલા અંતઃકરણમાં, સહુ કાર્યની અંદર ચિરતૃષ્ણા જાગૃત રહેશે—છતાં તે સુખશૂન્ય સ્વર્ગધામમાં ગયે જ છૂટકો છે. આ સંજીવની વિદ્યા સહુ દેવને અર્પણ કરીને તેમને નૂતન દેવત્વ આપીશ ત્યારે જ મારો પ્રાણ સાર્થક થશે. મારૂં સુખ તે પહેલાં હું નથી વિચારવાનો. ક્ષમા કર મને, દેવયાની ! મારો અપરાધ ક્ષમા કર.

દેવયાનીઃ—ક્ષમા ક્યાંથી મારા મનમાં હોય ! તું આ કુમારીના કુમળા હૈયાને વજ્રથીએ કઠોર બનવાનું કહે છે. હે બ્રાહ્મણ ! તું ચાલ્યો જઈશ સ્વર્ગલોકમાં ગૌરવ સાથે? પોતાના કર્તવ્યના આનન્દથી સહુ દુઃખ શોકને દૂર હાંકી કાઢશે. ક્યાં છે મારે કર્તવ્ય, ક્યાં છે મારે એવાં વ્રત ! મારા આ અભાગી નિષ્ફળ જીવનમાં શું રહ્યું હવે ? મારે શાનું ગૌરવ ? આજ વનમાં બેસી રહીશ, ચિર નિચું ઘાલી, નિઃસંગ, એકલી, લક્ષ્યહીણી જ્યાં જ્યાં આંખ ફેરવી ત્યાં

સહસ્ર સ્મૃતિનાં નિષ્ઠુર કાંટા મને વીંધશે. ક્રૂર લજ્જા છાતી નીચે છુપાઇ રહીને મને વારંવાર દંશ દેશે. ધિક્ ધિક્! ક્યાંથી તું આવ્યો! અલ્યા નિર્દય પથિક, મારા જીવનની વનચ્છાયા તળે બે ઘડી વીતાવવાને બ્હાને જીવનનાં સુખો-ફુલની માફક એક એક ચુંટીને એક સૂત્ર વડે માળામાં ગૂંથ્યાં-જતી વેળા તે માળા ગળે નાંખવાને બદલે, અતિશય તિરસ્કારથી તે સૂત્રને તોડી નાંખી એ માળાને છિન્નભિન્ન કરી અને ધૂળમાં રગદોળ્યો આ પ્રાણનો સમસ્ત મહિમા. તને આ મારો શાપ છે-જે વિદ્યાની ખાતર મારી તું અવગણના કરે છે, તે વિદ્યા તને કોઇ રીતે વશ વર્તશે નહિ;-તું માત્ર તેનો ભારવાહી થઇ રહીશ, ભોગવી શકશે નહિ, શીખવી શકશે, પરંતુ તેનો ઉપયોગ કરી શકશે નહિ.

કચઃ—હું વર આપું છું, દેવિ, તું સુખી થાઓ. ભારે યત્ન કરીને ભૂલી જાઓ આ સર્વ શોક સંતાપ.

અનુવાદક
નરહરિ દ્વારકાદાસ પરીખ.



( ૩૬ )

# ધૃતરાષ્ટ્ર, દુર્યોધન અને ગાંધારી.

[ મૂળ લેખકઃ-શ્રી રવીન્દ્રનાથ ટાગોર. ]

ધૃતરાષ્ટ્રઃ—તું જેને માટે યત્ન કરતો હતો તે તને મળ્યું છે.

દુર્યોધનઃ—મને વિજય મળ્યો છે.

ધૃતરાષ્ટ્રઃ—એથી તું સુખી થયો?

દુર્યોધનઃ—હું વિજયી થયો છું.

ધૃતરાષ્ટ્રઃ—હું તને ફરીથી પૂછું છું, એક અવિભક્ત રાજ્ય મેળવવાથી તને શું સુખ મળ્યું?

દુર્યોધનઃ—પિતાજી, ક્ષત્રિયની તૃષ્ણા સુખ માટે નથી હોતી; વિજય માટે હોય છે. વિજયનો નીશો સખ્ત ઇર્ષ્યાથી જ ઉત્પન્ન થાય છે. ચન્દ્રમાની છાતીમાં જેમ અકીર્તિમન્ત કલંક આલસ્યપૂર્ણ રીતે રહેલાં છે તેમ મારા ભાઇઓના મિત્રતાભર્યા રાજ્યમાં શાન્તિમાં જ પડી રહેતાં હું કંગાલ સુખ પામતો હતો. જ્યારે એ પાંડવો જગતને તેની સંપત્તિથી દૂધે ધોઇ નાંખતા અને ભ્રાતૃત્વની સમાનશીલતામાં મને તેનો સમભાગી કરતા હતા. પરંતુ હવે જ્યારે તેઓ પરાજિત થયા છે અને દેશત્યાગ માટે તત્પર છે, ત્યારે હું સુખી જ નહીં-પણ ઉત્તેજીત-ઉલ્લાસિત-બન્યો છું.

ધૃતરાષ્ટ્રઃ—નીચ, તું ભૂલી જાય છે કે પાંડવો અને કૌરવો-ના પિતામહ એક જ હતા.

દુર્યોધનઃ—એ કૈં ભૂલી જવાય એવું કઠિન નથી, અને તેથી જ અમારી અસમાનતા મારા હૃદયમાં વધુ ને વધુ ખટકતી હતી. મધ્ય રાત્રિનો ચંદ્રમા, મધ્યાહ્નના સૂર્યનો ઇર્ષ્યાળુ નથી બનતો. પણ ક્ષિતિજમાં પહોંચવાનું બન્નેનું યુદ્ધ દીર્ઘકાલ પર્યન્ત ટકી શકતું નથી. પરમાત્માનો આભાર કે એ યુદ્ધ સમાપ્ત થયું છે, અને આખરે હું વિજયની શાન્તિ પ્રાપ્ત કરી શક્યો છું.

ધૃતરાષ્ટ્રઃ—એ જ નીચ ઇર્ષ્યા છે!

દુર્યોધનઃ—ઇર્ષ્યા કદિ નીચ નથી હોતી–મહાન્ પુરુષોના સ્વભાવમાં પણ તેનો અંશ હોય છે. માત્ર ઘાસ જ પુષ્કળ જથ્થામાં ઉગે છે–મોટાં વૃક્ષ નહીં. તારલાઓનાં જ ઝુમખાં હોય છે, પણ સૂર્ય અને ચન્દ્ર તો પોતાના તેજમાં અદ્વિતીય છે. પાંડવોનો ક્ષીણ ચન્દ્રમા વનમાં વૃક્ષોના પડછાયામાં અસ્ત થયો છે, અને કૌરવોનો સદ્યઃ પ્રકાશિત સૂર્ય હવે એકલોજ તેજ આપે છે.

ધૃતરાષ્ટ્રઃ—પણ જે સત્ય છે તેનો પરાજય થયો છે, એ શું સારૂં થયું છે?

દુર્યોધનઃ—નૃપાલોનું જે સત્ય છે તે સત્ય પ્રજાજન માટે નથી. પ્રજા સહયોગિત્વમાં મ્હાલે છે પણ એક નૃપતિને મન તેના હરિફ શત્રુઓ સમાન છે. જ્યારે તેઓ સન્મુખે હોય છે ત્યારે વિઘ્નરૂપ, અને પાછળ હોય છે ત્યારે ત્રાસરૂપ થઈ પડે છે. રાજાની રાજનીતિમાં મિત્ર કિંવા બાન્ધુઓ માટે કૈં સ્થાન નથી. તેનું માત્ર સંગીન મૂળ વિજય છે.

ધૃતરાષ્ટ્રઃ—જૂગટામાં છળકપટથી જીતવું એને હું વિજય કહેવા ના પાડું છું.

દુર્યોધનઃ—એક વ્યાઘ્રને તેના દાંત અને નખથી સમાન કક્ષાએ લડવા માટે નિમન્ત્રણ ન કરવું એમાં કૈં શરમાવા જેવું નથી. જે મને વિજય અપાવે અને આત્મઘાતને માર્ગે ન દોરે તે જ મારાં શસ્ત્ર છે. જે અંત આવ્યો છે તે માટે હું ગર્વિત છું અને સાધનો માટે પશ્ચાત્તાપ કરવામાં મને નબળાઇ ભર્યો તિરસ્કાર ઉપજે છે.

ધૃતરાષ્ટ્રઃ—પણ ન્યાય—

દુર્યોધનઃ—વિજય પ્રાપ્ત થયા પહેલાં ન્યાયનાં સ્વપ્ન મૂર્ખ-શિરોમણિઓને જ આવે છે. પણ જેઓ નૃપાલ થવા જન્મ્યા છે, તેઓ પોતાની, દયાહીન અને આનાકાનીના ભારથી નહીં લાધેલી સત્તા ઉપર નિર્ભય રહે છે.

ધૃતરાષ્ટ્રઃ—તારા વિજયે તારા ઉપર દુઃખ અને ગુસ્સાનું મોટું પૂર આણ્યું છે.

દુર્યોધનઃ—લોકોને એ વાત જાણવાને ખરેખર ચમત્કૃત રીતે અલ્પ સમય લાગશે, કે દુર્યોધન તેમનો રાજા છે અને તેનામાં દુઃખને પગ તળે છુંદી નાંખવાની સત્તા છે.

ધૃતરાષ્ટ્રઃ—દુઃખ શુષ્કપણે જીભ ઉપર જ નૃત્ય કરી મરે છે. તેને હૃદયની પ્રચ્છન્ન છાયામાં લઇ જઇ બળ મેળવવા દઇશ નહીં.

દુર્યોધનઃ—નરદેવની કીર્તિને અબોલ દૂષણ સ્પર્શ પણ ન કરી શકે. મ્હને પ્રેમનું લ્હાણુ ન મળે તેની પરવા નથી; પરન્તુ ઉદ્ધતાઇ હું સહન કરીશ નહીં. પ્રેમનું દાન, દાતાની ઇચ્છા ઉપર નિર્ભય રહે છે, અને કંગાલમાં કંગાલ માણસ એવી ઉદારતા દાખવી શકતો નથી. માત્ર તે તેમનાં પાળેલાં માર્જાર અને શ્વાનો ઉપર જ પ્રદાન કરવા દો; અને મારા સાલસ સ્વભાવના પાન્ડવોને પણ તેવાં

દાન દેવાશે, તેની હું ઇર્ષ્યા કરીશ નહીં; પણ મારા રાજવંશી સિંહાસન માટે હું ભયની બક્ષિસ ઇચ્છું છું. પિતાજી, પુત્રોની અપકીર્તિ કરનારાઓની વાત તરફ કાન માંડવામાં તમે ઘણા જ નમ્ર જણાયા છો; પણ જો તમે હજી પણ તમારા એ પવિત્ર મિત્રોને તેમના તીક્ષ્ણ તિરસ્કારના આનંદમાં મહાલવા દેશો—અને તે પણ તમારાં સંતાનના ભોગે—તો પછી આપણા રાજ્યની ફેરબદલી મારા ભાઇઓના દેશવટા સાથે કરવી અને આપણે વનવાસ ભલે ભોગવવો. ત્યાં આપણને મિત્રોનો ટોટો પડશે નહીં.

ધૃતરાષ્ટ્રઃ—જો મારા મિત્રોની સહૃદયથી ચેતવણીઓ પણ મારા પુત્રો પ્રત્યેના સ્નેહમાં ઘટાડો કરતી હોય તો આપણે સુરક્ષિત છીએ. પણ મેં તારી અપકીર્તિની ખાઇમાં મારા હાથ બોળ્યા છે અને સારી નરસી લાગણી ગુમાવી દીધી છે. તારે ખાતર આપણા રાજવંશી વંશના અર્વાચીન વનમાં મેં દાવાનળ પ્રકટાવ્યો છે.—મારો પ્રેમ આવો ભયંકર છે. તને છાતીએ વળગાડીને આપણે એક તરકની જોડની પેઠે અંધારા નીચાણમાં ધસી જઇએ છીએ; આથી તારા પિતાના પ્રેમમાં સન્દેહ આણીશ નહીં. જ્યાં સુધી આપણે સર્વનાશની સીમાએ પહોંચ્યા નથી, ત્યાં સુધી તારો બાહુપાશ ઢીલો ન કરીશ. તારા વિજયનાં દુદુંભિ વગાડ, તારા વિજયનો વાવટો ફરકાવ. આ ઉત્તેજીત કુકૃત્યોના ગાંડા હુલ્લડમાં, ભાઇઓ અને મિત્રો વિખેરાઇ જશે અને માત્ર કલંકી પિતા અને પુત્ર રહેશે—ઇશ્વરના શ્રાપ પણ રહેશે, અને અન્ય કાંઈ નહીં. ( પ્રતિહાર આવે છે. )

પ્રતિ૦—મહારાજ, મહારાણી ગાંધારી પ્રવેશ કરવાની આજ્ઞા માગે છે.

ધૃતરાષ્ટ્રઃ—હું તેમની માર્ગપ્રતીક્ષા જ કરૂં છું.

**દુર્યોધનઃ**--હું જવાની આજ્ઞા માગું છું. (જાય છે.)

**ધૃતરાષ્ટ્રઃ**—નાસી જા! કેમકે તારી માતાની હાજરીનો અગ્નિ તું સહી શકે તેમ નથી.

(દુર્યોધનની માતા ગાંધારી પ્રવેશ કરે છે.)

**ગાંધારીઃ**—આપનાં ચરણારવિંદમાં મારી એક પ્રાર્થના છે.

**ધૃતરાષ્ટ્રઃ**—તમારી ઇચ્છાનું વક્તવ્ય પરિપૂર્ણતા રૂપે જ છે.

**ગાંધારીઃ**--તેના તિરસ્કારનો સમય હવે આવી પહોંચ્યો છે.

**ધૃતરાષ્ટ્રઃ**—કોના, મારાં રાણી!

**ગાંધારીઃ**--દુર્યોધનના.

**ધૃતરાષ્ટ્રઃ**--તમારા પોતાના જ પુત્ર દુર્યોધનના!

**ગાંધારીઃ**—હા.

**ધૃતરાષ્ટ્રઃ**--રાજાઓની માતા! તમને ન શોભે એવી આ ભયંકર પ્રાર્થના છે.

**ગાંધારીઃ**—આ મારી એકલીની જ પ્રાર્થના નથી. કૌરવોના પ્રપિતામહો જે સ્વર્ગમાં છે તેમની પણ એ જ પ્રાર્થના છે.

**ધૃતરાષ્ટ્રઃ**--તે પવિત્ર ન્યાયમૂર્તિના કાનૂનોનો જેણે ભંગ કર્યો છે તેને તે જ શિક્ષા કરશે; પણ હું તેનો પિતા છું.

**ગાંધારીઃ**--અને હું શું તેની માતા નથી? શું મારા ધડકતા હૃદયે મેં તેનાં કાર્ય કદિ સહન કર્યાં નથી? એમ છતાં હું તમને પ્રાર્થના કરું છું કે, અન્યાયી દુર્યોધનને તિરસ્કારો.

**ધૃતરાષ્ટ્રઃ**—અને તે પછી આપણી પાસે શું રહેશે?

**ગાંધારી**—પરમાત્માના આશીર્વાદ !

**ધૃતરાષ્ટ્ર**:—અને તે શા લાભ કરશે ?

**ગાંધારી**:—નવાં દુઃખો ! આપણા પુત્રની હાજરીની બોજના બમણા કાંટા આપણી છાતીમાં શી રીતે ભોકી શકીએ ? અકાર્યના દુર્ગુણથી ખરીદેલા, આ તાજા મેળવેલા રાજ્યનો ગર્વ શી રીતે સહન કરી શકીએ ? પાંડવોએ જે જમીનનો ત્યાગ કર્યો છે, તે તેઓ પોતાના હાથથી કદાપિ પાછી સ્વીકારશો નહીં; આથી કાંઇ મહાન્ દુઃખ, જે તેના બદલાના કુકૃત્યને લૂંટી લેશે, તેજ આપણે શિરોધાર્ય કરવું એ આપણા માટે યોગ્ય થઇ પડશે.

**ધૃતરાષ્ટ્ર**:—મહારાણી, હૃદયમાં જે દુઃખ ક્યારનુંયે થયું છે, તેમાં તમે તાજો વધારો કરો છો.

**ગાંધારી**:—મહારાજ, પુત્રને જે શિક્ષા કરવામાં આવશે, તે તેના કરતાં આપણને કરેલી વધુ થઈ પડશે. જ્યારે ન્યાયાધીશ પોતે જે સજા કરે છે તેનાથી કંટાળે છે, ત્યારે તેને ન્યાય કરવાનો હક્ક નથી. અને જ્યારે આપ પોતાની જાતને શિક્ષામાંથી મુક્ત કરવા માટે પોતાના પુત્રનો ન્યાય કરતાં અચકાશો ત્યારે જે અપરાધીઓ આ હસ્ત દ્વયથી દંડિત થયા હશે તેઓ પરમાત્માના દરબારમાં આપની સામે વેર લેવા પોકાર કરશે-કારણ, શું તેમને પણ પિતાઓ ન હતા !

**ધૃતરાષ્ટ્ર**:—આ સંબંધી વધુ ન કહેશો, મહારાણી ! હું તમને વિનંતિ કરૂં છું. આપણો પુત્ર પરમાત્માથી તિરસ્કૃત છે અને તેથી જ હું તેનો તિરસ્કાર કરી શકતો નથી. તેને બચાવવો એ હવે મારા અધિકારની કાંઇ વાત નથી અને આથી તેના અપરાધમાં ભાગ લેવો

અને તેની જ સાથે તેના એકલા અટૂલા સહયોગી બનીને વિનાશને પંથે સરી પડવું એ જ મારે માટે આશ્વાસન છે. જે થયું તે થઇ ગયું છે અને જે થવાનું હોય તે ભલે થાય!

**ગાંધારીઃ** (સ્વગત)—હૃદય! શાન્ત થા, અને પ્રભુના ન્યાયની સહિષ્ણુતાથી વાટ જો. ભયંકર રાત્રિ ચાલુ છે, ગણુત્રી માટે પ્રાતઃકાળ આવે છે અને સમય અકૃત્યને સુધારવા જાગ્રત થાય છે. તેના રથનો ગર્જન કરતો નિનાદ હું સાંભળી શકું છું. અબળે! તારૂં મસ્તક ધૂળમાં રગદોળવા નીચે નમાવ અને તારા ભોગ માટે તેને માર્ગમાં મૂકી દે, તારૂં હૃદય તેનાં ચક્ર નીચે છૂંદાવા માટે તૈયાર રાખ. અને એ પછી અન્ધકાર આકાશને આચ્છાદશે, ધરા ધ્રુજશે અને પ્રલાપો હવાને ચીરી નાંખશે. આખરે મૂંગો અને ક્રૂર અંત, ભીષણ શાન્તિ અને મહાન્ અસ્મૃતિ–ધિક્કારનો ભયાનક દાવાનળ લાવશે અને મૃત્યુના અગ્નિમાંથી શ્રેષ્ઠ ઉદ્ધારની જાગ્રતિ થશે.



# ગુર્જરસાક્ષરજયન્તીઓ.

અમદાવાદની સાહિત્ય સભા તરફથી પ્રસિદ્ધ વિદ્વાનો-સાક્ષરોની જયન્તીઓ પ્રસંગે થયેલાં ભાષણોનો સંગ્રહ "ગુજરાત વિદ્યાપીઠ" ના મહાવિદ્યાલયોમાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા પસંદ થવાથી ખાસ આ સંગ્રહ છપાવ્યો છે. આમાં વિદ્વાનોનાં નીચેના ભાષણો છે.

| વિષય. | ભાષણકર્તા. |
|---|---|
| (૧) કલાપી. | (૧) રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ. |
| | (૨) રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. |
| (૨) અખો. | રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા. |
| (૩) મીરાંબાઇ. | રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ. |
| (૪) ગોવર્દ્ધનરામ. | રા. રા. લલિત. |
| (૫) નર્મદાશંકર. | (૧) રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી. |
| | (૨) પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. |
| (૬) મણિલાલ નભુભાઇ. | પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. |
| (૭) ધીરો. | રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા. |
| (૮) બાલાશંકર. | રા. રા. રામમોહનરાય જસવંતરાય દેસાઇ. |
| (૯) પ્રેમાનંદ— | રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. |

આ ઉપરાંત પહેલી સાહિત્ય પરિષદના પ્રમુખ સદ્ગત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનું તથા બીજી પરિષદના પ્રમુખ સા. શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવનું પ્રમુખ તરીકેનું ભાષણ પણ આમાં સંપૂર્ણ છે.

હાઇસ્કૂલો તથા ટ્રેનિંગ કૉલેજમાં ચલાવવા માટે મંજુર થયું છે.

પાકું છીંટનું પુંઠું. કિંમત રૂ. ૨-૦-૦

# હિન્દુ ધર્મની પાઠમાળા.

( સર્વને સરખોજ ઉપયોગી ધર્મગ્રંથ. કિંમત રૂ. ૩-૮-૦ )

મૂળ લેખક—લાલા બૈજનાથ, એમ. એ.

રીયાયર્ડ સેશન જજ. ઉત્તર હિંદુસ્તાનમાં ધર્મ શિક્ષણના પાઠય પુસ્તક તરીકે ચલાવવા આ પુસ્તક સરકારે મંજુર કરેલું હોઈ ઘણી જગાએ તે ચાલે પણ છે તેમાં આવશ્યક ફેરફાર તથા સુધારો વધારો કરી ગુજરાતી વાંચકોને પુરેપુરૂં ઉપયોગી બનાવ્યું છે. આમાં નિચેના વિષયોના તેર ભાગમાં એકસો ઉપરાંત પાઠ પ્રશ્નોત્તરરૂપે આવેલાછે.

ભાગ ૧ લો—ધર્મ અને તેના પ્રવર્તક.
ભાગ ૨ જો—ઇશ્વર વિષે.
ભાગ ૩ જો—મનુષ્ય અને તેનું કર્તવ્ય.
ભાગ ૪ થો—વર્ણાશ્રમ વ્યવસ્થા.
ભાગ ૫ મો—સંસ્કાર.
ભાગ ૬ ઠ્ઠો—સ્ત્રીઓનાં ધર્મ અને પુરૂષોનું કર્તવ્ય.
ભાગ ૭ મો—આચાર.
ભાગ ૮ મો—પ્રચલિત ધર્મવ્યવસ્થા.
ભાગ નવમો—દાન ધર્મ.
ભાગ દશમો—અસત્ વિશ્વાસ અને તેનું નિવારણ.
ભાગ ૧૧ મો—પ્રચલિત સંપ્રદાયો અને તેની વ્યવસ્થા.
ભાગ ૧૨ મો—મહાપુરુષોનાં જીવનવૃતાંત.
ભાગ ૧૩ મો—મોક્ષ.

ક્રાઉન સાઇઝનાં પૃષ્ઠ લગભગ ૩૫૦ પુંઠું પાકું છીંટનું ને સુન્દર છે.



# કથામંજરી-ભાગ પહેલો.

( સોનેરી નામનું સુન્દર પુંઠું-કિંમત રૂ. બે. )

બીજા કોઇ સંગ્રહમાં ન આવેલી નીચેની સોળ વાતો આમાં છેઃ—

| વાર્તા. | લેખક. |
|---|---|
| ૧ વેષધારી | ( રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા; બી. એ. ) |
| ૨ તારાનું અભિજ્ઞાન | ( રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ ) |
| ૩ એક રાત્રી. | ( ડૉ. રવીન્દ્રનાથ ટાગોર. તે ઉપરથી રા. રા. મહાદેવ હરીભાઇ દેસાઈ; બી. એ. એલ. એલ. બી. ) |
| ૪ અપરિચિતા | ( „ „ રા. રા. ભગવાનદાસ ગીરજાશંકર ભટ) |
| ૫ મણી | ( „ „ રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ) |
| ૬ વીસમી સદીની શકુંતલા. | „ „ |
| ૭ દોલત | ( સ્વ. ભાઇ રણજીતરામ વાવાભાઇ મહેતા; બી. એ. ) |
| ૮ સુમનનો સંતાપ | (રા. રા. ઇન્દુલાલ કે. યાજ્ઞિક, બી. એ. એલ. એલ. બી. |
| ૯ લગ્ન. | (સૌ. શારદા મ્હેતા; બી. એ. ) |
| ૧૦ “ગરબાવાળો” | ( રા. રા. સુધાકર) |
| ૧૧ પૈસો કે પ્રેમ? | ( રા. રા. ચંપકલાલ એચ. ભગુડીઆ, બી. એ.) |
| ૧૨ વિચિત્ર સ્વયંવર | ( રા. રા. બાલયોગી) |
| ૧૩ રેણુકા. | ( રા. રા. ગોકળદાસ ડી॰ રાયચુરા ) |
| ૧૪ કામળાનો કજીઓ | ( રા. રા. રમણીક અ. મહેતા ) |
| ૧૫ પ્રિય બાલા | ( રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ ) |
| ૧૬ લલિત-માધુરી | ( રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ઠની મોટી અપ્રસિદ્ધ સ્નેહવાર્તા. ) |

# કથામંજરી—ભાગ બીજો.

( મોટાં પૃષ્ઠ ૩૦૦ સોનેરી સુન્દર બંધાઇ-કિંમત રૂ. ત્રણ. )

આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની ચૌદ વાતો-કથાઓ છેઃ-

૧ નિર્મળા (લગભગ ૧૦૦ પૃષ્ઠની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહકથા.)
૨ ગુલછરીના બાગમાં ગુલાબ (પારસી સંસારી સ્નેહકથા.)
૩ બે મૃગનાયક (આત્મભોગવડે પરમાર્થ સાધનની કરુણ કથા.)
૪ સુખી રાજકુમાર (લે. રા. રા. સવાઇલાલ ચુનીલાલ યાજ્ઞિક. ઉપલીજ કથાના સિદ્ધાંતવાળી કથા )
૫ એક સ્વપ્ન. ( લેખક રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા.)
૬ મદનનો મનોરથ—(લે. રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે, એમ. એ., એલ એલ. બી. ચાલુ જમાનાના ઉછરતા યુવક અને પ્રેમી જીવનનું એક સુંદર દશ્ય)
૭ નિર્ભયતાની મૂર્તિ ( લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી. આત્મબળની શક્તિનો પ્રભાવ દર્શાવવાની વાર્તા.)
૮. માછીની છોકરી—(લે. રા. રા. ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.)
૯ ચતુર્મુખ-ચાર મુખનું કૌતુક.
૧૦ બુદ્ધાદારબંધ.
( લે. રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી.એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્દભુત વાર્તાઓ.) [૯-૧૦]
૧૧ વિચિત્ર વિલ—(લે. રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા.)
૧૨ હીરામાણેકની મોટી ખાણ. (લે. રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ.)
૧૩ દુખમાંથી સુખ. (લેખક સ્વ. કલાપી.)
૧૪ માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ. ( એક સત્ય ઘટના )



# ગીતા પરિચય.

લેખક—બાબુ રામદયાળ મજમુદાર; એમ. એ. કિંમત રૂ. દોઢ.

ડેમી આઠ પેજી ૨૦૦ પૃષ્ટનો મનનીય ધર્મગ્રંથ સર્વે મતાનુયાયીઓને ઉપયોગી. આ પુસ્તકનાં નીચે પ્રમાણે દસ પ્રકરણો છે:—

પ્ર૦ ૧ લું—ગીતાનો આદર.

પ્ર૦ ૨ જું—ગીતાનું સ્થાન, કાળ અને પાત્ર.

પ્ર૦ ૩ જું—ગીતાનું વિશેષપણું.

પ્ર૦ ૪ થું—ગીતામાં શક્તિનો સંચાર.

પ્ર૦ ૫ મું—ગીતાનો સ્થૂલ પરિચય.

પ્ર૦ ૬ ઠું—ગીતાનો રક્ષામંત્ર.

પ્ર૦ ૭ મું—ગીતાનો લક્ષ્યસંકેત.

પ્ર૦ ૮ મું—ગીતાનો કર્મસંકેત.

પ્ર૦ ૯ મું—ગીતામાં જગતનો સંપૂર્ણ ધર્મ છે.

પ્ર૦ ૧૦ મું—ગીતોક્ત ધર્મનું પ્રાચીનત્વ.

**કાશીથી પરમહંસસ્વામી શ્રી પ્રણવાનંદજી** લખે છે કે, "રામ! તમારી ગીતા મેં વાંચી. તમે ગીતારૂપી જે મહાનિધિ અમોને આપો છો તે અપૂર્વ છે. પૂજ્યપાદ આચાર્યોનાં રચેલાં જેટલાં ભાષ્ય અને જેટલી ટીકાઓ જોવામાં આવેલ છે તે કરતાં તમારી આ ટીકા મને વધારે પસંદ પડી છે. **તમારી ગીતા જેવી સરલ છે, તેવીજ ચિત્તને આકર્ષણ કરનારી છે. તે એક રીતે ગુરૂ સમાન છે."**

આ પુસ્તક વિશે આવા સેંકડો અભિપ્રાયો મળેલા છે.



# જીવનસુધારણાના સન્માર્ગ.

( ભાગ ૧-૨. લેખક વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ, બી. એ. )
જીવનમાં નવીન ઉત્સાહ રેડનાર, નવીન ચૈતન્ય જગવનાર, અપૂર્વ આનંદ અને શાંતિ પ્રેરનાર તેમજ માનસિક શક્તિઓનો અજબ રીતે વિકાસ કરનાર સદ્વિચારોથી ઓતપ્રોત આ પુસ્તક પ્રત્યેક સ્ત્રી-પુરૂષને સ્વપરહિત સાધવામાં અમૂલ્ય મદદગાર થઇ પડે તેવું છે.

આમાં આવેલા વિષયોનો ટૂંકો સારઃ--

**ભાગ પહેલામાં**—(૧) લોકપ્રિય થવાની કળા. (૨) આનંદ પ્રાપ્તિના માર્ગો. (૩) જીવનસૌન્દર્ય (૪) સ્વાશ્રયી બનો. (૫] સત-મિત્રતાનું સ્વરૂપ. (૬) માનસિક મિત્રો અને શત્રુઓ. (૭) વાંચન-દ્વારા શિક્ષણ (૮) મહત્વાકાંક્ષા. (૯) આત્મસુધારણા. (૧૦) નિદ્રા દરમિયાન ચારિત્ર્યનું બંધારણ.

**બીજા ભાગમાં**—(૧) આભ્યંતર શાંત. (૨) વ્યક્તિગત આકર્ષણ શક્તિ. (૩) સમજશક્તિની બક્ષીસ. (૪) મનુષ્યની પ્રભાવ-શીલતા. (૫) ઉતાવળ એ વિનાશનું કારણ છે. (૬) આત્મ-નિર્ભર-તાનું મહત્વ. (૭) ઉદ્યોગપરાયણતા. (૮) બોધક સૂત્રો.

રૉયલ સોળપેજી પૃષ્ઠ ૨૫૦ લગભગ. કિંમત-ભાગ ૧ લો-૧-૦-૦
ભાગ ૨ જો ૦-૬-૦

---

## પંચરત્ન વા પ્રેમમય જગત્--

ઓ બોધક કથાના પુસ્તકમાં (૧) નિઃસ્વાર્થ પ્રેમ, (૨) સૌદમિની (૩) પત્ની-વ્રત, (૪) સ્વર્ગીય પ્રેમ અને (૫) ચંપાકુમારી એ પાંચ નાની પણ સુન્દર વાતો છે. કિંમત બાર આના ( ગ્લેજ કાગળ ને પુંઠું કાચું.)

# મેવાડ-પતન.

**બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર બાબુ દ્વિજેન્દ્રલાલ રૉયના ઐતિહાસિક ઉત્તમ નાટકનું તેવુંજ સુંદર ભાષાંતર.**

**કિંમત રૂ. સવા.**

આ નાટક મહારાણા પ્રતાપસિંહના પુત્ર અમરસિંહ તથા જહાંગીરના સમયનું છે. તેમાં પતિપ્રેમ, દેશપ્રેમ ને વિશ્વપ્રેમ એ ત્રણ ઉચ્ચતમ, પવિત્ર ભાવનાઓને અત્યંત મનોહર રીતે ખીલવી તાદસ્ય કરી બતાવી છે. મેવાડનું પતન થતાં તે જહાંગીરના કબજામાં જાય છે; છતાં હિંદુ મુસલમાનોનું ઐક્ય ઘણીજ સરસ રીતે સાધવાનો ઉત્તમ માર્ગ કવિએ આમાં દર્શાવ્યો છે.

---

# સુખશાંતિ--વિચારણા.

આ સુપ્રસિદ્ધ અંગ્રેજ ગ્રંથકાર સર જૉન લબકના એક પુસ્તકના આધારે પણ ઘણા ફેરફાર સાથે તૈયાર કરેલું છે. આમાં સામાજીક સુખની અભિવૃદ્ધિના નીચેના વિષયોનો વિચાર દાખલા દલીલો તથા આપણાં હિંદુ ધર્મનાં શાસ્ત્રીય પ્રમાણો સાથે કરવામાં આવ્યો છેઃ-

પ્ર. ૧ લું સુખ. ૨ જું મન. ૩ જું અભિલાષા. ૪ થું સંતોષ. ૫ મું વિપત્તિ. ૬ ઠું ઔદાર્ય. ૭ મું મિત્ર અને શત્રુ. ૮ મું ધન. ૯ મું વિવેકબુદ્ધિ. ૧૦ મું શાન્તિ.

પ્રિન્ટીંગ સુંદર ને બાઇન્ડીંગ પાકું મજબુત ડેમી ૧૬ પેજી પૃષ્ટ ૩૫૦, ગ્લેઝ કાગળ ઉપર સખત મોંઘવારીમાં છપાવેલ છતાં **કિંમત રૂ. ૧-૮-૦ છે. ઇનામ લાઇબ્રેરી માટે મંજુર છે.**

